# ખજાંને હેકાએત.

જેમાં

નીતીમાન, ચાનાક આપનારી, સંસારી, રમુજી

તથા દીલને ખુશ કરનારી

## ૧૦૧ વાર્તાઓનો સંગ્રહ.



મુંબઈ:

ઈનડસ્ત્રીયલ પ્રેસ,

નં૦ ૩ જો, હમમ સ્ટ્રીટ.

સને ૧૮૮૯.

કીંમત રૂ. ૧.

# પ્રસ્તાવના.

આજ ટક ગુજરાતી ભાષામાં વાર્ત્તાઓના જે પુસ્તકો છપાઈ બાહેર પડયાં છે તે ઘણાખરા એકજ કર્ત્તાની કલમથી લખાયલાં હોય છે, પણ આ પુસ્તક તદન જુદીજ ફાસમનુ બાહાર પાડવામાં આવ્યું છે. અગાઊ પ્રગટ થયલી ચોપડીઓ તથા અગાઊના તથા હાલના માસીક ચોપાન્યામાં કોઇ કોઇ વાર્તાઓ એવી તો સરસ પ્રગટ થતી હતી અને થાય છે પણ તે થોડાજ જણુના વાંચવામાં આવતી હશે. જે લોકો માસીક ચોપાન્યા વાંચતા હશે તેમાંથી ભાયગે થોડાજ ગ્રહસ્થો તે ચોપાન્યાં જાલવી રાખતા હશે તે માંહે આવેલી કીમતી વાર્ત્તાઓ કોઇક લોકોનાજ ધ્યાનમાં રહેતી હશે, તેથી આ ચોપડી પ્રગટ કરનારની નેમ જાણીતા માસીક ચોપાન્યા તથા અગાઊ પ્રગટ થએલી ચોપડીમાંથી ચાનાક આપનારી, નીતીમાન, સંસારી તથા કેટલીક દીલખુશ વાર્ત્તાઓનો સંગ્રહ કરી ચોપડીના આકારમાં બે, ત્રણ ભાગે પ્રગટ કરવાની છે. વળી એ ચોપડીમાં નવી વાર્ત્તાઓનો પણ મોટો સંગ્રહ આપવામાં આવ્યો છે તે આ ચોપડી માટે ખાસ લખાવેલી છે. કુટંબોમાં આ ચોપડી માહેલી વાર્ત્તા વાંચવા લાયક કરવા માટે એમાં જે વાર્ત્તાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે ફકત **નીતીમાન, ચાનાક આપનારા, સંસારી** તથા કેટલીક **દીલખુશ** વાર્ત્તાઓનોજ સંગ્રહ પ્રગટ કીધો છે. આ પુસ્તક માહેલી વાર્ત્તાઓ હમારી ખાસ લખાવેલી નવી સીવાય જે વાર્ત્તા લીધી છે તે આગલા તથા હમણાના જાણીતા માસીક ચોપાન્યાઓ જેવાંકે, જ્ઞાન પ્રસારક, જગત મીતર, જગત પરેમી, સ્ત્રીબોધ, નુરેએલમ, જ્ઞાન વર્ધક, ફુરસદ, વિદ્યામિત્ર, ગુલઅફસાન, દુભાસીઓ મેળાવડો વગેરે કે જે કાબેલ તથા બાહોશ લખનારાઓની કલમથી લખાયલા હતા તેમાંથી તેમજ કેટલીએક જાણીતી ચોપડીમાંથી ચુંટી કાહાડીને પ્રગટ કીધી છે, કે જેથી આ વાર્ત્તાનું પુસ્તક ઉત્તમ લખનારાઓની ઉત્તમ વાર્ત્તાઓનો ઉત્તમ ખજાનો થઇ પડશે.

સપટેમબર ૧૮૮૯.

**કા. પે. શુ.**

# સાકલીઊં.

પાનું.

## સાકલીજ.

# ખોટી મોટાઈનો ખરો પસ્તાવો.

## બે પ્રકરણોની એક સંસારી વાર્તા.

## પ્રકરણ પેહેલું.

લાંબો વખત સુધી ઉપયોગી ધંધો ચલાવીને **ધનજીશા દીવેચા** સુરત ખાતે રૂઉ અને સુતરનું એક મોટું કારખાનું સ્થાપવાને શકતીવાન થયા હતા; અને તેથી તેવનને પોતાની જઇફ વયમા 'પાંચ પૈશાની' સુખી હાલતમાં આવવાને બની આવ્યું હતું. પણ એ 'પાંચ પૈશા'ની સુખી હાલત તેવનના સાદા વીચાર મુજબ એવીજ હતી કે કોઇના આશરા ઉપર પડીને ઓશીયાલા રેહેવા વગર સઘલી તરેહની સગવડમાં રેહેવું; બાકી બીજી કાંઈ ઠાલી મોટાઇ દેખાડવાનો તેવનને કદી વીચાર આવ્યો નહી હતો, અને પોતાની સાદી આબરૂ ઇજ્જતમાજ તેવને સંતોશ મેલવ્યો હતો. વલી જ્યારે સારી જેવી પુંજીના તેવન ધણી થયા ત્યારેબી તેવને પોતાનું કામ પોતાને હાતેજ અને પોતાની દેખરેખ હેઠલજ કરવાનું કદી હીણું ગણીયું નહી હતું; અને આલસુ બેસીને સાહેબી ભોગવવાને તેવને ધીકાર્યું હતું.

ધનજીશાને પોતાને કાંઇ ફરજંદો નહી હોવાથી તેવને પોતાના મરનાર ભાઈના બે દીકરાઓને પોતાના ભાગીયા તરીકે જોડયા હતા તે બન્ને ભાઇઓના નામો **કાવશા** અને **ભીખાજી** હતાં. કાવશા તેવનને વધારે ગમતો હોવાથી તેને તેવને પોતાની ખાસ સંભાલ ટલે ઉછાર્યો હતો, અને તેબી વર્તણુક, આચાર, અને વીચારમાં તેવનના જેવોજ નીકલ્યો હતો. તે હમેશાં ખુશ અને ચંચલ હોવાથી કારખાનાનું જે કામ તેને માથે આવી પડયું હતું, તે કામ બરાબર બજાવાને અને ધનજીશાએ જે ઇતબાર તેની ઉપર મુકયો હતો તે ઇતબારને લાયક થવાને તે હરદમ ખંટી રેહેતો હતો. પોતાનાં કામથી શરમીંદો થવાને બદલે તે તેમાં માન સમજતો હતો; અને પોતાની ફરજ બજાવી એટલેજ પોતે આબરૂ મેલવી એમ તે માનતો હતો.

પણ તેનો ભાઇ ભીખાજી તેનેથી ઉલટાજ ખવાસનો હતો. તે તુંદ અને મગરૂર ખવાશનો હોવાથી તેનામા મોટાઇબી ઘણી હતી; કામ કરવા તેને ગમતુંજ નહી હતું; અને કારખાનામાં ઉપરી કરવી તેબી તેને મનથી ઘણું હલકાઇ ભરેલું વહીતરૂં હતું. અને જો પોતાનો મરનાર પીતા કાંઇબી દોલત તેને આપી ગયો હતે તો તે પોતાના દયાલુ કાકાની મેહેરબાનીનો લાભ લેઇને તેની સાથે ભાગ્યાપણામાં ઉતરવાનીબી દરકાર કરતે નહી.

તે કારખાનાનાં કામ ઉપર કદીબી ઉદયોગથી ધ્યાણ આપતો નહી હતો. તેને એવોજ ફાંકો હતો કે તેની હુશીયારી મુજબ તેને એવું એવું કામ કરવાનું છાજતુંજ નથી; અને તે વલી બલાપો કરતો હતો કે તેની ચલકતી મનશકતી સઘલી સુરતનાં ખુણામાં ઝાંખી પડે છે!

તે અંદરખાનેથી સમજતો હતો કે એવી તેની ચાલથી તે પોતાના કાકાના અનગમામા આવી પડે છે; તોપણ તેનો ખવાસ એટલો મગરૂર થઇ ગયો હતો કે, તે જઇફ અહસ્તના સાદા વીચારોનેબી હશી કાઢવાને તે વારે ઘડીએ ચુકતો નહી હતો. જ્યારે તેની અને ધનજીશાની વચે મતફેર થાય, ત્યારે તે તકરારનો ફડચો પોતાનાં મન સાથે એવું બોલીને લાવતો હતો કે—"મારા કાકાને દુનીયાંનો કસોબી હોશ નથી! પણ તે હોશ હોય કયાંથી? એ બીચારાએ પોતાનો આખો જનમારો કારખાનાનાં વહીતરાંમા પુરો કીધેલો!"

ઘણી વેલા તો ધનજીશા પોતાની કાંઇ તકરારના ટેકામાં અને પોતાના વીચારના બચાવમાં પોતાના સાહાઠ વરસોના અનુભવની દલીલ લાવતા હતા, પણ તે દલીલ બી આ મમતી જવાનનાં ધ્યાણમાં વજન પામતી નહી હતી.

મમતી જવાન! જો ભીખાજી આ બોલો સાંભલતે તો તે કદીબી તેની સચાઇ કબુલ કરતે નહી. કેમકે તેને એવોજ વીચાર હતો કે માત્ર બુઢાઓ સીવાય બીજા કોઈ લોકો મમતી હોયજ નહી. તેની ખાત્રીજ હતી કે માત્ર કાકાઓ, બાપો, અને બપાવાઓજ એવાં મમતી મનના ભોગ થયલા હોય; બાકી જવાન માણસો, અને ખાસ કરીને તે જવાનો જેઓ સુધરેલા પોશાક સાથે ચલકતા એશંકી બુટ પેહેરીને ફરતા હોય તે લોકો તો ઘણાજ સમજુ હમેશાં હોય.

આખરે તે વખત આવી પુગ્યો કે જ્યારે ભીખાજીને પોતાના વીચાર મુજબ અમલ કરવાનું બની આવ્યું. ધનજીશા મરણ પામ્યા; અને તેવનની દોલત તેમજ કારખાનાની મીલકત તે બન્ને ભાઇઓ વચ્ચે સરખે ભાગે વેહેંચાઈ. "હવે," ભીખાજી બોલ્યો, "હું બેડીમાં-થી છુટો થયો છું. હવે હું તો તુને છોડી જઇશ કાવશા. જો તારો એજ શોખ છે તો તું તારે ગમે તેવું વહીતરૂં રાત ને દાહાડો કાર-ખાનાંમાં કર્યા કરજે. મને તો એ કામ કરવા ગમતુંજ નથી. હું તો મરજી મુજબની મોજમા પડીશ; અને કોઇ બીજા ગરજાઉને પૈસા આપીને મારે બદલેનું કામ કરવા કહીશ."

"ભીખાજી," કાવશાએ જવાબ દીધો, "મને ધાસ્તી છે કે તે ગરજાઉ પારકો, તારૂં કામ તું કરે તેટલી સરસ રીતે તો નહીજ કરશે, તે તું જાણે છે કેની પેલી કેહેવત કે—'ધણી જાગેતોજ ચોર નાહશે'?"

"હોશે. એવી કેહેવતો પર મારે ઝાઝું ધ્યાણ આપવું નથી." ભીખાજી બોલ્યો. "ધનજીશાના જેવોજ ધકારો તુનેબી લાગ્યો છે તે વાતથી તો હું વાકિફગાર છું; પણ એવી હેજગારી કરવા તરફ મારૂં મન તો કદી દોડનાર નથી."

"ભીખાજી મેહેનતને ધીકારવામાં ડાહપણ ગણાય નહી," કાવશા બોલ્યો, "તું પોતે આપઅખત્યાર થઇને રેહેવા માંગે તેમા તો અડચણ નથી, પણ હું તો ધારૂં છું કે ઉદયોગથી નાણું એકઠું કીધા વીણા આપઅખત્યારી મેલવવાનો બીજો કોઇ રસ્તો તો નથીજ. મારી તો ખાત્રીજ છે કે જો આપણા મેહેરબાન કાકાએ બી તારાજ જેવો વીચાર મોટાઇનો ને શેઠાઇનો રાખ્યો હતે તો આપણે પોતે આટલીબી આપઅખત્યાર હાલતમાં આવી શકતે નહી."

"ઠીક છે કાવશા," તેના ભાઇએ ઊતર વાળ્યો, "તારા વી-ચાર એવા છે તો ભલે, તે મુજબ તું ચાલ, અને મારા વીચાર મુજબ હું ચાલું. તુંતો પરણેલો ને વલી બચાંવાલો છે એટલે અલ-બતાં તારી ને મારી હાલતમાંબી ઘણો ફેર છે. સારાં નશીબે હું તો એવી કાંઇ પીડામાં પડેલો નથી, એટલે હું તો સઘલી રીતની છુટમા છું. ને મારો ઠેડાવ તો એવોજ છે કે વગર ફીકરે રેહવું ને મનગ-મતી મોજ કરવી."

હવે પોતાની એખલી અટુલી હાલતમાં, તે વગર ફીકરની જીં-દગી ગુજારવાને અને મનગમતી મોજ કરવાને શકતીવાન થાય કે

નહી તેનો વીચાર કરવાનું તો હમે હમારા દાનેશમંદ વાંચનાર ઉપરજ રાખી, આ વાતાનું બયાન આગલ ચલાવીએ છીએ.

ઉપર મુજબની વાતચીત તે બે ભાઇઓ વચે થયા પછી થોડાજ દીવસે એક બીજો બનાવ બન્યો કે જેથી તેઓની ચાલચલણ વધારે ખોલ્લી રીતે જણાઇ આવી.

થોડાક પારસી ગ્રહસ્તો અને બાઇઓની મંડલી મોજને માટે ફરતી ફરતી સુરત ખાતે આવી લાગી. તે સઘલાઓ દીવેચાના કુટુંબને ઓલખતાં હોવાથી તેઓએ પોતાનો ઉતારોબી તેમનાંજ ઘરમાં કર્યો; અને બીજેજ દીવસે કાવશા તેઓને પોતાનું કારખાનું દેખાડવા લેઇ ગયો.

તેને તેઓને ફેરવીને સઘલી ચીજોની સમજ આપી; અને પોતાના કામદારોની હાલતથી તેઓને વાકેફ કરી, તેમની તંદરોસ્તી અને સગવડ જાલવવાના તેને તેમજ તેના મરનાર કાકાએ કેવા કેવ ઊપાયો લીધા હતા તે વીશે તેઓને જાણીતાં કરી તે મગરૂરી લેવા લાગ્યો.

તે સઘલાં પરોણાંઓ મુંબઇવાશી હતાં, અને તેઓ સઘલી તરેહની એશકાઇમા તેમજ સુધરાઇમાં ચકચુર થયલાં હોવાથી ભીખાજીનું ધ્યાણ અલબતાં તેઓ તરફ વધારે ખેંચાયલું રહ્યું.

તેઓ જેટલો વખત કારખાનાંમાં રહ્યાં તેટલો વખત કાવશાને તો અતીઘણી ખુશાલીજ ઉપજેલી રહી; પણ ભીખાજી જે પેલી એશકી અને સુંદર બાનુઓ ઊપર ઘરૂંપરૂં થઇ રહયો હતો તેતો જાણે એવુંજ દેખાડવા લાગ્યો કે કાવશાનો ભાગ્યો ગણાવામાં તે એક જાતની હીણપસ્તી સમજે છે.

કાવશા તો પોતાની તદન સાદાઈ મુજબ સાંચાના સઘલા ભાગોની તેઓને સમજ આપતો હતો; પણ ભીખાજી હરદમ પોતાનો ઊંચો 'ટેસ્ટ' અને સુધરેલી રીતભાંત, અને સભ્યતા દેખાડવાને ખંટી હોવાથી વારેઘડીએ બોલતો હતો કે—"ભાઇ, એ બાઇઓ હવે ઘણો વખત થયો ઊભી રહેલી છે." અથવા "ભાઈ, આએ સંચો જરા બંધ કરાવો, એનો ગોઘાંત આએ બાઇઓથી ખમાશે નહી" અથવા "ભાઇ હવે ચાલો એ લોકો થાકી ગીયાં હોશે; તેથી એવું, તમારૂં તાહેલું આગલ ના ચલાવો." ૪૦

આખરે તેને વારેઘડીએ એમ બોલતો સાંભલીને કાવશાને તેઓને પોતાને ઘેર પાછાં લેઇ જવા પડ્યાં; અને ત્યાં જતાંજ ભીખાજી તે-

ઓને પોતાના ઓરડામાં લઇ ગયો, અને ત્યાંની સઘલી ભપકાદાર ને મોઘી ચીજો તેને તેઓને મોટી મગરૂરીથી દેખાડી. પેલી અબ ળાઓ તો સઘલી થાવકી અને હસમુખી હતી; અને તેઓમાં ખાસ કરીને એક નાદરશા નાણાવતીની છોકરી જરબાઇ હતી કે જેણીએ ચોત્રીસ વરસો તો કુમારીજ હાલતે પુરાં કીધાં હતાં, કેમકે પોતા-ને મનગમતો ખાવંદ મેલવવાની વાટ જોતાં તેણીને અંતે રખડી રેહેવું પડયું હતું; અને હવે જ્યારે ગમે તેવોબી મેલવવાની તેણી રાહ જોતી હતી ત્યારે અરધા ઘડપણે તેણી પુગેલી હોવાથી કોઇ તેણીને કબુલવાની કનવાર કરતું નહી હતું.

તેણી એવી હાલતમાં તો હતી, તોપણ પૈસાવાલા માબાપના લાડમાં તેણી ઉધરેલી હોવાથી તેણીમાં તુંદઇ અને મગરૂરીનો પવન ઘણો હતો; અને તેથી જેમ જેમ ભીખાજી પોતાની ખુશામતી વર્ત-ણુકથી તેણીને છગાવતો ગયો તેમ તેમ તેણી તેને તરેહવાર બનાવ-તી ગઇ, અને વલી તે નહી સાંભલે તેમ પોતાની સહીઓને વારં-વાર હસીને પુછતીબી હતી કે–"આએ કાકાની અક્કડ વીશે તમે સું ધાર્યું? ભાઇની મોટાઇતો બાર ગામ જેટલી મોટી છે!"

એક કાએલ ગ્રંથકાર લખી ગયો છે કે–"લોકો પોતાની ખરી હાલતથી પોતાની હસી કરાવતા નથી, પણ જે હાલતમાં હોવાનો તેઓ ફાંકો રાખે છે તેથી હસી કરાવે છે." અને તેમજ આ બે ભાઇઓના બાબમાંબી બન્યું હતું. પેલી સઘલી બાઇઓ જો કે અ-તીઘણી ટકોર અને અતીઘણી મશકેરી કરનારી હતી તોબી તેઓને કાવશાની સાદી રીતભાંતો અને સાદી બોલીઓમાં કાંઇબી હસવા જેવું જણાયું નહીં હતું; એક સુંદર અને એસકી ગ્રહસ્તમાં ખપ-વાનો તેને દાવોજ નહી રાખ્યો હતો એટલે તેની બોલી અને તેની હાલત વચ્ચે કાંઇબી કંઢંગો ફરક તેઓને માલમ પડયો નહી હતો. પણ તેના ભાઇનો દરેક બોલ, દરેક દેખાવ, તેમજ તેની દરેક હી-લચાલ તેઓને અતીઘણી મશકેરી કરવા જોગ લાગી હતી કેમકે તે સઘલી ઢોંગી હતી. વલી જેમ જેમ તે તેઓની મશકેરીથી અજાણો રહીને પોતાની મોટાઇના ફાંકા વધારે દેખાડતો ગયો તેમ તેમ તો તેઓની છુપી મશકેરીમાં અતીઘણો વધારોજ થતો ગયો. દરેક બાતે પેલી મગરૂર જરબઇ તેને બનાવંતીજ ગઇ, અને તેણીના ચેહ્રા તે સમજી જાય નહી એટલીજ સંભાળ માત્ર તેણીએ રાખી. જેબી કાંઈ તેણી તપાસે તેમાં તેણીનુજ મત સરસ, અને વખાણવા જોગ ગણ-

વાની તે સંભાલ લેતો હતો, અને ઘણી વેલા તો પોતાની પસંદ કીધેલી જે સરસ ચીજને જરબાઈ જાણીજોઇને ખરાબ અને નાપસંદ ગણે તે ચીજ, તેણીને રાજી રાખવા પોતેબી નાપસંદ ગણવાની તે એવકુફાઈ દેખાડતો હતો.

જરબાઇ જાણીજોઇને જે ચીજને એક વેળા પસંદ કરે તે ચીજને વલી થોડોવાર રહીને ધીક્કારી કાઢતી હતી, અને તેજ રીતની પોતાની મરજી મુજબ તેણી ભીખાજીને બી ઘડીમાં એક રીતે અને ઘડીમાં બીજી રીતે નચાવતી હતી.

તેણી પોતાની સહીઓને એમબી કેહેતી હતી કે—"જુઓ આએ ચીજો ઘણી બેડોળ છે એમ હું એની પાસે હમણા બોલાવીશ, અને પછી થોડેજવારે પોતાનું મત ફેરવવાને એને ફરજ પાડીશ કે એ ચીજ ઘણી ઉતમ છે."

એ સઘલું પોતાના બોલવા મુજબજ બરાબર તેણી બજાવી દેખાડતી હતી; પણ ભીખાજી પોતાની અકકડમાં એવો તો મરી રહયો હતો કે તે પોતે પેલીઓની મશકેરીનો માલ હથીઆર બન્યો છે એવો સેહેજબી ખ્યાલ તેને આવી શકતો નહી હતો. તેનો ભાઈ પોતાની ચતુરાઇથી સમજી ગયો હતો કે તેઓ ભીખાજીની છુપી મશકેરી કરેછે, પણ તેને તે વીશે જાણીતો કરવાને તે અશકત હતો.

એક ઓરડામાં તેઓ સઘલાં ઉભાં હતાં ત્યારે, કાવશાનો પગ અચાનક રીતે જરબાઇની સારી ઉપર દબાયો, તે જોઇ ભીખાજીએ ઘણાએક લાંબા બોલોમાં પોતાની અતીઘણી દલગીરી જાહેર કીધી; અને એકાંત રીતે જરબાઇને વલી તેને એવું બી કહયું કે—માહરો ભાઇ બરાબર રીતભાંત જાણતો નથી, અને બાનુઓ સાથે કેમ ચાલવું તેનુ જ્ઞાન માહરા જેટલું તે ધરાવતો નથી, તેથી તેને માટે કાંઇ આડો વીચાર તમારે લાવવો નહી. એટલું ખરૂં છે કે તેને સફાઈ કે સરસ 'એટીકેટ' આવડતી નથી, કેમકે તેને તેવી ચીજો ઉપર કાંઇ ધ્યાન આપ્યું નથી, તોબી બીજી સઘલી રીતે તે મયાલુ અને ભલોછે અને આ કારખાનાના વહીવટમાંજ તે રોકાઈ નહી રહયો હતે, અને માહરી મીસાલ સફાઇદાર રીતભાંતોનો તેને અભ્યાસ કીધો હતે તો તે એવી કઢંગી ચાલનો નમુનો દેખાડતે નહી.

જરબાઇએ એ સઘલું મુગે મોઢે સાંભલીયું પણ ભીખાજી એટલું સમજયો નહી કે તે વખતે જે સખસનાં કઢંગાપણાની તેને દયા

ખાધી હતી, તે સખસના કરતાં તો તે પોતેજ પોતાનાં કઢંગાપણાં-થી વધારે દયા ભરેલી હાલતમાં આવી પડયો હતો.

પેલાં પરોણાઓ ઘણા દીવસો સુધી તેઓને ત્યાં રહ્યાં, અને તે સઘલો વખત ભીખાજી બની શકતી સઘલી રીતે તેઓનો માણી તો થવાની વેતરણ કરવાને પછાત પડયો નહી. ધીમે ધીમે જરબાઈ ઉપરાંત બીજી સઘલી અબલાઓબી તેને બનાવામાં મઝા મેલવતી ગઇ; અને તોબી હેંકારથી આંધલો બનેલો ભીખાજી પોતાની ખરી હાલત ચેતી શકયો નહી.

પેહેલાં તો જરબાઇ જેવી પૈસાવાલી, એશકી, અને સુધરેલી એક બાનુ સાથે તેને મીત્રાચારી બાઝી તે માટે તે મનમાં મોટી મગરૂરી લેવા લાગ્યો; પણ પછી જેમ દહાડા જતા ગયા, અને જરબાઇના તરેહવાર નાજ નખરાં તેની નજરે પડતાં ગયાં, તેમ તેમ ફક્ત દોસ્તીજ નહી પણ બીજાબી કાંઇ વીચારની લાગણી તેના મનમાં ઉપજતી ગઈ. તે હલવે હલવે એમ ખોહલું દેખાડતો ગયો કે જરબાઈ તરફ તેનું દીલ દોડયું છે.

જરબાઇબી થોડા વખતમાં તે સમજવાને ચુકી નહી, અને જોકે પેહેલાં તો તેણીએ તેને બીલકુલ હસી કાઢયો હતો; અને સઘલી રીતે તેને વીશે પોતાનાં તેમજ પોતાની સહીઓનાં મનમાં હલકો વીચાર બેસે તેવું તેણીએ કીધું હતું, તોપણ હવે જયારે તેના જેવા એક પૈસાવાલા જવાનને તેણીએ પોતાની તરફ ગંભીર લાગણીથી ખેંચાયેલો જોયો ત્યારે તે થાવકી સ્ત્રીએ પોતાના વીચારો ધીરે ધારે ફેરવવાને આંચકી ખાધી નહી.

તેણીને જયારે ખાત્રી મલી કે પોતાનુ લાંબા વખતનુ કુવારા-પણ ભાગવાનો હવે વખત આવ્યોછે, અને ભીખાજી પોતાની ફાંકો રાખેલી સઘલી હુશીયારી છતાં તેણીનાં નખરાંના ફાંદામાં બંધાયોછે, ત્યારે તેને સઘલી તરેહનુ ખરેખરૂં ઉત્તેજણ આપીને વધારે મગરૂર અને વધારે ફુલણજી બનાવાને તેણીએ વીલંબ લગાડયો નહી.

એટલું તો ચોકસ હતું કે તેણી તેને બીલકુલ ચાહતી નહી હતી, અને જો તેણી મોટી વયે પુગી નહી ગઈ હતે, અને તે ઉપરાંત, જો ભીખાજી પોતાના કાકાની દોલતે તવંગર નહી થયો હતે તો તેણી તેને પોતાના ખાવંદ તરીકે કબુલવાને નાં પાડતે એટલુંજ નહી, પણ તેની તરફનો પોતાનો ધીઃકારબી જાહેર કરવાને તેણી ચુકતે નહી એવું હતું.

પણ જયારે હમણાં તો તેણીની પોતાનીજ મતલબ શચવાતી હતી, ત્યારેતો, તરેહવાર નાજ નખરાં, આનાકાની, અને તાલતલાવત દેખાડીને તેણીએ ભીખાજીને પોતાનો હાત આપવાની કબુલાત આ-પી, અને તેબી એટલી કબુલાતે કે તે તેણીની સાથે મુંબઇજ આવીને એક શેઠીયા દાખલ વસે; તેનો ભાઇ કાવશા જે પોતાનાં એકમા-રગી કુટુંબ સાથે અસલી સાદાઈ અને ભોલાઇમાં રેહેતો હતો તેની સાથે કાંઓ સંબંધ રાખે નહી; અને મુંબઇ ખાતે જઇ પુગતાંજ વાલકેસવર ખાતેનો એક મોટો બંગલો જે તેણીના એક સગાએ વેચવા કાઢયો હતો તે ખરીદ કરીને તે તેને 'જરબાઇ લાડજ'નું ભપકાદાર નામ આપે.

ઊછાછલો ભીખાજી તો, જરબાઈ જેવી એક ફાંકડી સુધરેલી અને તેબી વલી મુંબઇના એક તવંગર વેપારીની દીકરીએ તેને પ-સંદ કીધો તે જોઇને હરખથી ફુલીફાટી ગયો. અને તેના ભાઈ કા-વશાએ તેને ઘણોબી સમજાવ્યો કે એવાં મગરૂર ને તુંદ કુટુંબમાં પરણવાના ગેરફાએદા ઘણાછે, અને જરબાઈ જેવી એક નખરાંબાજ ને ઇતિર અબલાને પરણવાથી તે કસુ સુખ ભોગવી શકવાનો નથી; તોપણ તેની તે શીખામણ તેનાં ધયાનમાં ઊતરી નહી; અને જેબી કઢંગી કબુલાતો જરબાઇએ તેની સાથે જાણે તેની ઉપર તેણી કેવો એક ઉપકાર કરવાની હોય તેમ, કરવા માગી તે તેને વગર આંચ-કીએ કબુલી.

જરબાઇને પોતાને બી જોકે પોતીની ઓલખીતીઓ, સગીઓ, અને સહીઓ આગલ પોતાના એવા ફેરવેલા વીચારને માટે ભારી તો પડયું, તોપણ તેણીએ તરેહવાર થીગડાં લગાવીને પોતાનો બચાવ કીધો, અને તુરતજ પોતાના માબાપને બી તરેહવાર રીતે સમજાવી-ને તેઓની રાજીમરજી બી તે બાબે તેણીએ સેહેલાઇથી મેલવી. તેઓ વચેનો સંબંધ જયારે એવી નક્કી વલાણ ઉપરજ આવેલો જયારે સઘલી અબલાઓએ જોયો, ત્યારે તેઓએ તે વીશેની ચુપકીદીજ જાલવવાને વાજબી વીચારયું.

પણ કાવશા પોતાના ભાઇને એવા ખાડામાં ઉતરતો ચુપકીદી સાથે જોઇ શકયો નહી. તેને તો ખોલ્લી રીતે પોતાની નામરજી તેને જણાવી.

"ભીખાજી, તું જોતો નથી?" તે બોલ્યો, "કે એ તુને બીલકુલ ચાહતી નથી. અને એ તુને કબુલ કરેછે તે એજ કારણથી

કે બીજો કોઇ ખાવંદ આટલી મોટી વયે મેલવવાની એને આશા નથી. જો એ ધારતી તેમજ નીરાસી એને હતે નહી, ને તું બી આટલી દોલતનો ધણી હોતે નહી, તો જરૂર તારી માગણી ધીઃકાર સાથે તુછકારી કાઢવાને એ ચુકતે નહી. એ પોતેજ જેટલાં વરસો જણાવેછે તે મુજબ તારેથી છ સાત વરસ એ વડીછે; તે ઉમરના તફાવતનો તો કાંઇ વીચાર કર. એ એટલી તો તુંદ ને મગરૂર છે કે, બોલાય નહી, ને તેથી થશે એમજ કે તમારાં લગન પછી એ એમજ વીચારીને તુને હીણુતી જશે કે તે પોતાની હાલતથી ઉતરતા એક વર સાથે પરણીછે. મારી ધનબાઇના જેવી," (કાવશા પોતાની બાએડીનુ નામ દેઇ બોલ્યો) "તેને બી ભલી ને માયાલુ ને ઘેર રાખુ તું જોવાનો નથી; પણુ તેને બદલેતો તારી આખી જીંદગીમાં તુને દુખ દે એવી નીકલેલી તું જોશે. અને તેવાં દુખમાં ઘણાં વરસો તુને ગુજારવાં પડશે તેનો તો કાંઇ ખ્યાલ કર."

પણુ એ સઘલા બોલો ભીખાજીના કાન ઉપૂર નકામાજ અથડીને પડયા.

"ભાઇ કાવશા," તેને ધીરે રહી ઉતર વાળ્યો, "તું તારી મરજી મુજબ પરણીયોછે, તો હું મારી મરજી મુજબ પરણીસ. જેમ તારા જેવી જીંદગી ગુજારવી મને ગમતી નથી. તેમજ જે ઢપની બાએડીથી તેં સંતોશ મેલવ્યો છે તેથી હું સંતોશ નહી મેલવું તેમાં અજબ જેવું શું છે? હું તો કોઇબી રીતે દુનીયામાં બાહેર પડવા માંગુંછું. દોલતનો બીજો ઉપયોગ શું કરવો તે હું જાણુતો નથી; અને નાદરશા નાણાવતીનાં પ્રખ્યાત કુટુંબ સાથે હું એકવેલા જોડાયો, એટલે મુંબઇનાં સઘલાં મોટાં ખાંચરાના સંબંધમાં આવવાની મને મનગમતી સેહેલાઇ મલશે. મોટે ઘેરના લાડમાં ઉધરેલી જરબઇ જરા મગરૂરછે તે તો હું કબુલ કરૂંછું; પણુ તે પોતાનાં કુટુંબની મોટાઇને લીધે વાજબીપણે મગરૂરબી હોય. ને તોબી જ્યારથી તેને મને કબુલ કીધો ત્યારથી તો અલબતાં પોતાની મગરૂરી તેને છોડીજ દીધેલી આપણે માનવી જોઇએ."

પોતાના ભાઈની મુરખાઇ આટલી હદ શુધી વધી ગયેલી જોઇ કાવશાએ અતીઘણો બલાપો મનમાં કીધો, પણુ તેને ઠેકાણે લાવવા ને તે નાચાર થયો. તે બન્ને ભાઇઓ વચેનો ભાગલાગ બી હવે છુટો કરવામાં આવ્યો.

મોટાં કુટુંબમાં પરણુવાને લાયેકનો ખરચ કરતાં ભીખાજીને

તો અણગમતાં મોટી રકમના ખાડામાં ઉતરવું પડયું; તેમજ પોતાની મોટે ઘેરની મોહરદારને આપેલી કબુલાત મુજબ, તેણીના સગાનો વાલકેસવરનો મોટો બંગલો મોહડે માગી કીમતે ખરીદતાં તેની દોલતના મોટા ભાગનો ભોગ થયો હતો; તોપણ પોતાની અધીરાઇના ઉભરાથી, અને મુંબઇની શેહાઈ ભોગવવાની ઉલટથી આંધલો થઈ તેને એમજ ધારયું કે પૈસાની બાબદનો વીચાર કરવાની હલકાઈતો દેખાડવીજ નહી. તેને દેખઈતી તમામ ખુસાલીથી તે બંગલો ખરીદીયો, અને એવા ભપકાથી હવે ફરવાનો તેને ઠેડાવ કીધો કે તેથી તે સુરતના એક કારખાનાવાલાનો ભત્રીજો થાય એવી કોઇને ખબર પડે નહી; કેમકે તેને એવો ખ્યાલ હતો કે એવી તેની ઓલખ જો મુંબઇમાં જાહેર થઈ તો ત્યાંના સઘલા મોટા માણુસો તેને હીણુસે.

વળી એ વાતના ખ્યાલમાં જરબઇએ તેને અલગતાં મનગમતો ટેકો આપ્યો. તેણી તો હવે સુરત, કે જ્યાં ભીખાજીનાં સગાંઓ અને ઓલખીતાંઓ વસનાં હતાં, તે છોડીજ જવાની ઊતાવળમાં પડી. કેમકે તેણીને મનથી તેઓ એવી કીસમના માણુસો હતાં કે જેઓ સાથે કસોબી વેહવાર વધારેવાર રાખવાને તેણી હીણું સમજે. અને તેણીની સીખવણીને તાબે થઇને ભીખાજી બી મુંબઈમાં જઇ વસવાની ઉતાવલમાં પડયો; અને જે પોતાનાં વહાલાં સગાઓ સાથે તેને પોતાની જીંદગીના આટલાંબધાં વરસો ગુજાર્યાં હતાં, તેઓથીબી છુટા પડવાના વીચારે તેને કસી આંચકી લાગી નહી; એટલી બધી હદ સુધી તેની આગલી ભલી લાગણીઓ સુન મારી ગઈ હતી.

કાવશા તો એક દીવસે પોતાનાં કારખાનામાં હતો, અને ત્યાં એક ભપકાદાર ગાડીમાં બેસીને ભીખાજી તેને મલવા ગયો. તેને સઘલી વાત તો ઘણા ભપકામાં કરવાનો વીચાર રાખ્યો હતો, પણ એક જાતનો ચોકસ મોભો જે આપઅખત્યાર મનનાં માણુસોમો ખુદરતી થઇ પડેલો હોયછે, તે મોભામાં કાવશાનેબી પોતાની સાથે વાત કરતાં જોઈ તેને કાંઇ અજબ જેવી શરમ ઊપજી.

એ વખતની વાતચીતમાંબી કાવશાએ તેને બની શકતી રીતે સમજાવ્યો, પણ તેની વાત તેના ધયાનમાં ઉતરી નહી.

"ભાઈ," ભીખાજી છેલ્લે બોલ્યો, "જે રીતે તમે આએ હેજગારીમાં મશગુલ રહોછો તે રીતે તો કોઇ દહાડે તમુને વખત મલે અથવા ફરસુદ મલે તેવું હું ધારતો નથી, પણ તોબી જો કોઇબી વખત તમે સગવડ મેળવી શકો, તો મને આશા છે કે તમે મુબઇ

માં આવીને હમારે બંગલે થોડા દહાડા બી ઉતારો કરશો.

આએ ટુકું ઇજણ કરતાંબી ભીખાજીએ એટલી તો આનાકાની અને ગુચવાડો દેખાડયો કે તેનાં મનનો ખરો વીચાર પારખવાને તેના ભાઇને કસી મુશકેલી પડી નહીં. ભીખાજી તો એવું ઇચ્છતોજ હતો કે તેનું ઇજણ કાવશા નહીજ કબુલ રાખેતો સારૂં; અને એટલાબી બોલો તે પોતાની બાઇડીની મરજીની વીરૂધ જઇનેજ બોલ્યો હતો. તેઓ બેઉ, કાવશા પોતાનાં કુટુંબ સાથે મુંબઇમાં આવે અને પોતાની અસલી સાદી રીતભાંતોથી સુધરેલાં વીચારોની તેમની એસકી રીતભાતોમાં ખલલ કરે, તે બનાવ બનેલો જોવાને નારાજી હતાં.

પણ બાહોસ કાવશાએ તુરતજ એક હુશીઆરી ભરેલો જવાબ આપીને ભીખાજીની બેચેની દફે કીધી.

"ભાઈ તમારાં એ તેડાં માટે તમારો હું ઉપકાર માંનુંછું," તે બોલ્યો, "પણ તમે જાણોછો તો ખરા કે વાલકેસ્વરનાં તમારા સોભીતા બંગલા માંહું જો આંઉ તો તમુને એક બોજા જેવોજ થઇ પડું. અને વલી માહારો તો એવો ચોકસ નીચમજ છે કે જેઓની મંડલી મને જોઇને શરમાય, અથવા જેઓની મંડલીથી હું શરમાંઉ, તેવી મંડલીમાં કદી સામેલ થવુંજ નહીં.

"હમારી મંડલી તમુને જોઇને શરમાએ?" ભીખાજી ફક્ત તેનુ મન મનાવા હવે આબરૂદરકારે તેની શાથની પોતાની વાતચીત ચાલુ રાખતો બોલ્યો, "કાવશા તમે એ બોલોછો શું! તમે હમારે ત્યાં આવીને એક બોજા જેવા થઈ પડો, એમ હમે તમુને ગણીએ એવો શું તમારો વીચારછે?"

"નહી ભઈ કંઈ ફીકર નહીં;" કાવશાએ જવાબ દીધો, "એટલાબધા ગુચવાડામાં પડીને એટલો બધો બચાવ કરવાની કાંઇ અગત નથી. તમારી માયા મારી ઉપર ઓછી છે એમબી હું કાંઇ કેહેતો નથી; પણ દરેક માણસને અલબતાં પોતાનો શોખ ને પોતાની રીતભાત મુજબ ચાલવાનો હક હોવોજ જોઇએ. આપણે બેઉ તદન જુદીજ કીસમની જીંદગીઓ ગુજારવાનાં છીએ. મારી ઇચ્છા એટલીજછે કે તમારી જીંદગીમાં તમે પુરેપુરો સંતોશ મેલવો. કદાચ એવોબી વખત આવે કે જયારે તમારાં સુખને માટે વધારે કાલજી દેખાડવાને અને વધારે મદદ કરવાને હું શકતીવાંન થાઉ."

એ પછી થોડોજ વખત વધારે નહી ગયો એટલે તો જર-

બાઈ પોતાના અદરાયલા ખાવંદને લઇને મુંબઈ તરફ ઉપડી ગઇ. ભીખાજી ત્યાં જવાના હરખમાં એટલો હતો કે જતી વેલાં પોતાનાં ભાઇ અને ભાભી પાસથી ઘટતી રીતે રજા માગવાની બી તેને દર-કાર રાખી નહીં, તેમજ તેઓનાં બાલકો તરફ બી તેને કાંઇ ઝાઝી મમતા દેખાડી નહીં. તે જોઇને કાવશાની બાઇડીને ભારી ગુસ્સો તો ઉપજયો, પણ કાવશા તેણીને સમજાવતો બોલ્યો "ધનબાઇ, એવે વખતે ભીખાજી જેબી નાદાની કરે તે આપણને મનમાં લાવવી જોઇએ નહી, કેમકે હમણા તો તેનો સઘલો વીચાર પોતાની એશરફી બાઇડીમાં પોતાના મોટા બંગલામાં, અને પોતાનાં ગાડી ઘોડામાંજ ભરાઈ રહયો હતો, તેથી તેને આપણી તરફની માયાનો વીચાર તે કેમ આવે ? તેમજ આપણા બચ્ચાં તરફ તે મમતા કેમ દેખાડે ? પણ એવા પોકલ ભપકાનું, અને દમ વગરની દોડાદોડીનું સેવત, મને લાગેછે કે, કદાચ સારૂં આવશે નહી. અને ત્યારે આપણા તરફની તેની મમતા જો પાછી ઉસકેરાયતો તેમાં નવાઈ નહીં."

એ પછી થોડાજ વખતમાં શઘલાઓએ આપણાં ભીખાજીને વાલકેશવરના શેઠ તરીકેની પોતાની નવી હાલતના ગંજાવર દમામમા પ્રકાશી નીકલતો જોયો ! જરબાઇ અને ભીખાજીના પોશાકે, તેમના ગાડી ઘોડાએ, તેમનાં ખાનાં પીણાંએ, અને શઉથી વધારે તેમની તુંદાઈ અને મગરૂરીએ આશપાશનાં પડોશીઓનુ તેમજ બીજાઓનુ ધ્યાણ ખેંચીયું; અને તેઓ તેમની વાતચીતની મુખ્ય બાબદો જેવાં થોડા દીવશો શુધી થઇ પડયાં. નાદરશા નાણાવતીનો ખરેખરો લાગવગ મુંબઇ જેવાં શેહેરમાં કેટલો હતો તે વીશે ભીખાજીને પુરી પાધરી ખબર નહી હોવાથી તેને તો એક નવાબ કે એક બેરોનેટ, ના જમાઈના જેવો ભપકો દેખાડવા માંડયો.

તેમના પડોશીઓ તેમજ ઓલખીતાંઓ શઘલાં પેહેલ્લાં તો અજાયબીથી જોતાં રહયાં; પછી તેઓએ મશકેરીથી હશવા માડયું, અને છેલ્લે તેઓ શઘલાં એવાંજ એકમત ઉપર આવ્યાં કે, એક વેપારી અને દલાલ તરીકેની પોતાની જીંદગીમા તરેહવાર તરકટો અને કાવાદાવાથી પૈશા મેલવીને દોલતમંદ થયેલા, નાદરશાનો આ ધતર જમાઇ બી કોઈ હલકો પીંજારડોછે, માટે તેને ઘણો વધવા દેવો જોઇએ નહી; અને પોતે એક મગરૂર ને પૈશાવાલી બાએડીને પરણી આવ્યો તેટલાં તે તેને તરેહવાર રીતની 'શાહેબી'

ચલાવાની બી છુટ આપવી જોઇએ નહી, જે હાલતમા તે પોતે હમણા આવવા માગતો હતો તે હાલતને લાયકનો તે જન્મ્યોજ નથી એમ તેઓએ ખોલ્લી રીતે જોઈ લીધું. પોતાનાં ઘરની શઘલી મોજમજાહની ચીજો જે ભપકાથી તે દેખાડતો હતો તે તરફ, તેમજ પોતાની દરેક ચીજની કીમત જલદીથી બોલી દેઇ બીજાંઓને તાજુબીમા નાખવાની તેની ઉલત તરફ તેઓ શઘલાં હશવા લાગ્યાં. અને કરકશરની વાત તરફ જે નાપશંદગી તે દેખાડતો હતો ; તેમજ, ખરી અને ખોટી મોતાઇ પારખવા વગર પોતાનાજ જેવા તચાક તવંગરોની દોશતી મેલવવાને તે જે મજબુત કોશેશો કરતો હતો તે તરફ તેઓને મોટો ધીઃકાર ઉપજવા લાગ્યો.

વલી તેની રીતભાંતોમાં જણાયલી કેટલીક બીજી ખામીઓથી, તેમજ તેની વાતચીતમા ભેલાયલા કેટલાએક ખરાબ અને હલકા શબ્દોથી તે તેઓની વધારે હશી મશકેરીમા અને તીરશકારમા આવી પડયો. ભીખાજી પોતેબી ધીમે ધીમે શમજતો ગયો કે તેની ઓલખાંણમા આવેલા શઘલા ગ્રહસ્તો તેને અલખામણો કરતા જાછે; પણ તેઓ શાથની તે લડત કેમ ચાલુ રાખવી અને તેમા કેમ જીત મેલવવી તેને લાયકનો સ્વભાવ તેમજ તેને માટેનો દુનીયાઇ અનુભવ તે ધરાવતો નહી હોવાથી, તેને પોતાનો માર્ગ શલામતીથી લેવામા ઘણી મુશકેલી નડી. અને તેથી થયું એમ કે, વારેઘડીએ જે જાતનાં નીચપણાંથી તે પોતાના દુશમનોની ખુશામત કરતો હતો, તેમજ વલી બીજી વેલા તેઓને દબરાવાની કોશેશ કરતો હતો, તે નીચપણ જોઇ તેઓની વધારે ખાત્રી થઇ કે તેઓજ પોતે જબરા છે અને ભીખાજી ખરેખરો હલકો અને નાહીમતી છે.

એવો મામલો ભીખાજી ને જરબાઈ અને તેમનાં પડોશીઓ વચે થઇ પડયો હતો ; ત્યારે એક મીજલશમા ભીખાજીએ ખરશેદજી શેઠ નામના એક મગરૂર પારશી ગ્રહસ્તને તેનો કોઈ નજીવો અને હલકો શખશ ભુલમા સમજીને, મોટું અપમાન આપ્યું. એ અપમાનના બદલામાં તે ગ્રહસ્તે એક ખાણાની ટેબલ ઊપર ભીખાજીને હીણું લાગે એવા તરેહવાર શબ્દો ઓચરીઆ, અને ભીખાજીએ જ્યારે તે ગ્રહસ્તની ખરેખરી હાલત જાણી ત્યારે તેનું સઘલું બોલેલું મુગે મોઢે તેને સહણ કીધું. એ વાતની ખબર ત્યાં હાજર રહેલા બીજા ગ્રહસ્તોએ જઇને પોતાને ઘેરે કીધી.

'ખરસેદજીએ શું બોલો ભીખાજીને 'કહયા હતા તે તો ચોકસ રીતે કેહેવાને તેઓ અશકત હતા, કેમકે તે વેલા તેઓ સઘલા પી-ધેલા હતા; અને તેથી તે સઘલાઓએ પોતાના ધ્યાણુમાં આવ્યાં તેવાં બ્યાનો તે બનાવનાં આપ્યાં હતાં. અને તે સાંભલીને તેમની બાઇડીઓ બી એવુંજ બોલવા લાગી હતી કે જરાબઈ એવા એક હ-લકા મનનાં વરને પરણી આવી છે કે જે પોતાને મલેલાં ગમે તેવાં અપમાનનો બદલો બી મેલવવાની દરકાર ધરાવતો નથી.

એ વાતનો, માહોમાહે તકરાર કરીનેજ તેઓએ છેડો આણ્યો નહી, પણ તેને તેઓએ એટલી લંબાવી કે આખરે બે ત્રણ જણી-ઓ તે વીશે જરબઇને તેણીના મોઢાંપર તાણો મારવાને બી ચુકી નહી.

જરબઈ જોકે સમજી તો ખરી કે તે સઘલીઓએ તેણીને હી-ણું લગાડવાનુંજ આએ માત્ર કાવતરૂં રચ્યું છે, અને જોકે તેણી-એ એવુંબી નહી ચાહયું કે ભીખાજી કાંઈ નવા ઝગડામાં સામેલ થઇને કાંઇ મુશકેલીમાં આવે, તોપણ માથાં ભાયગે તેણી તેવો પો-તાનો વીચાર અમલમાં લાવી શકી નહી. તેઓના કેટલાએક ઘર-સંસારી નજીવા ઝગડાની વખતે જરબઇ પોતાની જબાં ઊપર કસો-બી આંકોશ રાખી શકતી નહી હતી. એવા નજીવા બનાવોમાં ઘણી ધણીઆની ઘણી વેલા એવા કપટથી વરતેછે કે તેવો કપટ તેમનો કોઇ બુરો દુશમન બી દેખાડે નહી. અને તેવા એક ઝગડા-ના હીગામમાં તેઓ વચ્ચે સખત બોલચાલ થવાથી, જયારે ભી-ખાજીએ બી ગુસ્સામાં આવીને તેણીને સખત ઠપકા આપ્યા, ત્યારે પોતાનો સઘલો કાબુ ખોહી દઇને તેણીએ તેને પેલી ખાણાની ટેબ-લની વાત યાદ દેવાડી, અને ઝનુનથી કહયું કે–"તું એક હીચકા-રોછે; ઓરત સામે એવી પતરાજી તુને આવડેછે, પણ મરદ સા-મે એમ તારેથી બોલાતું નથી! તું પોતાને એક હીચકારો સાબેત કરી ચુકો છે! બધા મરદો તુને ધીકકારે છે, અને ઓરતો વતીક તારાં હીચકારાંપણાં ઉપર ફીટકાર નાખેછે."

જેઓ ધણી ધણીઆની વચ્ચેના ઝગડાથી બીનવાકેફ છે તેઓને ગમે એટલી અજાયબી લાગે તોબી એટલું તો ખરૂંજ છે કે એવી નજીવી જણાતી મારામારીનું પરીણામ ઘણી વેલા ઘણું બુરૂં આવ્યું છે. ઊપલા બોલો જે પોતાને મોડેથી બોલાયા તેવી-જ જરબાઈ સમજી કે તેણીએ ખોટું કીધું છે, અને તેની અસર

બી જ્યારે તેણીએ ભીખાજી ઉપર ઘણી સખત થયલી જોઈ ત્યારે તેણીને મોટો પસ્તાવો ઉપજ્યો.

જેવો તે તાણો ભીખાજીએ સાંભલીયો તેવોજ તેના ચેહેરામાં કાંઈ અજબ ફેરફાર થયલો જણાયો. તેને એકબી બોલ વધારે જરબાઇને જવાબમાં કહયો નહી; પણ મુગે મોઢે કપડાં પેહેરી પોતાની પાઘડી લઈ તે બાહેર જવા નીકલ્યો. તેનો દેખાવ જોતાંજ જરબાઇને કાંઈ અજબ જેવી ધાસ્તી ઉપજી. "ભીખાજી!" એવા બોલો ચીચીઆરી જેવા અવાજે બોલી દોડતી જઇને તેણીએ તેનો દગલો પકડયો; અને ઘણાજ મજબુત કાલાવાલા કરીને બોલી કે તેણી તે સઘલું મશકેરીમાં બોલી હતી, અને તેમાં સચાઈ જેવું કાંઈબી નહી હતું. પણ સ્થીર નજરે એક ઘડીભર તેણી તરફ ટીકી, ભીખાજીએ ઝટક મારીને તેણીનો હાત છોડવ્યો, અને પછી બંગલાની બાહેર તે નીકલી પડયો.

તે આખો દીવસ અને આખી રાત તેણીએ તેને પાછો ફરેલો જોયો નહી; અને બીજે દીવસે સહવારે જ્યારે તેનો એક મીત્ર તેને ગાડીમાં બેસાડીને લાવ્યો ત્યારે તેનાં મોહડાં ઉપર એક મોટો કાપ હતો, બીજાબી તેને કેટલાક જખમ થયેલા હતા, અને તેમાંથી લોહી વેહેયા કરતું હોવાથી તે ઉપર મજબુત પાટા બાંધી લીધા હતા.

બન્યું હતું એમ, કે પોતાની બાયડીના કઠણ શબ્દો આખો વખત સુધી તેને પોતાનાં મનમાં રાખી મુક્યા હતા, તેથી તે દુખીજ રહયો હતો; અને તેથી જ્યારે તેજ રાતે થયલી એક ક્લબની મીજલસમાં ખરશેદજી તેને પાછો મલ્યો, અને છુપા એશારાઓથી અપમાન આપવા લાગ્યો, ત્યારે અતીઘણાં જહનુનમાં આવી તેને તેની ઉપર હુમલો કીધો હતો. બેઉ વચે ઘણોવાર ઘણી સખત જપાજપી ચાલી હતી, અને તેમાં તેઓ બંને ઘણા સખત જખમી થયા હતા; અને અતે, તેમના મીત્રો મોટી મુશકેલીથી તેઓને જુદા પાડી શક્યા હતા.

એ જખમોની અસરથી ભીખાજીને ઘણો લાંબો વખત સુધી માંદગી ભોગવવી પડી હતી; અને તેમાંથી સાજા થવા બાદ ઘણી ધણીઆંની વચે કાંઈ મારામારી ચાલુ રેહેવાને બદલે આગલના જેવો સારો એખલાસ ચાલુ રહયો હતો.

એ બનાવ પછી થોડેજ વખતે કાંઈ સારાં ટાંકણાંનો લાભ લેઈ જરબાઇએ ઓરત મરદોનો એક મોટો મેલાવડો પોતાને ત્યાં ક-

રવાનો ઠેડાવ કીધો. અને તે વખતે અતીઘણો ભપકો દેખાડીને પોતાનાં દુશમનોની આંખ આંજી નાખવાનો તેણીએ વીચાર રાખ્યો. પણ તેમાંબી તેણી પાર પડી નહી.

તેઓ જેમજેમ પોતાની મોટાઈ દેખાડવાને અને ફતેહ મેલવવાને આતુર બનતાં ગયાં, અને પોતાના લાગતગને ભારી અગત્યપણું આપતાં ગયાં, તેમ તેમ તેમનાં દુશમનો તેઓને તોડી પાડવાને વધારે ખંતી બનતાં ગયાં. તવંગર અને આબરૂદાર તેમજ મલાહજાના આગલા વીચારો જાલવી રાખનાર જે કુટુંબો હતાં, તેંઓતો મરદ ઓરતના ભેગા મેલાવડાને સમુલગા નાપસંદ કરતાં હોવાથી તેઓએ તો ત્યાં હાજર થવાને તે કારણથી ના પાડયું. પણ બીજા સુધરેલા ફાંકડા મરદો અને એશકી છબીલીઓ તો ભીખાજી અને જરબાઇની મોટાઈ જોઇને બળતાં હોવાથી, તેઓએ જરબાઇની મગરૂરી તોડવા માટેજ તેણીનુ ઇજન, કાંઇબી દેખીતાં કારણ વગર, સ્વીકારવાને ના પાડી.

વલી, બીજાં જે તેણીનાં ઓલખીતાં મધ્યમ હાલતનાં હતાં, તેઓતો તેનાં જેવી એક દોલતમંદ બાઈ સાથે ઘાડા સંબંધમાં આવવાને અચકાયાં. કેમકે તેવાંજ ખાનાપીણું કરીને તેણીનો બદલો વાલવાની તેઓમાં શકતી નહી હતી.

જ્યારે પોતાને અંતે એવી કઢંગી હાલતમાં આવી પડેલી જોઈ, ત્યારે જરબાઇને પોતાની તુંદાઈ એક કોરે મુકીને, પોતાનો ફેસ્તો તદન નહી બને તે માટે, ઘણેક ઠેકાણે જઇને છુપા કાલાવાલા કરવાનીબી ફરજ પડી. પણ એ સઘલાં છતાંબી તે મેજબાનીની રાતે તો, તેણીનાં દુશમનોની ચઢતી અને તેણીની પડતીજ થયેલી માલમ પડી. નોતરેલાં પરોણાંઓમાંથી ઘણાંજ થોડા ત્યાં ગયાં; અને તેમાથીબી મોટો ભાગ એવાંઓનો બનેલો હતો કે જેઓ આવે યા નહી આવે તેની આ ધણીઆંનીને ઝાઝી દરકાર હોય નહી. તેણીના કાલાવાલા શાંભલીને જેઓએ તેણીને આવવાની કબુલાત આપી હતી તેઓએ બી છેલ્લી ઘડીએ પોતાથી આવવાને નહી બની શકવાના પેગામો કેહેવાડયા હતા; અને ભીખાજી બરાબર સમજયો હતો કે એ સઘલું; તેની મોતાઇ જોઇ તેના દોસ્તોબી હવે તેને ધીકારતા થયેલા હોવાથી, તેઓની ફુલવણીથીજ થયું હતું. જરબાઇએ તૈયારીતો સઘલી ઘણા મોટા પાયાપર કીધી હતી, પણ તે હવે અકારત ગઇ હતી.

પરોણાંઓનાં ટોલાં વગર દીવાનખાનુ ખાલી જેવું દીશી, પોતાની અતીઘણી રોશણી અને માહાભારત સીંગારને લીધેજ જાણે મશકેરી કીધા જેવી હાલતમાં આવી પડયું હતું. ફુલોના હારો અને તુરાઓ વગર ઉપયોગ થવે પડી રહયા હતા. જેટલો ખરચ થયો હતો તેના પા ભાગ જેટલીબી મજાહ ત્યાં હાજર રહેલાંઓને મલતી નહી હતી. ખાવાનુબી તેવાજ મોટા પાયાપર કરવામાં આવ્યું હતું, પણ તેનો તમામ બીગાડો થયો હતો. અને ખાવા બેઠેલાં પરોણાંઓ બી જલદીથી ખાઇ ઉઠીને એકેકમાં વાત કરતાં હતા કે—"આએ શી તરેહનો બગાડો! કેટલો ખરચ! કેવી પૈશાની, ઉડાઉડ! ને તોબી આવ્યાં તો કોઈ નહી! બીચારી જરબાઇનું તો કલેજું ઉઠલાતું હશે!" ઇતીયાદી અને ખરેખર તેમજ થયું હતું.

એવા એવા બનાવો બે ત્રણ વારંવાર બનીઆ એટલે ભીખાજીએ, એવા દુશમનોથી ઘેરાએલી હાલતમા, વાલકેશવર ખાતે વધારેવાર રેહેવાનુ દરૂસ્ત ધારયું નહીં; અને તેવા તેના વીચારે શાથે જરબાઇબી એકમલતી થઈ. તેથી તેઓએ કોટમાજ એક મોટું ઘેર લીધું, અને વાલકેશવરનો મોટી ઉકમાઇએ ખરીદેલો બંગલો ભાડે આપી તેઓ ત્યાં જઈ વસ્યાં. હવે ધીરેધીરે જરા નમનતાઈ ભરેલી વર્તણુક રાખવાથી તેઓએ બીજાંઓને પોતાનાં દુશમન કીધાં નહી; અને સારાં ખાંચરામા ભેલાવાની પોતાની જીંદગીની મુખ્ય નેમ પાર પાડવાને ભીખાજીને બી બની આવ્યું.

પણુ તેમ ભેલાંતાં તેને બરાબર અનુભવ મલ્યો કે જેઓને દુરથી તેને તારીફલાયેક અને અદેખાઇ કરવા જોગ હાલતના માણશો ગણીયા હતા, તેઓ નજદીકના શંબંધથી તપાશતાં તો માત્ર ધીઃકાર ને તીરસકાર ઉતપંત કરે તેવાજ માલમ પડયા હતા. અને તેઓથી તે કશોબી ગુણુ કે ફાયેદો મેલવી શકયો નહી હતો. એટલુંજ નહી, પણુ આબરૂદાર ને દમામી જણાયલા આશામીઓમાથીબી એકબી તેને એવો મલ્યો નહી કે જેનેથી તે ગમત મેલવી શકે, અથવા જે તેનાં મનમા હવે ઊપજવા માડેલી બેચેનીને ભાંજી શકે. જે જે સુંદર દેખાવના, શુંદર બોલીના, અને શુંદર તાલીમતવાજોના મરદોની મંડલી તેની સુંદર અને શુધરેલી તેમજ છકેલી બાએડી તેનાં શુંદર ઘરમાં ભેગી કરતી હતી તે તમાંમ મંડલીમાથી એકબી પોતાનો શાચો દોસ્ત, એકબી 'કાવશા દીવેચો,' તેને મેલવવા ચાહયો, પણુ ફોકટ. તે તેને મલ્યોજ નહી.

ઘણીવેલા હવે ભીખાજીએ ચાહયું કે તે પોતાના ભાઈ કાઉં શાને તેનાં કુંટુંબ શાથે પોતાને ઘેરે બોલાવે, અને તેમને પોતાની પરોણાગતનો શવાદ ચખાડે. પણ નહી. જરબાઇને તો એ વીચાર શાંભલીનેજ કમકમાત ઉપજ્યો. "હું માગી લેઊંચ, ભીખાજી," તેણી બોલી, "કે તમે એવાં ચેડાં કદી કાઢતાજ ના. તે લોકો બધાં ગામડીયાં બોચ જેવાં તે જો મારાં ઘેર આવેતો મને પોતાને હયાં રેહેવું, તેમજ બીજાં કોઈ મારાં ઓલખીતાંને બોલાવવુંબી ભારી પડી જાય. તમુને ગમેતો તમે શુરત જઇને તે લોકોને મલી આવો. પણ હયાં બોલાવવાના વીચારપરતો પાણીજ ફેરવજો."

એવી તેણીની હઠીલાઇથી ભીખાજી તો આજેજ થઈ રહયો હતો. તેઓ વચે ઘણીવેલા જુદી જુદી બાબદોના સખત ઝગડા થતા હતા; પણ તોબી પોતાની ફજેતીની વાત બાહર નહી ફેલાય તેની પુરતી સંભાલ રાખી તેઓએ પોતાના દેખાદેખીના લખલુટ ખરચો ચાલુજ રાખયા હતા.

ભીખાજી પોતે તો હવે આ ઐયાશી જીંદગીથી ખરેખરો કંટાલીયો હતો. પોતાની બાએડીના ચેડાંઘેલાં, તેમજ ઊડાઉપણાં, તેમજ ઘણીક રીતનાં બેમલાહજાપણાંએ તે કાયર થયો હતો. અને તોપણ હવે અટકાવાને અશકત હોવાથી તેને તે મારગ ઉપર ચાલ્યા જવાની ફરજ પડતી હતી. તેઓ વલી ગામેગામ મો .ને માટે તેમજ મુલાકાતને માટે ફરતાં હરતાં બી હતાં; અને પોતાનાં માતબર સગાંઓને વારંવાર મલવા જતાં હતાં, જો કે તે સગાંઓ તો તેમની મુલાકાતોથી કંટાલીને ઘણીવેલા આડકટરી રીતે પોતાની નાખુશી જાહેર કરવાને બી અચકાતાં નહી હતાં.

ખરેખર, જેઓ પોતાનાં ઘરમાં સુખથી રહી શકે નહી, તેઓ બાહેરબી કદાચજ આબરૂ મેલવી શકે એ વાત ખરી છે. ભીખાજી અને જરબાઇ પોતે એક બીજાંથી માન મેલવવાને તેમજ દુનીયાંનાં લોકોથી માન પામવાને બી બેનશીબ રહ . તેઓને અરસપરસનો ધીઃકાર દરરોજ વધતોજ ગયો. એ ંદગી ભોગ વવાનું તેઓનું દુઃખ કાંઈ જેવું તેવું નહી હતું. પોતાના એક વે ાના જાની દોસ્તોને ધીઃકારવા પછી જેઓને તેમનીજ સાથે વ પવા ી ફરજ પડી હોય તેઓનેજ માત્ર એવાં દુઃખનો કાંઈ ખ્યાલ આવી શકે.

પણ જે ચાલુ મારામારીની જીંદગીનાં છેલ્લાં બાર વરસો તેઓએ ગુજાર્યાં, તેનો દુઃખદાએક હેવાલ વાંચવાના ગમમાંથી તો હમે

હમારા વાંચનારાઓને બચાવીએ છીએ. કેવી કેવી બાબદનો તેઓ વચે મતફેર ચાલતો હતો તે તો હમે જણાવી ગયા છીએ, અને તે ઉપરથી વાંચનારને તેમની પંચાતીનો કાંઈબી ખ્યાલ કરવાને તો બનીજ આવશે; પણ તોબી તેવી પંચાતીના તેઓએ બાર લાંબાં વરસો ગુજાર્યા તેનો વીચાર કરતાંજ તેઓ કમકમવા વીણા રેહેનાર નથી.

ખચીત, એ ત્રાસદાએક બાર વરસોના ચાલુ કંકાસનો જો ભીખાજી અને જરબાઇને આગમચથી સેજબી કાંઈ ખ્યાલ ઉપજયો હતે તો, તેઓ લગનની સાંકલથી જીંદગીનાં જોડયાં થવાના ખ્યાલનેજ તુછકારતે. એ સઘલા વખતમાં, ભાગ્યે એકબી દાહડો એવો ગયો હોય કે જયારે તેઓએ સીધી અથવા આડકટરી રીતે એકેકને ઠપકો આપયો નહી હોય; અથવા મનમાં એમ ઇછીયું નહી હોય, કે ખુલ્લી રીતે એમ બોલ્યાં નહી હોય, કે તેઓ પરણીયાં નહીજ હતે તો ઠીક.

અને તોબી તેઓને બચાંતો થયાં હતાં. બચાં અવતરે છે, ત્યારે યાતો તેઓ પોતાનાં માબાપ વચેની મોહોબતને વધારે મકમ કરે છે કે યાતો ઘણા ભયંકાર કંકાસનાં તેઓ કારણ થઈ પડે છે. જો તે બચાંને જાલવવાની અને ઉધારવાની રીત તરફ મા તેમજ બપ એકમલતાં થયાં તો ત્યારે તેઓ મધુર ખુશાલી આપનારાં હથીયાર થાય છે; પણ જયારે માબાપમાજ વાંધો પડયો, બાપ એક તરેહ કેહ, અને મા બીજી તરેહની હઠ લીયે, અને બાલક જો માને ચુમી લીયે તો બાપ ચીરડાએ, અને બાપ સાથે પ્યાર કરે તો માનું મોહોડું ચઢે તેવો કારભાર હોય, ત્યારે જેમ માતપીતાના જુમએશ તેમજ બાલકના ઢોંગો અને મક્રોબી જોવા લાયક થઈ પડે છે.

અને તેમજ ભીખાજીનાં ઘરમાં બનીયુ. ભીખાજી ઘણોખરો તો પોતાની કલાંટ બાએડીને તાબે રહેલો, એટલે જો કે તેના દીકરા એ તો પેહેલ્લાં તેની તરફ પ્યાર દેખાડયો હતો, તોપણ જયારે તેને પોતાની માતાનોજ બોલ ઘરમા ઊપર રેહતો જોયો, અને પોતાની બેહેનને માતાની માનીતી થઈને સરસ હાલતમાં રેહેતી તેને જોઇ; ત્યારે તે દીકરાઓ બી પોતાના બાપ તરફથી માથું ફેરવયું, અને જરબાઈનો વાહલો થવાની કોશેસમાં તે પડયો. જેટલો વખત તે બાપનો માનીતો રહયો હતો તેટલો વખત માત્ર તેની માતાએજ નહી, પણ ઘેરની આયાએ (કેમકે પારસીઓમાં હમણા ભયભરેલી રીતે

વધી પડેલી આયાઓ રાખવાની એબીયેલ પીશીયારી મુજબ જરબા- ઈનાં ઘરમાંથી ત્રણથી વધારે આયાઓ હતી) તેમજ બીજી ચાકરડી ઓએબી તેને અલખામણો કીધો હતો; અને તેથી આખરે તેને બોલવુજ પડયું હતું કે—"હવે બાવા મને ગમતા નથી; હવેતો મા- એજીજ મને વાહલા છે."

"હા દીકરા," તેની દાશીઓ તેને સમજાવતી હતી, "ને એ- મ હમેશ માએજીને ચાહતો રેહજે. નહી તો તું સુખી થવાનો નથી."

એવી એવી જુંડી કેલવણીથી તે કમનસીબ બાલકો ઠગાઈ, જુઠાપણું, અંતસ, અદેખાઈ, અને એવાજ બીજા દુરગુણો શીખ્યાં હતાં, કે જેથી તેઓ ઘરનાંને તેમજ બાહેરનાને અકારાં અને અન- ગમતાં થઈ પડે. એવાં બગડી ગયેલાં બાલકોના ઘરમાં જેઓ રહયાં હશે તેઓજ સમજશે કે સઘલાંઓની ઉપર તેઓ કેવી પીડા સર- ખાં થઈ પડે છે.

આ સંસારી બે પીડાઓ પેહેલ્લાં તો જરબાઈને અતીઘણી વા- હાલી હતી, પણ તેઓ ધીમે ધીમે તેણીને બી એટલી તો કાયેર કર- વા લાગયાં કે ઘણીવેલા તેણી કચવાઇને બોલતી હતી કે તેણીને કદીબી બાલક નહીજ થયું હતે તો બેહેતર! તે બચાં જયાં સુધી ત્રણ વરસનાં હતાં તયાં સુધી તો તેઓએ ગમત આપી હતી; પણ છ વરસની વયે તો તેઓની પીડા શરૂ થઈ હતી, અને દસ વરસ નાં થયાં એટલે તો તેઓએ તેણીને ઉપલા બોલો બોલાવતી કી- ધી હતી.

તેઓને તેણીએ જુદી જુદી સ્કુલોમાં મોકલ્યાં, અને જુદા જુદા ઉસ્તાદોની તેઓને તાલીમ આપવા માગી; પણ એ ફેરફારોએ તો ઉલટાં વધારે ચીબાવલાં અને વધારે નાદાન અને કંટાલા ભરેલાં તેઓને બનાવ્યાં; અને આખરે તેઓ ।। પીડાની વાતો એટલી તો જાણીતી થઈ કે લોકો તેમને જોઇને દરવા લાગયાં.

એક વેલા જરબાઈની એક માતબર ઓલખીતીએ તેણીને પોતાને ત્યાં આવવાનું તેડું મોકલ્યું, પણ તેમ કરતાં તે વુમાખી અને તોછડી બાઇએ ખાસ ને ખોલ્લું તેણીને લખી જણાવયું કે તેણીનાં બાલકોમાંથી કોઇનેબી તેણીએ પોતાની સાથે લાવવું નહી, અને જો તેણી આવવા ચાહતી હોય તો એખલીએજ આવવું.

હવે આ ખરેખર હીણું અને અપમાન ભરેલું લખાણ હ- તું, અને જરબાઇ તરફ માન ધરાવનાર કે તેણીની મુલાકાતને વ-

જન આપનાર કોઇબી બાનુ એવું કાગલ તો લખતેજ નહી. પણ તે બાઇની મતલબજ ખરી રીતે તો જરબાઇને એક રીતનો આડકટરો ચટકો લગાડીને તેણીને મુલાકાતે આવતી બંધ કરવાની હતી. અને તેથી જો તેણીના કાગલથી અપમાન મેલવીને જરબાઇ ત્યાં જવાનુ માડીવાલે તો તેમાં તેણીને કાંઇ ખોહવા જેવું હતું નહી. પણ ગમે-તેવા મોટાં ગણાતાં લોકોબી ઘણી વેલા કેટલાં નીચપણાં ઉપર ઉ-તરી પડે છે! એવાં હીણું એક કાગલથી ગુસ્સામાં આવવાને બદલે, અને તે વગર સલુકાઇની બાઇનાં ઇજણને તુછકારી કાઢવાને બદલે, જરબાઇને પોતાનાં બાલકોનો વાંક કાઢીને તેમનેજ અકારાં કરવાનો વીચાર આવ્યો. અને વલી પોતાનાં ખાવંદ સાથેબી એક નવી મા-રામારીની છેડતી સોધીને તેણી બોલી કે—

"જુવો હવે, તમારો દીકરો તમારા હાતમાં રહયો તેટલા વખતમાં તમે તમારી ખરાબ કેલવણીથી તેને કેવો બગાડીને ધુલ કીધો તે! જો ગેઇ વખતે હું મોટાફ્રામની મીથીબાઇને તાંહ ગેઇ, તયારે હું એને સાથે નહી લઇ ગેઇ હતે તો, આજે મને એવું કા-ગલ વાંચવું પડતે નહી, ને મારી શુનાં જેવી દીકરીનું નામબી વા-એદું પડતે નહી. એ અભાગ્યાની ચાલને લીધેજ એમ થયું."

"નહી જરબાઇ," ભીખાજીએ જવાબ દીધો, "તું કહેચ તેથી ઉલટીજ વાત છે. મોટાફ્રામની મીથીબાઇને તો મેં ઘણી વખત એમ બોલતાં સાંભલીચ કે રૂસતમતો તેની બેહેન પુટલી કરતાં ઘ-ણી સારી ચાલનો છે; ને તેથી જો તુ ગેઇ વેલા એખલા રૂસતમનેજ લેઇ ગેઈ હોતે તો આજે આએ કાગલ તુને વાંચવું પડતે નહી."

"એ તો બીલકુલ તમારી ભુલ છે," જરબાઇએ હવે પોતાના વરને ચટકો લગાડતી બોલી, "મીથીબાઇને તો તમેબી ગમતા ન-થી, ને તેવને ઘડીએ ઘડી મને કહેલું છે કે રૂસતમતો બધો એના બાપના જેવોજ નીકલ્યો!"

"પણ તયારે એમ કેમ જરબાઈ?" ભીખાજીએ પુછ્યું, "કે તારાં બધાંજ મોટે ઘેરનાં ઓલખીતાંઓ તુમાખી ને તોછડાં? તે-ઓની સારી રીતભાંતતો મેં કદી જોઇજ નથી. ને તેઓ તુનેબી ખરેખર ચાહતાં હોય એવું મને લાગતું નથી."

"તેઓ મને તો ચાહતાં હતાંજ ને છે; પણ અલબતાં હમ-ણાં હમણાં જરા ફરક પડયોજ ખરો. તમારી સાથે હું પરણી આ-વી ત્યારથી એ ફરક મને જણાયો છે, ને તેનું કારણબી હું સેહેલ

થી સમજી શકું તેવું છે. તેઓ મારાં એક કામથી ગુસ્સે થાય ને મને તજી બી દે તો તેમાં તેઓનો હું વાંક ગણું નહી." આએ ચોકસ તાણુંનો ડંખ જો કે ભીખાજીને તો ઘણો સખત લાગયો, તો પણ પોતાનું ડોકું નમાવીને—

"વારૂં બાઇ, તમારો ઉપકાર થયો!" એટલાજ બોલો તેનેજ જવાબમાં કહયા.

"ભીખાજી તમો શું નાટકનો પાટ બજાવોચ કે? એમ ડોકાં કરવાનો સબબ શુ?" તેણીએ અતીશય ક્રોધમાં આવીને પુછીયું, "એમતો ચાકરીયા જેવા લાગોચ!"

"પણ જે ધણીઆણી એટલી મારેથી મોટી ઉમરની કે લોકો તેને મારી માય જેવી ગણે, તેની સાથે વધારે સવાલ જવાબ મારેથી કેમ થાય? ઉમરે પુગેલાં બાઇ, જે તમે બોલશો તે હું સાંભલીશ."

એવા એવા સખુનદરાઝીના દેખાવો, તેઓ વચે દરરોજ થતા ગયા. અને અંતે એનું સેવટ કેવું આવશે તેનો વીચાર કરવાને તેઓ બેઉ અશકત રહયાં.

---

# પ્રકરણ બીજું.

પણ હવે આ અસંતોશી ધણીધણીઆનીને તેમના કંકાસમાજ રોકાયલાં હાલ તુરતતો છોડી, આપણે સુરત ખાતેનાં કાવશાનાં કુટુંબ તરફ નજર કરીયે, કે જયાં મતોની, શોખોની, કે સ્વભાવોની કસીબી અડ્ડા અડ્ડી થતી જણાતી નથી; અને જયાં, તુંદાઇને મગરૂરી તૃપ્ત થવાથી અથવા તો નીરાશ થવાથી જે કેટલાંક દુખો ઉતપંત થાય છે તેવાં કસાંબી દુખો ઉપજેલાં નજરે પડતાં નથી.

પોતાના ધંધામાં કાવશા, તેને ધારયું હોય તે કરતાંબી વધારે ફાવી નીકલ્યો દોલત તો તેને મોટી જમાવ કીધી; પણ તે દોલતને સુખ મેલવવાનાજ એક સાંધણુ તરીકે તેને ગણી અને વાપડી તે લોભી અને લખલુટ બી થયો નહી; તેમજ પોતાની અશલી હાલતમાથી મોટાઇની અને દમામની બીજી હાલત સોધવાનુબી તેનું મન થ

યું નહી. ખરચાલું ખાનાપીણા કરીને અને બીજો ભપકો દેખાડીને મોટે ખાંચરેના લોકોમાં ધુસવાનાં તેને કદીબી અવટયાં મારીયાં નહી. પોતાની કીમત મનમાજ સમજીને તેને પોતાનો સાંત મોભો જાલવ્યો; અને તોબી લોકો, કોઇ ભપકાદાર ગાડીઘોડાવાલા, ચલકતા પોશાકના ચાકરનફરોવાલા, અને હજારો રૂપીઆના ખાનાપીણાં કરનારા એક દમામી દોલતમંદને માન આપે, તેથીબી વધારે માન તેને પોતાનીજ મેલે આપતા ગયા.

તે મકમ વીચારનો માણસ તો હતો, તોપણ તે સઘલાં સખતપણાંથી ખાલી હતો. જે નબલાઈ અને મુરખાઇ પોતાનામા નહી તે બીજાનામાં જોવા છતાંબી તે તેઓને માફ કરતો હતો. અને જો કે તેનો ભાઈ તેનેથી આટલા ઉલટા ખવાસનો હતો. તેમજ જો કે પોતાનાં લગન પછી તે પોતાના ભાઇને તેમજ દોસ્તોને ભુલી ગયો હતો, તોપણ તેની તે ખોડો તરફ ગુસ્સો દેખાડવાને બદલે તે તેનુ અસુખ જોઇને તેની દયા ખાતો હતો. પોતાનાં કુટુંબમા કાવશા વારંવાર એમ બોલતો હતો કે—"ગરીબ બીચારો ભીખાજી આપણાજ જેવો શુખી રેહ એવી મારી દુવા છે!" અને ઘણી વેલા તેને મુંબઇ ખાતેના પોતાના આડતયાઓ ઉપર કાગલો લખીને પોતાના ભાઈની હાલતની ખબરો મંગાવી હતી.

કેટલોક વખત સુધીતો તેના જાણવામાં આવયું હતું કે ભીખાજી તેમજ તેની બાએડીએ ઊડાઉ ખરચો રાખયા હતા, અને ખરચાલુ ખાનાપીણાં કરવાનુ તેઓએ જારી રાખ્યું હતું. પણ ત્યાર પછી થોડાં વરસ રહીને તેને ખબર મલતી ગઈ કે ભીખાજી આસ્તે આસ્તે પૈસાની તાણમાં આવતો જતો હતો, અને તેમજ તેની બાએડીબી, કાંઇ નાણાની સગવડમાં હોય તેવું નહી હતું; જો કે તેઓ બન્ને એકમેકથી પોતાની હાલત છુપાવાની કોશેશ કરતાં હતાં. તેમજ વલી તેને એવુંબી સાંભલ્યું કે તેઓ વચેનાં એખલાસ બી ઘણો તુટેલો ચાલતો હતો; અને તેમનાં બાલકો જે કંગાલ કેલવણી તેઓને મલતી હતી તેથી બેહદ બગડી ગયાં હતાં.

એ સઘલા હેવાલો સાંભલી કાવશાને ખરેખર દુઃખ ઉપજ્યું; અને તેને વીશે જે આગાહી તેણે શરૂઆતમાજ કીધી હતી તે ખરી પડતી જાય છે તે માટે તેને મગરૂરી નહી દેખાડી એટલુંજ નહી, પણ તે વીશેનો કાંઈ એશારોબી કરવાને તેને ઘટતુ વીચારયું નહી.

અને તે અંદેશો હવે એટલોજ કરવા લાગ્યો કે બીખાજીને ભવીશના દુ:ખમાંથી બચાવાનો હવે કીયો મારગ લેવો.

એક દીવશે જ્યારે તે પોતાના નાસ્તાની તેબલ આગલ બેઠેલો હતો ત્યારે, તેનો સઉથી નાથલો છોકરો જે તેના ખોલાપર બેઠેલો હતો તે બોલ્યો—"બાવા! આજે તમે એટલા વીચારમાં કાંય? તમુને શુ છે?"

"દીકરા, આજે મુંબઇથી મને એક કાગલ મલ્યું તેના વીચારમા હું હતો."

"બાવા, એવાં કાગલો તમે મંગાવોચ શું કામ? એથી તો તમે હમેશાં દલગીર થયલા દીશોચ. મને કેહેશો કે તે કાગલમાં શું ખબર આવી?"

"તેમાં એવું લખાઇ આયું કે તારા કાકાનો દીકરો રૂસતમ તારા જેવો સારો ને ડાહયો છોકરો નથી."

"ત્યારે તો હું કેહું કે તેનું શું કરવું," તે બુચો બોલ્યો, "તે રૂસતમને આપણે તાંહાં રેહેવા બોલાવોની."

"બોલાઉં તેને હયાં? તારો વીચાર છે? તો ઠીક છે, ત્યારે હું આજને આજ કાગલ લખી જોઉં." એમ બોલી કાવશાએ પોતાની બાયડીની મરજીબી તે વીશે પુછી, અને તેણીએ બી પોતાની પુરતી ખુશી દેખાડવાથી, તેને તુરત તે મતલબનું કાગલ લખીને બીખાજી ઉપર મોકલ્યું.

જો હમણા આગલો વખત હતે તો બીખાજીની ગમે તેટલી મરજી છતાં જરબાઇ પોતેજ કાવશાની આ દરખાસતને તુછકારી કાઢતે. પણ હવે તો મામલો ફેરવાઈ ગયો હતો.

પોતાના ભાઇ સાથનો સંબંધ બીખાજીએ સમુલગો તોડયો તેને એટલો બધો વખત થઈ ગયો હતો, કે હવે તે ભાઇની લાયેકીથીજ થયલી આ આભારભરેલી માગણી કબુલ રાખવાને તેને ઘણી આંચકી લાગી, અને તે નાજ પાડવાના ઠેડાવ ઉપર તે લગભગ આવ્યો. પણ જરબાઇએ હવે તેમ કીધું નહી. પોતાનાં આ બગડેલાં બાલકોના કંટાલાથી તેણી બાવરી બની ગઈ હતી, તેમજ તેઓને લગતી તકરારથી જે કંકાશ તેઓ વચે હરઘડીએ થતો હતો તેથીબી તેણીને જાણે દેવાનાપણું લાગ્યું હતું. તેથી કાવશા તરફની આ માગણી સ્વીકારવાને તેણીએ જરાબી આંચકી ખાધી નહી, અને બીખાજીની આનાકાની છતાંબી, અને પોતાની આગલી મગરૂરીના

વીચારને હેઠો પડવા દઇનેબી તેણીએ એક વીશવાસુ માણુસ સાથે રૂસતમ અને પુતલીને તેમના કાકાને ત્યાં સુરત ખાતે મોકલી દીધાં.

ત્યાં નવાં કુટુંબમાં ગયાથી બી તે બન્નેની બુરી આદતોમાં કાંઇ એકદમ ફેર પડયો નહી. કાવશા તેમજ તેની ધણીયાંણી અને તેમને ઘરના મેહેતાજી પાસે કાંઈ એવું મંત્ર નહી હતું કે તેથી તેમની રીતભાતમાં તાબડતોબ સુધારો થાય. બગડેલાં બાલકોની આદતો તો ગમે તેવા પાકકા ઉસતાદથી બી એકદમ સમરી શકતી નથી. રૂસતમ અને પુતલી એવાંતો ચેડાં અને એવાંતો હઠીલાં હતાં કે તેથી કાવશાનાં આખાં કુટુંબની ધીરજની સખત તપાસ લેવાતી હતી; તોપણ હલવે હલવે તેઓ ત્યાંના આંકોશ તલે આવતાં ગયાં. તેઓ વચેની એકમેક તરફની અદેખાઇબી ગુમ થતી ગઈ, કેમકે તેઓએ જોયું કે તેઓ તરફ હવે તદન વાજબીપણાંથી વરતવામાં આવે છે; અને એકને બીજાંથી વધારે વાહલું ગણવામાં આવતું નથી.

એમ કરતાં ઘણા મહીના વહી ગયા. ભીખાજી અને જરબાઇને લગતા એવાજ સમાચાર કાવશાને મલતા રહયા કે તેઓ પોતાની તંગ હાલત છતાંબી, આગલો પોતાનો મોટાઇનો દેખાવ જાલવી રાખવા માટે, ઉડાઉ અને ખરચાલુ જીંદગી ગુજારતાંજ રહયાં હતાં. અને આખરે કાવશાની ઊપર એક ખાંનગી કાગલ આવયું જે વાંચી તેને જાણીયું કે ભીખાજીનાં સુંદર ઘર ઊપર ટાંચ આવી હતી, અને તેઓ અતીઘણી મુશકેલી અને શંકતમાં હતાં.

તે વાંચતાંજ કાવશા તુરત મુંબઈ ગયો. ભીખાજીનાં ઘરમાં દાખલ થતાં તો તેને એક ચાકરે અટકાવયો, અને તેને કહયું કે ભીખાજી શેઠ બીમાર હોવાથી તેવન કોઇને મલવા માગતા નથી. પણ કાવશા જબરીથી ઉપર ગયો.

તેની ઉપર નજર પડતાંવાર ભીખાજી તો અજાયબીથી છક થઇને બે પગલાં પાછલ હટીયો. "એ કોણુને હું જોઊંછું! ભાઇ કાવશાને! કે કોણુને?"

"હા, હુંજ છું, ભીખાજી. તમારો ભાઇ કાવશાજ." તે તેને માયાથી કોટી કરી બોલયો. મગરૂરી ને સરમીંદગીના ભેગા ઊભરા હવે ભીખાજીની છાતીમાં ઉછલી રહયા; અને પેહેલલી લાગણીની ઘડીમાં જે આંસુ તેની આંખોમાંથી ટપકયા તે દાબવા માટે સેજ મોહડું ફેરવી તેને ઓરડાનાં દુરનાં ખુણામાંથી એક ખુરસી લાવીને પોતાના ભાઈ આગલ મુકી.

"જરા બેસોતો ખરા ભાઇ," તે બોલ્યો, "બેસતાબી નથી? હમારાં બચાંને તમે એવી માયાથી રાખ્યાં તે માટે હમે ખચીત તમારાં આભારી છીયે. હું હમણાજ તમારી ઊપર કાગલ લખવાનો હતો; પણ આએ વખતે હમે જરા અગવડમાં છીયે. હમુને શ–શ–શરમ લાગેચ, પણ તમે આવશો એ–એ–એવી હમુને કંઇ આશાજ નહી હતી." બીખાજી લડ્ઠડતે અવાજે બોલતો ગયો, "પણ તમો આટલો વખત થયો કાંય નહી હમુને મલવા આવયા? હમણાં તો ખચીત જરા તમુ–ત–તમુને અગ–વ–વડ પડે તેવે વખતે તમે આવી પુગા."

"પણ જો મારા આવવાથી તમુને કોઇ રીતનો ફાયેદોજ થતો હોય તો હું ખુશી થઇશ કે હું હમણાજ હયાં આવયો." કાવશા નરમ અવાજે બોલયો.

તેના એ અવાજથી બીખાજીને પુરેપુરી હાર મલી. તે હવે બેધડક રડી પડયો; અને પોતાના ભાઇના હાથ તેને પકડયા પણ તેનેથી કાંઈ બોલાયુંજ નહી. પણ થોડેવારે સાંત થઇને તે બોલયો–"ભાઇ, તમે ભલા ને માયાલુ હતા ને છેઓજ! હુતો જાણું કે તમે અકસમાતજ હમુને મલવા આવયા. મને એવો વીચારજ નહી આવી શકયો કે આએ દુખના, બલકે અગવડના વખતમાં હમુને મદદ આપવા તમે આવયા હોવો. આએ ફકત થોડાજ વખતની અગવડ છે, બીજું કાંઇ નથી."

"હું તે સાંભલીને અતીઘણો ખુશ છું," કાવશાએ ઉતર વાલયો, "પણ બીખાજી ખરેખરૂં જે હોયે તે મને ખુલાશાથી કહી દેઓ. મને જો તમારા સાચા એક દોસ્ત તરીકેજ ગણતા હો તો કંઇબી વાત મારેથી છુપી રાખો ના. એમ જો છુપી રાખશો તો થશે એમ, કે તમે પોતાને સદનતર નાશમા ડુબાડશો."

. બીખાજીએ હવે થોડોવાર વીચાર કરી જવાબ દીધો કે—"ખરી વાત કેહેવાની તો એટલીજ છે ભાઈ, કે મારે લગતા બનાવની કેટલીક વાતો એવી છે કે તે જો જરબાઇના અથવા તેણીનાં કાંઈ તુમાખી સગાંઓનાં કાનપર જાય તો મારી જીંદગીનો બાકીનો ભાગ પુરેપુરી બેચેનીમાં મને ગુજારવો પડે. ખરેખર, હમણાબી હું કાંઈ ચેન કે નીરાંત ભોગવતો હોઊં તેવું નથી; તોબી જો બધીજ વાત જાહેરમાં આવી તો મામલો વધારે બગડે—અતીઘણો વધારે બગડે. તોબી તે વાતથી હું તમુને બીનવાંકેફ રાખનાર નથી; જોકે તેથી તમારા

જેવા ભલી ચાલના એક માણુશને તો કમકમાટ ઉપજવા વગર રેહ નહી."

ભીખાજીનો આ દીબાચો કેમ પુરો થશે તેનો કાંઇબી વીચાર કાવશાને આવી શકયો નહી; માટે તેને મુગે મોહડે બેસીને સઘલું સાંભલ્યા કીધું.

"તમે જાણુતા તો હોશો ભાઇ," ભીખાજી બોલ્યો, "કે જર-બાઈ મારેથી દશ વરસ જેટલી વડીછે."

"હું ધારુંચ કે પેહેલ્લાં તો તમે મને છ વરસ જેટલી કહી હતી?"

"નહી-નહી, તે દસ વરસજ મોટીછે; દસ-દસ એટલાંજ. હું પરણીયો તે આગમચ મેં છ વરસ જો કહયાં હોય તો નવાઇ નહી, તયારે તો મને બરાબર ખબરજ નહી હતી. એ પોતે સાત વરસ તો મોહડે કબુલ કરેછે; એનાં ઓલખીતાંઓ આઠ વરસ બોલે છે; એનં સગાંઓ નવ વરસ કહેછે; ને તેથી હું તો એમજ ધારૂંછું કે એ દસ વરસ મોટીછે."

"વારૂં કબુલ કીધું કે દશ વરસ મોટી; પણુ તેનુ કેહેવા શુ માંગોચ?"

"એટલુંજ કે જો એવું નહીજ હતે તો સારૂં. મારા બધા દો-સ્તો ચાલતાં ને હાલતાં મને ચીડવેછે કે જે બાએડી મારી માતા થવા જેટલી લાગે તેની સાથે હું કેમ પરણીયો!"

"નહી-નહી, જરબાઇ એટલી તો મોટી નથી કે તે તમારી માય જેવી લાગે;" કાવશા તેને પટાવતો બોલ્યો, "તમારા દોસ્તો બધા 'ભાંજે નહી તેટલાં ખોખરાં કરે' તે વર્ગના હોવા જોઇયે. તમે કેહોચ તેમ જો દસ વરસબી જરબાઇ વડી હોય તોબી કોઈ એમતો નહી જ કેહકે તે તમારી માતા થવા લાયેકની ઊમરની છે."

"હા, પણુ હવે વાત ત્યાંજ આવીને અટકી નથી. મોહકાણુ તો એ છે કે જરબાઇ હવે ચીરડાઉ ને ચીથરાંફાડતી થવાથી એવી એબીયેલ ને ઘરડી જેવી લાગેછે કે તેથી લોકો એને મારા કરતાં વીસ વરસ વઠી વીચારે."

"લોકો ગમે તે વીચારે, તેનો તમુને કેવો ખ્યાલ કરવાનો હો-ય?" કાવશા બોલ્યો, "પણુ મને હવે કેહેશો કે જરબાઇની ઊમરની આ તકરારને તમારી હમણાની મુશકેલી સાથે શું લાગતું વલગતું છે?"

"ભાઈ કાવશા," બીખાજી જરા લજવાતો હવે બોલયો, "એક જુવાન ને ખુબસુરત ઓરતને મેં રાખીછે અને તેવી મારી ચાલના બચાવ તરીકે શું જરબાઈની આએ મોટી ઊંમર મારેથી રજુ નહીં કરાએ? મારી રાખેલી તે ઓરતનો સ્વભાવ બી એના કરતાં વધારે નરમ ને હસમુખો છે."

"પણ જો તમે જરબાઇને ચાહતાજ રહયા હતેતો કદાચ તમારી ધણીઆનીબી તમારી રાખેલીના જેવાજ સારા સ્વભાવની થતે અને રેહતે. તે તમુનેબી તેટલાજ ચાહતે. નહી વારૂં?"

"મને ચાહતે! અરે ખોદા! ચાહવાની વાત તો હવે એક કોરેજ મુકો. એક તણખાં ભારનુ વજનબી જરબાઇ મને કે મારા પ્યારને આપતી નથી."

"ત્યારે જો એ વાતની ખબર તેણીને પડે તેથી તમે એટલા બીહોય શું કામ?"

"અલબતાં બીહવું તો જોઇયે. હું બોલું તે ધીરજથી સાંભલો એટલે તમારી ખાત્રી થશે. આએ લાકડાંની ટેબલ મને ચાહે તેટલીબી જરબાઇ મને ચાહતી નથી; તોબી તેને અદેખઇ તો છેજ, ને તે અદેખઇને લીધે, મને લોકોની નજરમાં હલકો પાડવાનું જો એકબી બોટું એના હાથમાં આવયું તો એ તેનો મનમાગતો ઊપયોગ કરવાને ચુકે તેવી નથી. પોતાની સઘલી ખામીઓ ઢાંકવા માટે એતો પોતાનાં સગાંઓમાં, ને ઓલખીતાંઓમાં ઢીગાણું મચાવી દે કે મેં રાંડ રાખીછે; ને તેથી થાય એમકે મારી ઊપર ગુજરેલી ગેરઇનસાફીનો કોઇ વીચાર કરે નહી, પણ બધાં મનેજ એક નાપાક ને બુરા વર તરીકેનો ડામ દેવા તેયાર થાય. તેનીબી હું કદાચ દરકાર નહી કરૂં, પણ જરબાઈ વલી બીજું જે કરે તે એ કે તેણીએ પોતાનાં ઉડાઊપણાંથી જે દોલત ગુમાવીછે તેનો દોષબી મારેજ માથે નાખે, ને લોકોને એવુંજ દેખાડે કે મેં બુરા લખમાં બધી દોલતની ધુલધાણી કીધીછે. જો હું એક વાતનો તેણીને ઠપકો આપુ તો તે બીજી વાતોનાં મને તાણા મારવા વગર રેહેજ નહી; ને એમ, બેવડા ટપલા ખમતો હું જગની બત્રીસીએ ચઢું. જરબાઇ જો છેરાય તો વાઘણ ને વીછણનેબી હટાવે એવી બુરીછે! એની વાત તો ફક્ટ મારા સીવાય, તમેબી નહી, ને દુનીયાંમાનો કોઇબી, જાણી શકે નહી! ભાઇ તમુને હું બોલ્લું કેકુંચ તે સાંભલો કે, એવી હઠીલી, એવી

પાજી, એવી ઉડાઉ, એવી તુંદ, એવી તોછડી, એવી જુલમગાર, ને એવી બેમલાહજાની બાઍડીતો કોઇનેજ માથે પડી નહી હશે!"

"જરા ધીરા પડો ભાઇ," કાવશા બોલ્યો, "ઉશકેરાઇને એવી સહરાગાત કરવાનુ છોડી દેઓ."

"સહરાગાત! અરે ભાઇ, તમે ઓલખતા નથી એ નાપાકને! હું તો ઉલટું થોડું બોલુંછું. એનુ બ્યાન મેં પુરેપુરૂં તો આપ્યુંબી નથી!"

"નહી-નહી, એમ હોય નહી ભાઇ તમે ગુસ્સામાં છેઓ, ને ગુસ્સા વાલું માણુસ હમેસાં પોતાના ખરા વીચાર કરતાંને વધારેજ બોલેછે."

"છત-છત! હું ગુસ્સામાં આવીને વધારે બોલતો નથી. હું ફ્રીથી કહુંછું કે જરબાઇને તમે બરાબર પીછાણતા નથી."

"પણ તેણીનો ખાવંદ પોતેજ એવો બુરો વીચાર તેણીને માટે રાખે એજ તેણી દયા ખાવાને મને ઉસકેરવાને બસછે."

"હુજ તેને બરાબર ઓલખી ચુકેલો, એટલે મારા સીવાય બીજો કોણ તેને વીશે ખરેખરૂં ને ચોકસ બોલી શકે? શું તયારે મારૂં બોલેલું તમારા ધ્યાણમાં ઉતરતું નથી? તમે પોતે એનો એવો બચાવ કરવાને મેદાન પડશો એવી તો મને આશા બીલકુલ હતીજ નહી. શરૂઆતમા તો તમેજ તેની વીરૂધ હતા, અને મને પરણુતો અટકાવાને તો તમે તમારેથી બની શકતું બધું કીધું હતું. ને હવે મામલો ઉલટઈ ગયોછે કે શું, કે તમે તેના હીમાયતી થઇને આજે મારી સાથે તકરાર કરોછો?"

"તમારા બેઊના શુખની સાચવણીને વાસ્તેજ આએ તકરાર હું કરૂંછું. હું એવો ગાંડો અથવા નીચતો નહીજ હોઊં કે ઘણાં વરસોપર જે બોલો મેં કહયા હોય, તેમની સચાઈ સાબેત કરી આપવા માટેજ જાણીજોઇને તમો વચેનાં મીનાકેસાને વધારી આપું. હવે તો, જે બની તે બની, એમ સમજીને મારી ફ્રરજ એટલીજ છે કે તમુને સમજાવીને સીધે રસ્તે ઉતારૂં."

"હા ભાઈ, તમે એક મીઠા સ્વભાવની ધણીઆનીનુ સુખભોગવોચ તેથી એવી સમજુતીની વાતો કરવાનુ તમુને ઘણું સેહેલું લાગે તેમાં નવાઇ નહી! પણ એક મહીનોજ તમે જરબાઇ સાથે રેહી જુવો એટલે મારા બોલોમાં સચાઈ કેટલીછે તેની તમુને ખબર પડે."

કાવશા એ સાંભલીને હસીયો, પણ તેને કાંઇ જવાબ દીધો નહી.

"વલી બીજી વાત જો તમે સાંભલો તો તમે મારી વધારે દયા ખાઓ." ભીખાજીએ આગલ ચલાવ્યું, "મારી બાએડીનુજ મને એખલું દુખ નથી. પેલી રાખેલી બી મને કેટલોક સંતાપ આપવાને પછાત પડતી નથી."

"કોણ! આએ, કે જેના સરસ સ્વભાવની તમે આટલી બધી તારીફ કીધી?"

"હા—હા! એજ, એબી એક આપદા જેવી થઇ પડીછે. ને તોબી તે ખરેખરતો મને એવી ચાહેછે કે તેને તજી દેવાનુ મારૂં દીલ ચાલતું નથી. તેની કેટલીક પીડાતો મને ખમવી પડેછે, તોબી મારા એખલાનીજ તરફ તેણી વફાદાર રહેલી જોઈ તેને દુખી કરવાનુ મારૂં મન થતું નથી. તે ખચીત સારીતો છે, તોબી ઘડી ઘડીમાં તેનો ગુસ્સો ને કીનોબી હદ વગરનો થઇ ગએલો મેં જોયોછે."

"ભીખાજી તમારાં બોલવાનુ કશું ઠેકાંણુ મને લાગતું નથી. જેવું બયાન તમે હમણાં આપ્યું તે મુજબ તો તે કદીબી સારા સ્વભાવની ગણાયેજ નહી."

"પણ તોબી જરબાઇ કરતાં તો તે લાખ દરજજે ભલીછે. તે સરસ છે ને સુંદરછે; મને તો ગમેછે ઘણી. પણ જો જરા ફાંટામાં આવી તો જાણે એક ડાકણજ તેને જોઈ લેવી. એવી કોઇબી ચીજ નહી હોય જે તે નહી કરી દેખાડે. હમણા મારાં ઘરપર જે ટાંચ આવીછે તેબી તેનાંજ કરતુકનુ પરીણામછે!"

"વાહ—વાહ! ત્યારે તો ખચીત તે ઘણી વફાદાર! પોતાના પ્યારના એવાજ નમુના જો બધી બાએડીઓ દેખાડે તો દુનયામાં કોઇથી જીવાએજ નહી!" કાવશા ટકોરમાં બોલયો.

"થયું એમ કે થોડા વખતપર હું પુને જવાનો હતો, ત્યાં નહી જવાની એને મને અરજ કીધી, પછી બોંહોંસ કીધી, પણ હું તો જયા વગર રહયો નહી, એટલે ગુસ્સામાં આવીને પોતાનુ વેર લેવા બે હજાર રૂપ્યાની ચીઠી જે મેં એક વખત એને લખી આપી હતી તે તેને પોતાના એક મહમદ નામના લુચ્ચા કાકાને આપી, ને મારીપર ફરીયાદી માડવાને તેને ઉસકેર્યો. તેને તો તેમ કીધું, ને હવે મારીપર ટાંચબી તેજ લાવ્યો, ને જોકે તે બીચારી તો હવે કપાલ કુટીને રડાકુટ કરેછે, ને મહમદને ઘણોબી સમજાવેછે કે આએ ટાંચ ઉઠાવી લે, તોબી તે લુચ્ચાના હાથમાં આવેલું એ બોટું તે છોડવવાને હવે રાજી થતો નથી.

તે બીચારી તો મને આએ મુશકેલીમાંથી છોડવાને પોતાનો જીવબી આપી દેવાને તૈયારછે."

"ભાઇ, તે જીવ આપે તયારની તો વાત. પણ તેટલાં તે પોતાની પાસેના બે હજાર રૂપ્યા બી તમુને આએ મુશકેલીમાંથી છોડવવાને આપતી નથી તેની વાત કરોની. હવે મને કેહશો કે એ બે હજાર રૂપ્યા તમે કયાંથી લાવશો?"

"પંચાતી તેનીજછે! પેલા બંગલાનુ ભાડું ને થોડુંક કંઇ વ્યાજ આવે નહી ત્યાં સુધીતો એક અરધી બી મારી પાસે આવવાની નથી. ને આવતે મહીનેથી તો તે બંગલો બી ખાલી પડવાનોછે, ને જુવોની આએ માગનારોના બીલના ચોરા! ખોદા જાણે એ કયારે અપાશે! તે બંગલો વેચવા વગર છુટકો નથી, ને જો હમણાં ઉતાવલમાં વેચવા જઇયે છીએતો તેની કાંઇબી કીમત આવતી નથી, એટલુંજ નહી પણ ગામમાં બધી ફજેતી ખોલલી પડેછે. ને એ બધાં છતાંબી જરબાઇનેતો પોતાનુ ઉડાઉપણું છોડવાનુ ભાન આવતુંજ નથી. હવે કરવું કેમ?"

"જયારે તમુને ભાન આવશે ત્યારે તેનેબી આવશે." કાવશજી હવે તાણો મારતો બોલ્યો.

"કાવશા, ખચીત હવે તમે જે બોલો તે સાંભલવાને લાયેકની હાલતમાં હમે છીએ તો ખરાં."

"નહી તેમ નથી. હવે તે વાત માંડીવાલો. એવા પસતાવાનો વીચાર કરવાનો આએ વખત નથી. મુંબઈમાં આવવાની મારી મતલબજ તમુને બધી જરૂરની મદદ કરવાની છે. પણ તે મદદ હું એકજ કબુલાત જો તમે પાલવાને હા કેહોતો હું આપું; નહીતો ખચીત નહીજ."

"જેબી કબુલાત તમે કેહો તે મને કબુલછે." ભીખાજી નરમાસથી બોલ્યો, "હું ગમે તેવું લખત તમુને આપું. કેહો તો વાલકેશવરનો બંગલો તમુને મારગેજ આપું."

"નહી—નહી; તેવા લખતો ને ખતોની વાત હું કરતો નથી. તે મને જોઇતાં નથી. એવી કોઇ કબુલાત કરાવાનુ મારાં ખ્યાલમાં નથી. હુંતો એવું કરવા માગું છું કે જેથી તમારૂં સંસારી સુખ સચવાયલું રહે. બોલો, તમારી આએ બેવફા રાખેલી સાથનો તમામ સંબંધ હમેશ સુધી તોડી નાખવાની તમે કબુલાત મને આપોછો?"

"બેવફા! નહી–નહી! ખાત્રીથી કેહુંચ કે તમે એમા ભુલ ક-રોછો. અમીના બેવફા તો નથીજ."

"બસ હવે, મને વધારે સાંભલવું નથી. હું જુઠું કે નહી તે મારૂં કામછે. એ વાતની તકરાર મારે કરવી નથી. અને જયાંસુધી તેની સાથનો તમામ સંબંધ તોડી નાખવાની તમે મને પવીત્ર કબુ-લાત આપો નહી ત્યાંસુધી તમારી હાલતમાં સેજબી વચે પડવાને હું રાજી થનાર નથી."

"ખચીત એથી તો તે બીચારીની છાતી ફાટી જશે! એમાં ખરેખરો વાંક તો એના કાકાનોછે. પણ તોબી એટલી તો વાત ખરી કે એ અમીનાબી ઘણી ઉડાઉ ને ખરચાલુછે. મારા હજારો રૂપયાની એને ધુલધાણી કરાવીછે! હુંતો કેહારનો એનેથી કંટાલીને જુદો પ-ડયો હતે, પણ તેમ કરવાની મારી છાતીજ ચાલી નહી. જો ઘેરનાં કંકાસથી હું કાયર થયો નહી હતે તો હું એને ત્યાં જવાનો વીચારજ કરતે નહી. પણ જરબાઈતો રોજ મને બાવરો બનાવે, ને પોતાના કલાંટપણાંથી તેમજ બેમલાહજાપણાંથી મારૂં ઘેર મારે મનથી અ-કારૂં બનાવે, તેથી જરા નીરાંત મેલવવા ને સાંત પડવા મેં અમીનાને ઘેર જવાનું માડીયું, ને ત્યારથી હું એના લખમાં પડયો. પણ હવે એ વાતજ આપણે માંડી વાલીયે. ખચીત હવે હું એને છોડસ. ભાઈ કાવશા, મારો હવે વચન છે કે અમીના સાથે કસોબી સંબંધ હું હવે રાખીસ નહી. હું ફરીથા તેનુ મોહડુંબી જોનાર નથી."

"ત્યારે તો હમણાજ એ મતલબનુ એક કાગલ તેની ઉપર લખી મોકલો."

"હા, તમે કેહોતો હમણાજ લખી મોકલું."

તેમ બોલી બીખાજી અમીના ઉપર તેણીથી સહનતર જુદા પ-ડવાનુ એક કાગલ લખ્યું; કે જેણીની સાથે, તેના પોતાનાજ બોલો-માં, માત્ર આલસાઇએ, હરામખોરીએ, અને ઘરનાં સાંતપણાંની ગે-રહાજરીએ, તેને સંબંધમાં આવવાની ફરજ પાડી હતી. કાવશાએ તુરતજ પેલી ફરીયાદીની રકમ ભરી આપી, એટલે ટાંચતો ત્યાંથી ઉચકઈ ગઈ.

એ વીશે પોતાનો ઉપકાર જાહેર કરવામાં જ્યારે બીખાજી રો-કાયો હતો ત્યારે તે ટકનો લાભ લઈ કાવશાએ તેને કરકસરના ફાય-દાને લગતી કેટલીક શીખામણ દીધી.

"તમે જાણોચ તો ખરા ભાઈ ભીખાજી, કે હું તો હમેશનો એક સાદો માણુસ છેઊં. મને ભપકાનો શોખજ નથી; ને તેથી મારા વીચારો તમુને કદાચ બેહુંદા બી લાગે તેમાં નવાઈ નહી. તોબી મનેતો એમજ લાગેછે કે આવું ઘર, આવા ઓરડા, અને આવો સરસામન તમારી હાલતના એક સખસને બરનો તો નથી, પણ કોઇ ઉમરાવની હાલતનાને લાયેકનો છે."

"તેમજ છે. તમારા બોલવામાં કસોબી શક નથી." ભીખાજીએ ડાહપણ ચલાવી જવાબ આપ્યો, "એ બધું જરબાઇએ બોહોસ કરીને લેવડાવ્યું. પણ હવે એ જલદીથી હું બધું વેચી નાખીસ. એનાં વેચાંણની જાહેરખબર થોડાજ વખતમાં છપાયલી તમે વાંચશો. બસ હવે કરકસરથીજ ચાલવાનો મારો ઠેડાવછે."

પણ કરકસરની તરફેણના ભીખાજીના બીજા કાંઈ વીચારો જાહેર થાય તે અગાઉ તો એક બાજુનાં બારણાંમાંથી તેની બાએડીનાં અંચીતાં દાખલ થવાથી તેને અટકવું પડયું. જરબાઈ તો ડાકણની મીસાલ છેરાયલી હતી. તેણીના ચેહેરા ઉપર જહનુનનો રતાસ ફેલાયેલો હતો, અને તેણીની આંખો બી લાલચોલ થયેલી જણાતી હતી. એવી હાલતે તેણી એક કોચ ઉપર ભીખાજીની સામેજ આવીને બેઠી, અને જેમ તેમ દાબેલા ગુસ્સાથી ધુજતા બનેલા સાદે બોલી કે—"જે જે સુરીયાણી વાતો તમે ત્યારના બેસીને મારે વાસ્તે બોલ્યા તેથી તમારો ઉપકાર થયો ભીખાજી! મેં તે બધું સાંભલ્યું! આટલો વખત થયો હું તમારેથી ઠગાયેલી હતી એવું જો તમે સમજતા હોતો તમારી ભુલછે, એમ તમે નકકી સમજજો. હું તમારેથી એક ઘડીબી ઠગાઊં તેવી નથી. ઘણા મહીના થયા મને શક તો હતોજ કે તમે કોઈ રાંડના બુરા લખમા અટવાયેલા છેવો, ને હવે આજે તમારેજ મોહડે તેની સાબેતી મને મલી તો ઘણુંજ ઠીક થયું. પણ ખરેખર, એ બધું ખમવાને હું લાયેકનીજ છેઊં! મને જાણે મારી મુર્ખાઇનો વાજબી બદલોજ મલ્યોછે! મારાજ ભોગ લાગા, કે તમારા જેવા સાથે પરણવાની મેં બેવકુફી વાપડી! ભીખાજી, કોઇબી બુનીયાદબાદો તમારા જેવા કામો કરે નહી, ને તમારા જેવા બોલો બોલે નહી! પણ તમે કેવા નીચ, કે તમારા બુરા હવસની ચાલચલણથી તમારાં કુટુંબનો ને તમારાં બાએડી છોકરાંનો નાશ કરીનેજ તમે ધરાયા નહી, પણ વલી, મારા સ્વભાવને લગતી તેમજ મારી ઉમરને લગતી તદન જુઠી વાતો બી જેમ મનને ગમી તેમ બોલ્યા. તમે તદન પકકા

જુઠા છેાે. કોઈબી ખુનીયાદ બચ્ચો તમારા જેવી ચાલ ચલાવે નહીં, એમ હું ફરીથી બોલુછું! ખચીત હું ઘણીજ કંગાલ હાલતમાં આવેલ્લીતો છુંજ!"

હવે તેણીના વધતા જતા જોસ્સાએ બીજુ કાંઈ બોલવાથી તેણીને અટકાવી, અને અંચીતો કાવશાનો હાથ જોરમાં પકડી લેઈ તેણી બેખબર થઈ પડી. કાવશાથી તો હવે ત્યાંથી ખીસાયુંજ નહી. બીખાજીબી ત્યાં ગમખાર થઇને ચુપકીદો ઉભો રહયો. તેનુ હૈડું તેને દુખ દેવા લાગયું; અને જોકે તેણીને તે ચાહતો તો નહીજ હતો; તોબી તેણી તેનેથી આ "કંગાલ હાલતમાં" આવી પડી તે માટે તે પોતાને ઠપકો આપવા લાગ્યો.

"બીખાજી, તમે જરાવાર બાહાર જાઓ," કાવશા બોલ્યો, "હું જેમતેમ એને નરમ પાડશ."

બીખાજી હવે બાહેર ગયો. જરબાઈ કાવશાની મેહેનતથી થોડેવારે હુશીયાર થઈ, અને ઓરડામાં આસપાસ જોઇને બોલી કે— "એ ચાલી ગીયો તો ઠીકજ કીધું! એમ હમેશનો એ મને છોડી જાય તો ભલું! અરે હમે કદી નહીજ જોડાયાં હતે તો કેવું ઠીક! પણ શેઠ, હું નહી જાણુતી કે તમુને હયાં બેસવાનુ શું કામ છે? મારી આયાઓ આવીને મારી જતન કરતે. હમારાં હજીબી માણુસોનો છેજ; વાસ્તે તમે હમારૂં દુખ હયાં બેસીને થંડે પેટે શું કામ જોવો તેની મને સમજ પડતી નથી."

"નહી બાઈ," કાવશા બોલ્યો, "તમારી ફજેતી ને મારામારી થંડે પેટે જોતો હું હયાં બેઠો નથા. હું તમારાં કામની વચે આવ્યો તેનુ કારણુ એટલુંજ છે કે બીખાજીના ભાઈ તરીકેની જેટલી મદદ આપવાને ખોદાએ મને શકતીવાન કીધો હોય તેટલી તેને આપવી. ને વલી તમે સાંભલ્યું તો હોસેજ કે તમારી ગેરહાજરીમાંબી મેં તો ઉલટો તમારો બચાવ કીધો હતો."

"એમ હોશે. પણ તમે એટલા ધીમા અવાજે બોલતા હતા, ને વલી બીખાજીની જાુડી બોલીઓ સાંભલીને મને એટલું જહનુન છુટું હતુ કે તેના બાહરમા તમારા બોલો ચોકસ રીતે સાંભલવાને મને બની આવ્યું નહી. તોબી એટલું તો હું જાણુંચ કે તમે આજે ટાંચ ઊંચકાવાના પૈસા બીખાજીને એટલીજ સરતે આપયા કે તે એ ી નાપાક રાખેલી સાથનો પોતાનો સંબંધ સમુલગો તોડે. એટલું તો ખરૂં કેની?"

"ને એમ મેં કીધું તેજ શું તમુને દેખાડવાને બસ નથી કે તમારૂં સુખ સાચવવાની મારી નેમ છે?"

"તેમબી હોય તેમાં નવાઇ નહી," આ તુંદ ઓરતે હજીબી પોતાની મગરૂરી જાલવીનેજ ઉતર વાલ્યો, "પણ તમારા ભાઇની ચાલથી હું એટલી તોબા બોલીચ કે તમારી ઊપર બી એકદમ કેમ ઇતિબાર લાવવો તેની મને સમજ પડતી નથી. તમે હમારાં બચાંને આટલો વખત થયો રાખ્યાં તેથી તો તમારો ઉપકાર થયો, પણ તેથી કંઈ હમુને અથવા મને તમારી તાબેદારીમાં રાખવાનો જો કોઇનો વીચાર હોયતો તેમાં તેઓ ભુલ કરશે."

"બાઈ તમારા બોલવાનુ કંઇબી ઠેકાણું મને દીસ્તું નથી." કાવશાએ હવે ખોલ્લો જવાબ દીધો, "મને લાગે છે કે તમારી મગરૂરી તમુને ધીરજથી વાત કરતાં હજીબી અટકાવેછે. પણ એ મગરૂરી તમુને છાજતી નથી. મારૂં પોતાનું કુટુંબબી એક મારગી છે માટે તે હલકું છે એમ તો તમોએ વીચારવુંજ નહી. તમારી મગરૂરી તો આટલીજ વાતમાં આવીને અટકી છે કે, હું બીલકુલ કોઈના આશરાપર પડેલો નથી, મારા બચાં સઘળાં સમજુ ડાહ્યા અને સારી કેલવણીવાલાં છે, ને સઉથી ઉપરાંત, મારી ધણીઆની વળી એવી છે કે જેણીની સારી સમજ, કરકસર, અને મીઠા સ્વભાવથી મારી જીંદગી હું ઘણું સુખમાં ગુજારૂં છું."

આ આડકતરો તાણો સાંભલી જરબાઇના મોહડાં ઉપર તો શરમીંદગીનો રતાશ ધાઈ આવ્યો. તેણી નીચું ડોકું કરીને બેસીજ રહી. કાવસા બી એટલું બધું બોલવાને રાજી તો નહીજ હતો, પણ જ્યારે તેને જોયું કે જરબાઇએ પોતાની પડી ભાગેલી હાલતમાં બી પોતાનો તુમાખ છોડયો નથી ત્યારે તેણીને ઠેકાણે લાવવ માટે એવો સખત ઉપાય લેવાનીજ તેને ફરજ પડી. અને તેજ અંતે ફતેહ બી પામ્યો.

"તમુને મદદ કરીને તમારી ચઢતી હાલતમાં તમારી સાથે બેલાવાનો હમારો લોભ છે એવું જો તમે સમજતાં હો તો બેલાશક સમજો. તેમાં મારૂં કાંઈ જવાનું નથી. કેમકે જ્યારે શાંતપણે તમો વીચાર કરશો ત્યારે તમુને માલમ પડશે કે તમારા એવા બુરા સુધારાની વગર આંકોશની મંડલીઓમાં બેલાવાનો મને કે મારા કુટુંબને કદી સંજોગ બી બને તેવું નથી. હમારૂં રેહેવાનુંજ

મુંબઈમાં નથી, એટલે તમારી મોટાઈના ને દમામના માર્ગમાં, એક ઢીમરાં તરીકે, મારૂં કુટુંબ કદીબી આડું પડવાનું નથી."

હજી બી જરબાઈ તો ચુપજ બેસી રહી, શું જવાબ દેવો, તે તેણીને સુજીયો નહી.

"હમે તો એકમારગીપણાથીજ રહીએ છીએ. બડેખાંઓ સાથે હમુને કંઇબી સંબંધ નથી. જે હાલત હમુને ખોદાએ આપી છે તે છોડવાનો, તેને ધીઃકારવાનો, અને એવા બડેખાંઓની ચાલ ચલણની નકલ કરવાનો લોભ હમો કોઈ બી દહાડે દેખાડયો નથી. તમારાં બચાંને હમે તેડાવ્યાં તે તમે ધારોચ કે એવી મતલબથી કે એવા મોટે ઘેરનાં બચાંની સંગતમાં મારાં છોકરાંઓ ફરે તેથી હમુને માન ને મોટાઈ મલે. પણ એ બીલકુલ તમારી ભુલ છે. હમારીજ હાલતે હમારા બચાં જીવશે અને ઉધરશે. મોટાંઓની સંગતમાં જવાનો તેઓને વીચારજ નથી, કેમકે તેવી સંગતથીજ જીંદગીનું સુખ મલી શકે તેવી કેલવણી હમે તેઓને આપીજ નથી. હમારે વીશે એટલું બધું બોલવાની માઠી આદત તો નથીજ, ને મારો વીચાર બી નહી હતો; તોબી બધી રીતે તમારી ખાત્રી કરવાની જ્યારે તમેજ મને ફરજ પાડી, ત્યારે ટુકમાં તમુને સમજાવીને મારી ભલી મતલબ વીશે તમારી ખાત્રી કરવા વગર મારેથી રેહેવાયું નહી. કેમ, મારૂં બોલવું બરાબર છે?"

"બરાબર છે," જરબાઇએ જવાબ દીધો.

"ત્યારે હવે મારી એક દરખાસ્ત ઉપર તમો પણ ધ્યાણ આપો, જરબાઇ. ને તેથી કાંઈ અપમાન મલેલું સમજતાં ના. બીખાજીના બોલવાપરથી મને લાગે છે કે તમે બી કેટલાંએક કરજમાં છેઓ. ખરી વાત?"

"હાજી. પણ તે કેટલું, તે વીશેની ખબર બીખાજીને નથી." જરબાઈ, જાણે પોતાના બોલો બાહેર ઉભેલા બીખાજીને કાને પાડવા નહી માગતી હોય તેમ ઘણા ધીમા અવાજે બોલી.

"મને તમે જણાવશો કે તે કેટલું છે? તમારી છુપી વાતનો હું કંઈ ખરાબ ઉપ્યોગ તો કરશજ નહી."

એ સાંભલી તેણીએ ધીમા અવાજે એક રકમ કાવશાને જણાવી. તે બચીત ઘણી મોટી હોવી જોઇયે, કેમકે તે સાંભલતાંજ કાવશા અજાયબીથી ચોંકયો.

"મેં ધારયું તેના કરતાં તો એ અતીઘણું મોટું કરજ છે!" તે થોડો વાર વીચારમાં પડીને બોલ્યો, "એટલી મોટી રકમ તો ખચીત મેં નહીજ ધારી હતી. પણ હવે તેનો તો આપણે કંઈ બંદોબસ્ત કરશું. જે દાહાડાથી ભીખાજી મારી સાથનો ભાગ છુટો કરીને આવતા રહયા તે દાહડાથી મેં તો મારા ધંધાને કદી છોડયો નથી; જોકે તમે તો તમારા વરની સાથેજ મારા જેવા કામદારોને હીણીને મુંબઈ આવી રહયાં હતાં. માફ કરજો જરબાઈ, પણ હું તો ખોલ્લું બોલનારો માણસ છું. ને તેથી હમણા બી હું ખોલ્લુંજ જણાઊંચ કે જે ધંધાને તમે હીણીયો તેજ ધંધામાંથી હું આજે એવી હાલતમાં ખોદાની બખશેસથી આવ્યોછું કે તેથી મને પોતાને કંઈ ઝાઝું નુકસાન કરવા વગર હું તમુને ઘટતી મદદ આપી શકું. પણ તે આગમચ તમોએ મને એવી ચોકસ કબુલાત આપવી જોઇયે કે ફરીથી એવાં કંઇબી કરજમાં તમે ઊતરો નહી. એવી કબુલાત તમે આપો તોજ, તમારી હમણાની મુશકેલીમાંથી તમુને બંચાવાની બધી રીતની હું ગોડવણ કરી જાઊં."

જરબાઇએ તુરત તે કબુલાત આપી; અને ત્યાર પછી થોડા દીવસ વધારે મુંબઇમાંજ રહી, તેઓનો વાલકેશવરનો બંગલો સારી કીમને વેચાતો લેઈ તેમજ બીજા કેટલાક ફાએદાકારક બંદોબસ્તો તેઓને માટે કરીને કાવશા નીરાંત પામ્યો.

હવે તેઓ બન્ને સારી સુલેહ અને સંપજથી રેહેશે એવી આશા રાખી, કાવશા તેઓને બીજી કેટલીક અગતની શીખામણ દઇને પાછો સુરત ગયો. પણ તેના ગયા પછી તેને બાંધેલી આશાઓ બર આવી નહી.

ભીખાજીએ તો સમજુ થઇને સઘલા અનઘટતા ખરચો કાઢી નાખવા માગ્યા; પણ કરકસરની તેની સઘલી યોજનાઓની આડે જરબાઈની મગરૂરી હમેશ આવવા લાગી. તેણી બોલતી હતી કે ફલાની ચીજોની તો તેણીને આદત પડી હતી, માટે તે વગર તો તેણીથી રેહેવાએજ નહી અને જીવાએજ નહી. વલી જો આગલનાજ જેવા ભપકાથી તેણી તેણીનાં સગાંઓમાં ફરે નહી તો તેઓને અજાયબી લાગે, અને તેનું કારણ જો તેઓ જાણવા માગે તો તેણીને હીણુ લાગે. પણ એ તેણીની દલીલો ભીખાજીના ધ્યાનમાં ઊતરી નહી. તેને એક વખત સખત ઠોકર લાગેલી હોવાથી તેને હવે ઘણી

મજબુતીથી સતા ચલાવીને તેણીની બેહુદી માગણીઓની સામે થવા માંડયું.

પણ તેથી તો તેઓ વચે રોજીંદો કંકાસ નવેસરથી જારી થયો. અને આગલની અદેખાઇના કંકાસ કરતાં બી તે વધારે સખત થવા લાગ્યો.

કેટલીક બાએડીઓ એવી હોય છે કે તેઓ પોતાના ખાવંદોની બેવફાઈ ઘડી ભર સાંખી શકે, પણ જો તેણીનાં ઘર ચલાવાની રીતીમાં તેઓ વચે પડવા માગે તો, તે તેમની ચાલ તેમનાથી કદીબી સહણ થાય નહી. અને એવી વકુફ વગરની સ્ત્રીઓના વર્ગની જરબાઈ બી હતી. પોતાની રાખેલી અમીના સાથે કશો બી સંબંધ નહી રાખવાની જે કબુલાત ભીખાજીએ પોતાના ભાઇને આપી હતી તે તેને તો બરાબર રીતે પાળી, પણ તેના બદલામાં પોતાની બાએડી તરફની મમતા કે પ્યાર તો તે મેલવવાને બેનસીબજ રહયો. તેથી ઉલટીજ, તેણી તો જાણે ચીરડાતી દેખાઈ કે તેની વીરૂધ ફરીયાદ કરવાનું આ મોટું કારણ બી હવે તેણીના હાતમાંથી નીકલી ગયું. હવે તો તેણીનો વર પોતાના વ્યભીચાર અને ઉડાઉપણાથી તેણીનો તેમજ પોતાનો નાશ કરે છે, એવી ગમભરી હકીકતો પોતાની સહીઓ આગલ તેમજ દોસ્તો આગલ કહેવાને તેણીને બની શકયું નહી, તેથી જાણે તેણીને નીરાશા ઉપજી.

થોડો વખત સુધી મોટા કંકાસો ચાલ્યા, અને પછી તેઓ બન્ને એકેક સાથે છુપા અને ચુપકીદા ધીઃકારથી વર્તવા લાગ્યા. જરબાઈ કુંજરી, ઉદાસ, નબલી અને દરદી થતી ગઈ. જોકે સઘલો વખત તેણીનાજ જેવી તેણીની સહીઓ તો તેણીની અતી ઘણી દયા ખાઇ, તેણીના ખાવંદનોજ વાંક કાઢતી ગઈ.

વલી લખલુટપણાનો લખ ખરેખરો તો જરબાઇને લાગેલો, એટલે તેણી કાવશાને આપેલી પોતાની મજબુત કબુલાત પાલવાને અશકત થઈ. ઘણાઓ જેઓ કોઈ બુરી આદતને વશ હોય છે, તેઓને ઘણી વેલા આપણે એવુંજ બોલતાં સાંભલીએ છીએ કે— "હમુને એમ કીધા વગર ચાલતુંજ નથી! હમારા નસીબમાં જે લખેલું છે તેજ થવા વગર રેહેતું નથી! હમે જાણીએ છીએ તો ખરા કે એ કામ ખોટું છે, તોબી તે હમારેથી છોડાતું નથી! હમારી સાથે તકરાર કરવી ફોકટ છે. હમારૂં કામજ એ છે.

હમારા નસીબમાંજ એ છે!" ઇ૦ અને તેવીજ હાલત જરબાઈની બી થઈ.

તેણી એવુંજ બોલતી ગઈ કે—"હું કરકસર કરવા તો ઘણી માગું છું, પણ મારેથી તે થતી નથી. મને આદત પડી તે કેમ જાએ? મારા નસીબમાં જે થવાનું હોય તે થશે." ઇ૦

થોડા મહીના વધારે નહી ગયા એટલામાં તો તેણી પાછી મોટાં કરજમાં દુખી; અને હવે તેણી એટલી નીચ થઇ હતી કે કાવશાની મેહેરબાનીનો આડો લાભ લેવા તેણી પાછી તેની ઉપર પૈસાની મદદનું કાગલ લખવાને ચુકી નહી. તે કાગલ તેણીએ અતીઘણી કાકલુદી અને નમનતાઇથી લખ્યું, અને વલી તેમાં કેટલીક તેની તારીફ કરીને તેણી એવું સમજી કે તેણીના જેવા મોભાની એક બાનુ તરફનું એવું કાગલ કાવશાની ઊપર જાદુઈ અસર ઊપજાવા વગર રહેશે નહી.

પણ જ્યારે તેના જવાબમાં કાવશાએ સાફ ના લખ્યું ત્યારે તેણીની અજાયબીનો શું પાર! તેને હવે કંઈ બી વધારે તેણીનાં કામની વચે આવવાને સાફ ના પાડી, અને તેના કારણમાં તેણે તેને જોકે એટલુંજ લખ્યું કે હવે વધારે કાંઈ મદદ કરવાને તે અશકત છે. તે હજી એટલો તો ભલો થયો કે તેણીએ પોતાની કબુલાત તોડી તે ચીજેનો સેજ બી એશારો તેને કીધો નહી, અને જરાક બી ઠપકો તેણીને આપ્યો નહી; અને પોતાની બાએડીને તેને એટલુંજ કહયું કે—"એ પોતાનીજ ચાલથી ઠોકરાએ તેટલીજ સજા એને બશ છે. હું ઠપકો આપીને એનાં દુ:ખમાં નકામો વધારો કરવાની ભુંડાઈ શું કામ વાપડું?"

એ સઘલાનું સેવટ એજ આવ્યું કે ભીખાજી આખરે તેણીથી છુટો પડીને જુદો રહયો. એની જરબાઇએ ઝાઝી દરકાર નહી કીધી એમ નહી જાણવું. થોડાં વરસો અગાઉ જ્યારે તેણીની પાસે પૈસાનું જોર હતું ત્યારે જો ભીખાજી તેણીથી જુદો પડતે તો તેની તેણીને થોડીજ દરકાર રહેતે; પણ હવે તો તેણીનો સઘલો ભપકો, અને સઘલી મગરૂરી, અને સઘલી દોલત ખુટી ગઇ હતી, માટે તેજ વેલા પોતાના ખાવંદ સાથની થયેલી જુદાઇનું દુ:ખ તેણીને ઘણું લાગ્યું.

પોતાનાં સગાંઓનીજ દયાપર તેણી આવી પડી, પણ તેઓ તેણીની દયા ખાય તેવાં હતાંજ નહી. તેણીના સઘલા ઓલખી-

તાઓ તેણીને તજી ગયાં; તેણીની વફાદાર દાશીઓ અને ચાકરડીઓ બી હવે ઝાઝો વાર તેણીની પાસે રહી નહી. એક બી ખરો મીત્ર તેણીને હવે મલ્યો નહી.

એવી નામોશી ને નીરાશીમાં તેણીએ થોડોક વખત ગુજારયો; અને અંતે ગમથી ઉતપન થયેલી ચાલુ તાવનો ભોગ થઇ તેણી મરણ પામી.

તેણીનાં મોહોત પછી, તુરતજ ભીખાજીએ નીચલું કાગલ કાવશા ઊપર મોકલ્યું:

"મારા પ્યારા ભાઇ કાવશા,

"જરબાઇ આખરે કેવી હાલતે પુગી ને કેમ ગુજર પામી તેના હેવાલથી તો તમે વાકેફ થયા હશો. તે વીશે હવે વધારે કાંઇ બોલવાની હું જરૂર જોતો નથી. જે બી તેણીની ખોડો હતી તે માટેની સજા તેણી ખમી ચુકી છે; અને તેમજ મેં બી મારા વાંકોની સીક્ષા નહી ખમી હોય એમ નથી શેડયાઇ હાલત ભોગવવાનો મારો સઘલો લોભ ને સઘલો અભખરો હવે નાબુદ થઇ ચુકયો છે. હું હવે જુદોજ માણસ થયો છું. મારી હાલતથી તો તમે બરાબર વાકેફ છો. તોપણ હજી મને આશા છે કે તમારી સાથના ધંધામાં સામેલ થઇને હું ઉદયોગથી કામ કરીને સારી દોલત જમાવ કરી શકશ; કે તેથી હું તેમજ મારાં બચ્ચાં, કે જેઓની આબાદી તરફ મેં કશું ધ્યાણ આપ્યું નથી, તેઓ બી સુખી થાએ. પરણીયા પછી બી ઘણી વેલા મેં એવું મન કીધું હતું; પણ તે વેલા હું તદન આપઅખત્યાર નહી હતો. પણ તે વીશે વધારે કાંઈ હું બોલવા માગતો નથી. જે બન્યું તે સઘલાંનો ઠપકો હું મારેજ માથે ખેંચું છું; અને ભવીશમા જુદીજ કીસમનો માણુસ થવાની હું આશા રાખું છું. કદાચ હજી બી મારી ઊપર ભરૂશો નહી લાવીને તમે તમારા ભાગીયા તરીકે મને જોડવાને ના પાડશો; તોબી મારેથી બની શકતું કાંઈ બીજું કામ બી મને દેખાડવાની મેહેરબાની કરવાને તો ચુકતાજ ના. મારી એક નવેસરથી અજમાશ તમે લેઓ એટલુંજ હું માગું છું. હવે હું મોટાઇના વીચારથી આલસુ બેસીને, કોઈ પારકાને પૈશા આપીને મારૂં કામ કરાવાનો વીચાર કરનાર નથી.

"મારાં ફરજંદોને મારી દુવા સલામ પુગાડજો. તમો તેમજ તમારૂં કુટુંબ બી તે કબુલશે એવી મને આશા છે. રૂસ્તમ અને

પુટલી તરફ તમોએ દેખાડેલી હદ વગરની મેહેરબાનીનો હું કેવી રીતે બદલો વાલીશ તે હું જાણતો નથી.

"હાલ તો એજ અરજ.

"લા૦ તમારો આભારી થયેલો ભાઈ

"ભીખાજી દારાબજી."

વાંચનારને જણાવાની તો અગતજ નથી કે કાવશાએ પોતાના પસ્તાવો કરતા ભાઇને ખોલ્લાં અને માયાલુ દીલે પોતાના આસરા તલે લીધો, અને પોતાના ભાગીયા તરીકે તેને પાછો જોડીને તેને તેની ખોહેલી દોલતનો થોડોક ભાગ બી પાછો મલી શકે એવી હાલતમાં લાવી નાખ્યો.

તેમજ ભીખાજીએ બી પોતાનાં કાગલમા જે કબુલાત આપી હતી તે સઘલી ઘણી અજબ જેવી રીતે પાલી દેખાડી. પોતાના ધંધામાં તે હવે તાજુ બી ભરેલું ચોકસ ધ્યાણ આપવા લાગ્યો, અને જેઓએ તેને આગલ એક લખલુટ ને 'ફાંકડા શેહેરી' ની હાલતમા જોયો હતો તેઓ તેનામા થયેલો આ અચીંતો ફેરફાર જોઇને અજબ રહ્યા.

પોતાના મુર્ખાઇના અને મોહકાનના માર્ગમાથી અટકી જઇને પાછા ફરવાની હીમતના એવા દાખલા ઘણાજ થોડા આપી શકે એવું હમે ધારીયે છીએ; કેમકે આગલી રીત તજીને પોતાના આગલા દોસ્તો અને ઓલખીતાઓની હશી મશકેરીમા આવવાનો વીચારજ ઘણા હીચકારાઓને સુધારા ઉપર આવતાં અટકાવે છે, અને પાપના આગલાં નાશકારક ધોરણપરજ ચાલવાને લલચાવે છે. આપણા ઠેકાણે આવેલા ભીખાજીની મશકેરી બી, એજ મીશાલ, થઈ તો ઘણી. તેના કેટલાક લુચ્ચા મીત્રોએ તો છેક સુરત વેર કાગલો લખીને તેને થોડો વખત સુધી ભોગવેલા 'સેઠીયાપણા' માટે તેની ઘાતકી ટકોરો કીધી; અને 'નવાબ' તેમજ 'સરસુબા'ના એલકાબો તેનાં નામ સાથે લગાડી તેને પજવ્યો. પણ તે સઘલાંની, હવે દાનેશમંદ થયેલા ભીખાજીએ કશી દરકાર કીધી નહી. તેને જોયું કે તેઓ એવી તેની મશકેરી ક્યાં સુધી લંબાવશે! થોડાજ વખતમા તેઓ પોતે થાકીને ખુણે પડવા વીણા રેહેનાર નથી. વલી એમ તેને પજવનારા તેના એવા મીત્રો હતા કે જેઓને તે આબરૂના અને કીર્તીના થાંભ સમજ્યો હતો, અને પોતાની મોટાઈના વખતમા, જેઓની મીત્રાચારીનુ માન મેલવવાને તેને જાણે 'આભસે

હાત લગાડયો' હતો ! તેઓનેજ તેને હવે ખરેખરી બેવફાઈ અને ભુંડાઈના ભંડાર નીકલેલા જોયા !

ખરેખરૂં સુખ તેવાઓની સંગતમા સોધવા જતાં તે ઠગાયો અને નીરાશ થયો હતો; પણ તે **ખરેખરૂં સુખ** તો કાવશાનાં કુટુંબ જેવાં સુલેહ ભર્યા કુટુંબમાજ મલી શકે એમ તેને, જ્યારે ઘણું મોડું થયું ત્યારે, માલમ પડયું હતું !

પણ એ જે થયું તે નહી થયું કરવાનું શું તેના હાતમા હતું ? ખચીત નહીજ. કમલ.

# મફતની મુશાફરી.

એક વેલા વેલાતનો પ્રખ્યાત ગ્રંથકાર 'શેરીડન' એક ભાડેની ગાડીમા બેસીને દુરની મુસાફરી પર જતો હતો, તેવામાં રસ્તાપરથી તેજ તરફ ચાલી જતો તેને પોતાના એક મીત્ર 'રીચર્ડસન' ને જોયો. તેને તુરતજ તેને બોલાવીને પોતાની ગાડીમાં બેસાડીઓ અને તાલમેલ કરીને એવી એક બાબદની તકરાર તેને શરૂ કીધી કે જે વીશે તેઓ વચ્ચે મોટો મત ફેર ચાલી રહયો હતો, અને જેની ભાંજગડ કરતાં 'રીચર્ડસન' વારેઘડીએ અતી ઘણો ઉસકેરઈ જતો હતો. આએ વેલાની તકરારમાંબી તેને તેમજ કીધું, અને તેથી 'શેરીડન' જાણે કેટલો એક ચીરડાઈ ગયો હોય તેમ બુમ પાડીને બોલ્યો કે— "બસ હવે તમારી સાથે વધારે તકરાર મને કરવી નથી, અને આએ ગાડીમાંબી તમારી સાથે વધારે વાર હું બેસનાર નથી."—એટલું બોલી જ્યાં ઊતરવાની તેની મરજી હતી તેની નજદીકમાંજ તે ઉતરી ગયો. 'રીચર્ડસન' ને એ જોઈ અતીઘણી ખુશાલી ઉપજી અને લુચ્ચા 'શેરીડન' ની ખરેખરી મતલબ સમજવા વીણા મોટી ફતેહના દેખાવે તેને બુમ પાડી કે—"આહા ! તમે હાર્યા—તમે હાર્યા !"

'શેરીડન' તો મુછમાંજ હસતો ત્યાંથી ગુપચુપ ચાલી ગયો, અને પછી ઘણેવારે, જ્યારે રીચર્ડસનની ખુશાલીનો ઉભરો નરમ પડયો, અને સેવટે ગાડીવાલો પોતાના પૈસા માગવા તેની સામે આવી ઉભો, ત્યારેજ તેને જાણ્યું કે 'શેરીડન' તેને બનાવી ગયો હતો, અને હવે તે ઠગારાએ કીધેલી બે ત્રણ કલાકની મુશાફરીનું ભાડુ તેને આપવું પડશે. તે બાપડાએ મુગે મોઢે તે આપ્યું. કમલ.

# અક્કલ સરસ કે કીસમત ?

## પ્રકરણ પેહેલું.

એક ખુશનુમા ચાંદની રાતે, ટરકીનો નામદાર સુલતાન, પોતાના વડા વઝીર સાથે, છુપા પોશાકમાં નગર ચર્યાનુ અવલોકણ કરવા ઇસતમબોલના મોહલ્લાઓમા ફરવા નીકલ્યો.

જેમ આગલા વખતમા બગદાદનો નામીચો ખલીફ 'હારૂન અલ રશીદ' પોતાના વજીર સાથે રાતની વેલા ફરવા નીકલતો હતો તેમ તે સુલતાને બી કરવાનો રાબેતો રાખ્યો હતો.

ઘણાએક મોહલ્લા તો તેઓએ કાંઇબી જાણવા જોગ બનાવ જોવા વગર પસાર કીધા; અને આખરે જ્યારે ફરતા ફરતા તેઓ એક દોરડાં વણુનારની દુકાણ આગલ આવ્યા ત્યારે સુલતાનને 'ખોજા હસન' નામના એક દોરડાં વણુનાર અને તેના 'સાઅદ' અને 'સાઅદી' નામના બે દોસ્તોની એક અરેબીઅન વાત યાદ આવી, કે જેઓ વચે, ઇનિસાન જાતનાં કામકાજો ઊપર કીસમત જે રીતનો તાલુકો ધરાવે છે તે વીશે અતી ઘણો મતફેર ચાલી રહયો હતો.

"વજીર, તાહરો વીચાર એ બાબે કેવો છે ?" સુલતાને પુછ્યું.

"જેહાંપનાહ," વજીરે ઊતર વાળ્યો, "મને તો એમ લાગે છે કે આએ દુનીયાંમાની આપણી ફતેહનો આધાર જે ચીજને આપણે નશીબ અથવા કીસમતને નામે ઓલખીએ છીએ તે ઉપર નહી, પણ આપણાં પોતાનાંજ ડાહપણ ઉપર રેહે છે."

"નહી વઝીર," સુલતાન બોલ્યો, "હું તો એમ ધારૂં છું કે માણસની જીંદગી ઉપર અક્કલ કરતાં કીસમતનો કાબુ વધારે છે. તું શું દરરોજ એમ બોલાતું સાંભલતો નથી, કે થોડા માણસો નસીબવાલા છે અને બીજા કેટલાક કમનસીબ છે ? દુનીયાનાં લોકોએ જો પોતાના અનુભવથી એ વીચારની સાબેતી નહી મેલવી હતે, તો એવા વીચારો તેઓમાં ફેલાતેજ કેમ ?"

"નામદાર સુલતાન, તમો સાથે તકરાર કરવાની બેઅદબી માહરેથી થતી નથી." ચતુર વઝીરે ઊતર વાળ્યો.

"નહી વઝીર," સુલતાન બોલ્યો, "માહરો હુકમ છે કે એ બીક વુને જેઆ બોલવું હોય તે છુટથી બોલે. માહરેથી નુકશાન પામવાની કશી ચીંતા તાહરે રાખવી નહી."

"ત્યારે તો જેહાંપનાહ સાંભલો," વઝીરે કહ્યું, "માહરૂં મત એવું છે કે લોકો જે બીજાઓ નશીબવાલા અથવા કમનશીબ છે એમ બોલે છે તે માત્ર તેઓના કાંઇ ઉપર ટપકેના હેવાલ સાંભલીને બોલે છે; બાકી તેમની જીંદગીના સાચ્ચા બનાવો કે જે વેલા તેઓએ વકુફ અથવા બેવકુફી દેખાડી હોય તે બનાવની તો તેઓને કાંઇબી ખબર હોતી નથી. દાખલા તરીકે, મેં સાંભલ્યું છે કે હમણા આ શેહેરમાં બે શખસો વસે છે કે જેઓ પોતાનાં બુરાં તેમજ ભલાં નશીબ માટે જાણીતા થયલા છે. એકનુ નામ 'કમનશીબ મુરાદ,' અને બીજાનુ નામ 'નશીબવાલો સાલાડીન' કરીને છે. હવે માહરો વીચાર તો એવો છે કે જો આપણે એ બન્નેની તવારીખ સાંભલશું તો આપણે જોઇશું કે તેઓમાનો એક ડાહપણવાલો અને બીજો બેવકુફ છે."

"એ બેઊ સખશો કયાં રેહે છે?" સુલતાને પુછ્યું, "કેમકે આજેજ રાતે એ બન્નેની હકીકત સાંભલી લીધા આગમચ શુવા જવાનો માહરો ઈરાદો નથી."

"કમનશીબ મુરાદ પાસેનાજ મોહલ્લામા રેહે છે." વજીર બોલ્યો.

તે સાંભલી સુલતાને તુરતજ ત્યાં જવાની મરજી દેખાડી. જેવા તેઓ પેલા મોહલ્લામા દાખલ થયા તેવાજ રૂદન અને જારીના પોકારો તેઓને કાને પડયા. એ પોકારોની સરતે ચાલતા તેઓ જ્યારે એક ઘરની નજદીક આવી પુગ્યા ત્યારે તેનાં ઉઘાડાં બારણાંમા નજર ફેંકતાં તેઓને એક શખસ જારનજાર રડતો અને પોતાની પાઘડી પીખતો જણાયો. તેનાં દુખનુ તેઓએ કારણ પુછ્યું, એટલે તેને એક ચીનાઈ કોડીનાં વાસણ તરફ આંગલી દેખાડી કે જે જમીન ઉપર ભાગીને કટકા થઇને પડયું હતું.

"ખરેખર વાસણ તો ઘણુંજ શુંદર છે," સુલતાન તેનો એક ટુકડો ઉંચકીને બોલ્યો, "પણ તોબી તેને માટે એટલી બધી જારી કરવાની શું અગત છે?"

"મહસ્યો," પેલો સખસ, વેપારીઓના લેબાસ પેહેરી ઉભેલા સુલતાન અને વજીર તરફ જોઇને બોલ્યો, "તમે કોઇ પરદેશી વેપારીઓ જણાઓ છો. તમોને ખબર નથી કે મને રૂદન અને

ગામ કરવાના કેટલા સબબો છે! તમોને એવી બી ખબર નહી હશે કે જે ધણી સાથે તમે હમણા વાત કરો છો તેનુ નામ કમનશીબ મુરાદ કરીને છે! માહરા જનમની ઘડીથી તે આજ દીન સુધીમા જે જે માઠા અકસમાતોનો હું ભોગ થયો છું તેમના હેવાલો જો તમે સાંભલો તો કદાચ તમે માહરી દયાબી ખાઓ, અને કબુલબી કરો કે હું વગર સબબે નાસીપાસ થયો નથી."

સુલતાને તો અલબતાં તેનો હેવાલ સાંભલવાની ઇંતેજારીજ દેખાડી, એટલે મુરાદ બોલ્યો કે—"અહરથો માહરા જેવા એક કમનશીબ શખસનાં ઘરમા તમોને બોલાવાનુ બી માહરૂં મન થતું નથી, તોબી જો માહરાં મકાનમાં એક રાત ગુજારવાને તમોને અડચણ ન હોય તો માહરાં દુર ભાગ્યનો હેવાલ સાંભલવા સુખે આં બેસો."

સુલતાને તેમજ વજીરે આખી રાત ત્યાં ગુજારવાને તો ના કહ્યું, પણ તોબી અરધોક કલાક ત્યાં થોબવાની તેઓએ મરજી દેખાડવાથી મુરાદે તેઓને બેસાડયા, અને પોતાનો હેવાલ તેને નીચે મુજબ શરૂ કીધો.

"માહરો પીતા આ શેહેરનો એક વેપારી હતો. હું જનમ્યો તેની એક રાત અગાઉ તેને ખાબ જોયો કે એક કુતરાનાં જેવાં માથાં અને અઝડાહના જેવી પુછડી સાથે હું જનમ્યો છું; અને તેથી માહરી એ બદસુરતી છુપાવા માટે તેને ઉતાવલમા એક કપડાંમાં મને વીટાલી દીધો, પણ તે કપડું તો સુલતાનની પાઘડીનુ હોવાથી એવી તેની બેઅદબી માટે સુલતાને તેને ગરદન મારવાનો હુકમ કરયો.

"એ ખાબ જોતાંજ માહરો બાપ તો હેબતીને ઉઠયો; અને તેને અલ્લાહ તરફથી મલેલી એક આગાહી તરીકેજ ગણી તેને ઠેડાવ કીધો કે માહરૂં મોહડું તેને કદી જોવુંજ નહી. એ ઠેડાવને લીધે, હું ખરેખર તેવા હેવાની અવતારે જનમુ છું કે નહી તે બી જાણુવાને કે જોવાને તે ઠોભ્યો નહી, અને તાબડતોબ બીજીજ સહવારે અલેપો તરફ મુસાફરી જવા તે નીકલી પડયો.

"સાતથી વધારે વરસોવેર તે ગેરહાજર રહયો; અને તે સઘલો વખત માહરી કેલવણી ઉપર બી સમુલગો પુરો પડયો. એક દાહડે મેં માહરી માતાને પુછ્યું કે માહરૂં નામ 'કમનશીબ મુરાદ' પાડવાનો સબબ શું? તેણીએ જવાબ દીધો કે એ નામ તો માહરા

પીતાએ જોયલા ખાબ ઉપરથી મને લાગુ પડયું હતું; પણ તેણી બોલી કે, જો હું માહરી હવે પછીની જીંદગીમા ભાયગશાલી નીવડું તો એ એલકાબ લોકો ભુલી જવા વીણા રેહનાર નથી. પણ એ સાંભલીને માહરી એક દાયા જે ઘણીજ ઘરડી હતી તેણીએ ડોકું ધુણાવ્યું, અને હું કદીબી વીસરૂં નહી એવા એક દેખાવે માહરી તરફ જોઇ તેણીએ માહરી માતાને કહ્યું કે—'બાઇ, એ છોકરો કમનશીબ છે, ને કમનશીબ હમેશ સુધી રેહશેજ. જેઓ બુરાં કીસમતે જનમ્યાં હોય તેઓ ભાયગશાલી નીવડી શકેજ નહી. એવા અભાગ્યા શખસે તો કીસમતની સામે થવું જોઈતુંજ નથી, પણ તેને તાબેજ થવું ઘટે છે.'

"માહરી દાસીના આ બોલો ઘણી નાધલી વયે મેં સાંભલેલા હોવા છતાં તેઓએ માહરી ઉપર ઘણીજ ભયંકર અસર ઉપજાવી; અને એ પછી જે જે અકસમાતો માહરી ઉપર ગુજરતા ગયા તે તે અસરને વધારે મજબુતજ કરવામા કામે લાગ્યા. માહરો બાપ જ્યારે પરદેશથી પાછો ફરયો ત્યારે હું આઠ વરસની વયનો હતો. તેના આવ્યા પછી બીજેજ વરસે માહરો ભાઈ સાલાદીન જનમ્યો, અને તેને લોકો 'નશીબદાર સાલાડીન' કરી બોલાવા લાગ્યા, કેમકે તેના જનમને બીજેજ દીવસે માહરા પીતાને નામનુ કીમતી માલેવાલું એક વાહાણ સહીસલામત બંદરમા આવી પુગ્યું.

"સાલાડીન વીસ વરસની વયે પુગ્યો ત્યારે માહરો બાપ ભય ભરેલી માંદગીમા પડયો; અને પોતાનો અંત નજદીક આવેલો જોઇ તેને માહરા ભાઇને પોતાની પાસે બોલાવ્યો, અને તેને અંચીતી એવી ચોંકાવનારી ખબર આપી કે અતીઘણા ભપકાની હાલતમા રેહેતાં તેની સઘલી દોલત ખુટી ગઈ હતી, અને હમેશની ફતેહને આધારે મોટા સટાએ કરવા જતાં તે ઘણી મુશકેલીમા આવી પડયો હતો.

"એનો સારાંસ એ આવ્યો કે, પોતાના દીકરાઓને આપી જવા માટે તેની પાસે કાંઇબી દોલત બાકી રહી હતી નહી. માત્ર એ ચીનઈ કોડીના કુંજા જે ઘણીજ નાદર બનાવટના હતા તેજ તેણે સાલાડીનને આપ્યા. એ કુંજાઓ ઉપર વલી કેટલીક ભેદી કવીતાઓ લખાયલી હતી, કે જેની બરકતથી જેના હાતમા એ કુંજા હોય તે ભાયગશાલી થાય એમ કેહેવાતું હતું.

"એ બન્ને કુંજા તેને માહરા ભાઇ સાલાડીનનેજ આપ્યા, કેમકે જો તેમાનો એકભી તે મને આપે તો હું સેવટે તેને ભાંગીજ નાખું એમ તેને ખાત્રીથી જણાવ્યું. પણ તેનાં મરણ પછી માહરા ઉદાર દીલના ભાઇએ જે ગમે તે કુંજો તેમાથી પસંદ કરવાને મને જણાવ્યું; અને વલી માહરી નાસીપાસી દફે કરવા તેને મને વારે-ઘડી કેહી સંભલાવ્યું કે ભલાં કે બુરાં નશીબની વાતો ઉપર તેનો કસો ઇતિબાર નથા.

"એમ બોલીને જો કે તેને તો માહરો ગમ દફે કરવા ચાહયો તોપણ અંદરખાનેથી હું તેનાં મતને મલતો થઇ શક્યો નહી. મેં જોયું કે હું કસીબી કોશેશ કરૂં તે નકામી છે, કેમકે ગમે તે થાય તોબી હું મુરાદ જે કમનશીબ તે કમનશીબજ રેહેવાનો. તેથી ઉલટોજ માહરો ભાઇ તો નીરાસ થયોજ નહી; અને બોલતો ગયો કે ગમે તેવી ગરીબાઇમા તે હોવા છતાં કોઇબી તરેહથી પોતાને નીભાવ કરવાને તે શક્તીવાન થશે. અને તેમજ આખરે તેને કીધુ.

"હમારાં ચીનઇ વાસણો તપાસતાં તેને તેમા એક જાતનો લાલ ચલકતા રંગનો ભુકો જોયો, અને તેથી તેને લાગ્યું કે એક જાતનો ઘણો સરસ રંગ તે બનાવી શકસે. તેમ તેને અજમાવી જોયું, અને કેટલીક મેહેનતે તે રંગની બનાવટ કરવામા તે ફતેહ પામ્યો.

"માહરો બાપ જીવતો હતો ત્યારે સુલતાનના જનાનાની ઓરતોને કપડાં પુરાં પાડનારા એક વેપારીએ માહરી માદરને બી કેટલાક ઉંચા પોશાકો વેચીયા હતા; અને તે વેલા માહરા ભાઇએ કેટલીક રીતની મેહેરબાની તે વેપારી ઉપર કીધેલી હોવાથી, તેને આએ વખતે માહરા ભાઇનો રંગ દાખલ કરવાની ભલામણ બીજા વેપારીઓને કરીને તે ઉપકારનો બદલો વાલી આપ્યો. અને ખરેખર તે રંગબી એવો સરસ બન્યો હતો કે જેવો તે જણાયો તેવોજ સઘલાઓએ પસંદબી કીધો. સાલાડીનની દુકાન ઉપર ઘરાકોની ભીડ થવા લાગી; અને તેની સરસ રીતભાત તેમજ મીઠી બોલી નવા ઘરાકોનુ ખેંચાણ કરવાને વધારે કામે લાગી. તેથી ઉલટું જ, મે જોયું કે માહરા ઊદાસ ચેહેરા તરફ પેહેલી નજર નાખતાંને વાર દરેક જણુને કંટાલો છુટતો હતો; અને એથી તો હું હવે માહરાં બુરાં નશીબને વધારે ખાત્રીથી માનતો થયો.

"એક દીહડે એવું બન્યું કે એક બાનુ ભપકાદાર પોશાકમા સીગરાયલી પોતાની બે દાશીઓ સાથે માહરા ભાઈનાં ઘેરમાં કાંઈ ખરીદી કરવા આવી. તે તો બાહર ગયો હતો, અને દુકાનમાં દેખ-રેખ હું રાખતો હતો. કેટલોક માલ તપાસીચા બાદ તેણીની નજર તે ઓરડામા મુકેલાં માહરાં ચીનઈ વાસણ ઊપર પડી. તે તેણીને બેહદ પસંદ પડયું, અને મોહનેમાગી કીમતેબી તે વેચવાની તેણીએ મને અરજ કીધી; પણ એમ કરવાને મેં સાફ ના પાડી, કેમકે તે વેચીચાથી કદાચ કાંઇ નવી આફત હું માહરે માથે ખેંચીસ એવું મને લાગ્યું, પણ ઔરત જાત તો હટીલીજ હોય છે, એટલે જેમ જેમ હું ના પાડતો ગયો તેમ તેમ તે તો વધારે ઇંતેજારીથી તે માગતી ગઈ. પણ ગમે તેટલી મોટી કીમતે તથા મજબુત કાલાવા-લાએ બી મેં માહરો વીચાર ફેરવ્યો નહી. એથી તેણી આખરે ભારે ગુસ્સા સાથે માહરી દુકાન છોડી ગઈ.

"માહરો ભાઈ જ્યારે પાછો ફરયો ત્યારે જે બન્યું હતું તેથી મેં તેને વાકેફ કીધો, અને માહરાં ડાહપણને માટે તે મને શાબાસી આપસે એવું મેં ધારયું; પણ તેથી ઉલટુંજ તેને તો માહરા જુઠા વેહેમને માટે મને થપકો આપ્યો; અને બોલ્યો કે કાંઈ લેખના તસેસમની ખુબીથી ભવીશમા ફાયદો થવાની આશામા હાલના ચાલુ લાભને તજી દેવામા ડાહપણ નહી પણ મુરખાઈજ હોય. પણ એ તેનાં મતને હું મલતો થઇ શકયો નહી; તેમજ તેની સહલા મુજબ ચાલવાની હીમતબી મારાંમાં આવી શકી નહી. બીજે દીવશે તે બાઇ પાછી ફરી, અને માહરા ભાઇએ પોતાનું તે વાશણ દસ હજાર સુનાંના શીક્કા બદલ તેણીને વેચ્યું. એ પૈસા જે ઉપજ્યા તે તેને બીજો નવો વેપારી માલ ખરીદ કરવામા ઘણીજ ફાયદાકારક રીતે ખરચીયા. તે કીમતે માહરો કુંજો મેં નહી વેચીયો તે માટે હું તો હવે પસ્તાવા લાગ્યો; પણ ખરેખર, કેટલાકોનાં કીસમતમાંજ એવું હોય છે કે ઘટતે વખતે ઘટતી ચીજો કરવાનુ તેઓને ભાન આવતું નથી. જોઇતો વખત ગુજરી જવા પછેજ મેં હમેસ પસતાવો કીધો છે કે જે કામ મેં કીધું તેથી ઉલટુંજ કરવાનુ મને ધ્યાણ કેમ રહ્યું નહી. ઘણી વેલા તો હું આનાકાનીમા હોંઉ તેજ વેલા ઘટતો વખત પસાર થઈ જતો હતો. પણ હવે મારો હેવાલ આગલ સાંભળો.

"જે બાનુએ માહરા ભાઈ સાલાડીનનો કુંજો ખરીદીયો હતો તે તો સુલતાનની માનીતી હતી, અને આખા જનાનામા તેણીનો વગવસીલો મજબુત હતો. તેણીની મરજીની વીરૂધ હું થયો તે માટે તેણીને એટલો તો ગુસ્સો ઉપજયો કે જયાં સુધી હું સાલાડીનની સાથે રહું ત્યાં સુધી તેનાં ઘરમા માલ ખરીડવા આવવાની તેણીએ બોલ્લી ના પાડી તે તો માહરેથી છુટો પડવાને ના રાજી હતો; પણ એવા એક ભલા ભાઇને નુકશાણ થયલું મેં જોવા ચાહ્યું નહી, અને માહરા વીચારથી તેને વાકેફ્બી કીધા વગર હું ભવીશનો કાંઇ વીચાર કીધા વગર તેનુ ઘર છોડી ગયો. ફરતાં ફરતાં જ્યારે ભુખ લાગી ત્યારે કાંઇ ખાવાનું મેલવવાની તદબીરમા હું પડયો. હું એક ભથીયારાની દુકાન આગલ એક પથ્થર ઉપર બેઠો; અને ગરમ નાનના વાસે મને અતીઘણો લલચાવાથી ઘણા નબલા અવાજે મેં ખાવાની ભીક્ષા માગી.

"તે ભથીયારખાનાના ઘણીએ મને જોઇએ એટલું ખાવાનું એવી સરતે આપવાને કબુલીયું કે હું તેનાં કપડાં પેહેરૂં અને તે દાહડે તેને બદલે શેહેરમા નાન વેચવા જાઉં. એ વાત મેં તુરતજ કબુલી; પણ તે માટે મને થોડાજવારમા પસતાવો કરવો પડયો. કેટલોક વખત થયો ઇસટમબોલના રેહેવાશીઓમા બજારમા વેચાતાં નાનની બનાવટ તેમજ વજન બાબે ઘણી બેદીલી અને રીશ ફેલાએ રહી હતી, અને વારેઘડી જ્યારે એમ બને છે ત્યારે તેઓ હુલડ મચાવે છે અને એવા ભથીયારાઓને માર મારીને મારી બી નાખે છે. એ સઘલી વાતથી હું વાકેફ હતો, અને તોપણ માહરાં કમનશીબે આએજ ઘડીએ તે બીના માહરાં ધ્યાણમાથી ખીસી ગઈ.

"મેં તે ભથીયારાનો લેબાસ લીધો; પણ જેવો હું પાસેના મોહલ્લાઓમા ગયો તેવાંજ લોકો મને થપકો આપતાં અને ગાલો દેતાં માહરી આસપાસ ફરી વલીયાં. છેક સુલતાનના મેહેલ સુધીબી લોકો માહરી પુઠે આવ્યાં, અને વડા વજીરે જ્યારે તે બખેડો જોયો ત્યારે તેને સરેસતા મુજબનો હુકમ આપ્યો કે મને ગરદન મારે.

"હું તો હવે ગુઠણુ મંડીયે પડયો, અને બોલ્યો કે હું કાંઇ ધંધાદારી ભથીયારો નહી હતો, અને શેહેરનાં લોકોને મેં કદી ખોટાં વજનનાં નાનો પુરાં પાડયા ન હતાં. મેં તેઓને ખોલ્લું જણાવ્યું કે માહરાં હમેશનાં બુરાં નશીબથી બેફામ બનીનેજ મેં તે દાહડે ભથીયારાનો પોશાક બદલી કીધો હતો. એ સાંભલી લોકોમાંથી કેટલાં-

એક બોલ્યાં કે એવી મારી મુર્ખાઇને માટેજ મને ગરદન મારવો જોઇએ; પણ બીજાઓને માહરી ઉપર દયા છુટવાથી, મને ઘેરી ઉભેલા પોલીસ અમલદારોનાં રોકાણનો લાભ લેઈ, તેઓએ મને નાહસી જવાનો રસ્તો આપ્યો એટલે તેજ ઘડી હું જીવ લઇને ત્યાંથી અલોપ થયો.

"મેં હવે ઇસિટમબોલ છોડયું; માહરો કુંજો તો માહરા ભાઇ પાસેજ મેં રેહેવા દીધો હતો. શેહેરથી થોડાક માઇલ દુર જતાં, મને થોડાક લશકરી સીપાહીઓ મલ્યા. હું તેઓ સાથે જોડાયો, અને તેઓ સુલતાનનાં બીજાં લશકર સાથે મીસર તરફ જનાર છે એવું સાંભલી તેઓની સાથેજ જવાનો મેંબી ઠેડાવ કીધો. મેં વીચાર્યું કે જો મરવાનુંજ માહરાં કીસમતમા હોય તો જેમ જલદી હું મરૂં તેમ વધારે સારૂં. એવા વીચારથી ઉપજતી નીરાસીમા હું એટલો તો ડુબતો ગયો કે માહરી જીંદગીના નીભાવના ઉપાયો તરફબી મેં બેદરકારી દેખાડી. મીસર તરફની હમારી સફરને દરમ્યાન વાહણનાં તુટક ઉપર આખો દાહડો બેસીને હું બીડી પીયા કરતો હતો, અને જો કદાપી ત્યાં તોફાનબી થયું હતે તો ત્યારેબી તે બીડી માહરાં મોહડાંમાથી કાઢવાની કે એક દોરડુંબી પકડીને મને મરતો બંચાવાની હું કોશેશ કરતે નહી. કીસમતની કરામત ઉપરના માહરા મજબુત ભરોશાથી એવી નાસીપાસી ભરેલી હાલતમા હું ગરક થયો હતો.

"પણ તોફાનની કશીબી હોનારત ખમવા વગર હમે સહીસલામત બંદરે પુગ્યા. કાંઈ નજીવા અકસમાતથી હું સઘલા માહરા સોબતીઓથી પાછલ રહી ગયો; અને તેથી છેક રાત પડી ત્યારેજ માહરી છાવણીમા હું જઈ શકયો. તંબુ તરફ જવાને જહડફથી મેં પગલાં ભર્યા; પણ તેવામાં માહરી નજર જમીન ઊપર પડેલી કાંઈ ચલકતી ચીજ ઉપર પડી. તે એક વીટી હતી. મેં તે ઊચકી, અને બીજે દીને સત્તાવાલાને સવાધીણ કરવાના વીચારે માહરે આંગલે પેહેરી. પણ કમનશીબે તે સઉથી નાંધલી આંગલીએ મેં ઓરવેલી હોવાથી એક બલતાં આગલ જેવો હું બીડી સલગાવા ગયો તેવીજ તે નીચે સરી પડી. ત્યાં થોડાંક ખચ્ચરો અને ઉટો બાંધેલાં હતાં, અને તેમને ખાવાના ઘાસમાથી તે સોધવાને જેવો હું વાંકો વલીયો તેવાંજ એક ખચ્ચરે માહરાં માથામાં એવી તો મજબુત એક લાત મારી, કે માહરેથી બુમ પાડવા વીણા રેહવાયું નહી.

"માહરી બુમથી આસપાસના તંબુમાથી સઘલાઓ દોડી આવ્યા, અને મને ચોર સમજીને તેઓએ ખુબ મારવા માંડયો. જે વીટી મેં તરતની ઉંચકી હતી તેબી તેઓએ ચોરેલીજ માની, અને મેં કહેલી હકીકત તદન નહી બની શકે તેવી માનીને, બીજે દીવસે આ ચોરી તેમજ બીજી ચોરીઓ મનાવાને લશકરી અમલ-દારે મને ખુબ બાંધી માર મરાવ્યો. એ સઘલું માહરી ઉપર વીટયું તે એજ સબબથી કે વીટી મેં નાખલી આંગલીએ ઓરવી, અને એ કામ કમનશીબ મુરાદ સીવાય બીજો કોણ કરે!

"મને પડેલા ફટકાઓના જખમથી સાજો થઇને હું બાહેર ફરતો થયો ત્યારે એક દીવસે લાલ વાવટાવાલો એક તંબુ જેમા એક કાફીખાનુ હતું ત્યાં હું જઇ લાગ્યો. હું કાફી પીતો હતો તેવામા ત્યાં બેઠેલા એક પરદેશીને પોતાની એક વીટી ખોહવવાની ફર્યાદ કરતો મેં સાંભલ્યો, કે જે એમબી બોલ્યો કે તેની વીટી જે લાવી આપે તેને બસો સીક્કાનુ ઇનામ આપવાની તેને થાલીબી પીટાવેલી હોવા છતાં તેની વીટી તેને મલી શકી હતી નહી. મેં વીચારયું કે કમનશીબે જે વીટીને લીધે મેં માર ખાધો હતો તેજ વીટી આ હોવી જોઇએ. તેની સાથે વાત કરતાં માહરી ખાત્રી થવાથી જે અમલદારે તે માહરી પાસથી લેઈ મુકી હતી તેને મેં પેલા પર-દેશીને દેખાડયો. વીટી તો તેને મલી, અને ફોકટમા જે મુશીબત મને ખમવી પડી હતી તેના બદલામાં તે સખશ મને બસો સીક્કાનું કબુલેલું ઇનામ આપવાને ચુકયો નહી.

"હવે તમે એમ ધારસો કે એ પૈસા મને મલ્યા તેથી મને લાભ થયો; પણ નહી ભાઇઓ, તેથી તો વલી મને બીજી ન ધારેલી વેદના વેઠવી પડી.

"એક રાતે માહરા તંબુ માહેલા સઘલા સીપાહીઓ સુઈ ગયા છે એમ સમજીને મેં માહરા અસટકમાના પૈસા ફરીથી જરા ગણી જોવાનો શોખ કીધો. બીજી દીવસે સઘલાઓએ પોતાની સાથે શરબત પીવાને મને બોલાવયો. તે શરબતમાં તેઓએ શું ભેલ્યું તે હું જાણુતો નથી; પણ તેથી જે બેફામી મને ઉપજી તે હું દુર કરી શકયો નહી. હું તો ભર ઉંઘમાં પડયો; અને જ્યારે જાગ્યો ત્યારે માહરી છાવણીથી થોડેક છેટે એક ખજુરી ટલે પડેલો મેં પોતાને જોયો.

"હુશીયારીમા આવતાં વાર જે પેહેલ્લી ચીજ મેં યાદ કીધી તે માહરા સીક્કાઓની કોથલી હતી. કોથલી તો માહરા પટાએ બંધા

યલી જેમની તેમ હતી, પણ તે ઉઘાડીને જોતાં એકબી શુનાનો શીક્કો તો નહી, પણ સઘલા કાંકરા ભરેલા મેં જોયા. મને સેજબી શક રહયો નહી, કે માહરા પૈશા ચોરી જનાર પેલા મારા સોબતી સીપાહોજ હતા કે જેઓ સાથે મેં શરબત પીધું હતું; અને તેઓ-માના કોઇએ ગેઈ રાતે જાગરૂત રહીને મેં ગણેલા પૈસાનો અવાજ સાંભલેલો હોવો જોઇયે, કેમકે અત્યાર સુધી તો તેઓએ મને અતી ઘણી મુફલેસ હાલતમાં જાણી પોતાની મંડલીથી દુરનો દુર રાખયો હતો.

"મારા વડા અમલદારો આગલ એ ચોરી વીશેની મેં ફરયાદ તો કીધી; પણ તે સીપાહો સામે કાંઇ મજબુત પુરાવો નહી મલવાથી મેં કાંઇબી મેલવ્યું નહી એટલુંજ નહી, પણ ઉલટો તેઓની હસી તેમજ દુશમણીમા હું આવી પડયો. એ બનાવથી ઉપજેલા દુખના બાહારમા મીસરમા મેં 'કમનસીબ મુરાદ' નું માહરૂં આગલું નામ ફરીથી યાદ કીધું, અને ત્યાર પછી મારા સઘલા સોબતીઓબી મને એજ એલકાબે બોલાવતા ગયા; જો કે ઘણી વેલા તેઓ મને 'કાંક-રાની કોથલી વાલો મુરાદ' કરીનેબી બોલાવતા હતા.

"એ પછી હવે મેં ઠેડાવ કીધો કે જેટલી બને તેટલી ગમત મેલવવાની કોશેશ કરવી. હું તદન પૈશા વગરનો એટલે કસીબી મોજ ભોગવવાનુ સાધણુ તો મારી પાસે હતું નહી; પણ તેવામા એક જણની અંચીતી મદદ મને મલી. હમારા લશકર સાથે થોડાક યાહુદી સાહુકારોબી આવ્યા હતા કે જેઓ હમારૂં લશકર જીહત મેલવશે એવી આશામા સીપાહોને અતીઘણા મોટાં બ્યાજે નાણાંની રકમો ધીરતા હતા. જે યાહુદીને હું મલવા ગયો તેને તો વગર આંચકીએ મને નાણુ ધીરયું, કેમકે તેની ખાત્રી હતી કે જો હું નહી બી આવું અથવા મરીબી જાઉં તોપણ માહરા ભાઈ સાલાડીન પાસથી તો તે પાછું મેલવવાને તેને બનીજ આવશે. એ હરામના પૈશા જે મલ્યા તે વડે મેં તો કાશી અને અશીમની મોજો ભોગવવા માડી; અને એ ચીજોનો હું એટલો તો શોખીણુ બન્યો કે તેની કેફમા હું માહરાં દુખોના સઘલા વીચારોબી ભુલી જતો થયો.

"એ વખતે હમારી તુરકી છાવણીમાં લશકરી સીપાહોમા એવો એક બુરો રેવાજ ફેલાયો હતો કે તેઓ રસ્તે ચાલતાબી કોઇબી ચીજ ઉપર અથવા કોઈનીબી પાઘડી અથવા લાકડી ઊપર બંદુકની નીશાણુ ટાંકીને ગોલી મારતા હતા, કે તેથી તેઓને નેમ ટાંકવાની તાલીમ મલે. એ નાપાક આદત સામે સઘલા અમલદારોતો

મજબુતીથી થયા હતા, પણ હમારી કવાએદ એટલી નબલી હતી કે, અમલદારોના હુકમ તરફ ઘણી વેલા વગર દેહેશતે નાફરમાની દેખાડવામાં આવતી હતી.

"હું કબુલ કરૂં છું કે આ ઘાતકી રસમથી હું પેહેલ્લાં તો અતીઘણો બીધો, પણ પાછલથી મને બી બીજા મારા સાથીઓના જેવીજ બેદરકારી ઉપજતી ગઈ. મેં વીચાર્યું કે કીસમતમા સરજેલું કાંઈ મીટવાનું નથી; અને જો ગોલી લાગવાથીજ મરવાનું માહરાં નશીબમાં હશે તો આજેબી મરવાનું અને કાલેબી મરવાનું સરખુંજ છે.

"એક દીવશ અફીમનો અશાધારણ જહઠો ખાઇ હું માહરી છાવણીમા ગાતો અને નાચતો અને હું હવે 'કમનશીબ મુરાદ' નથી એવી બુમો પાડતો ફરતો હતો, તેવામા એક રાહદારી જે તદન હુશીયારીમાં હતો તેને મારો હાત પકડીને મને ખેંચ્યો, અને બોલ્યો કે—'તું જોતો નથી પેલા સીપાહો નેમ ટાંકે છે તેઓને? એક જણે હમણાંજ તાહરી પાઘડી તરફ નેમ ટાંકી હતી, અને વલી પાછી નેમ ટાંકવા તે પોતાની બંદુક ભરવાની તૈયારીમા છે, માટે જલદી હયાંથી ખીસી જા. પણ એ તેની ભલી સુચના મુજબ અમલ કરતાં માહરાં બુરાં કીસમતે મને અતકાવ્યો, અને હું તેનો હાત છતકાવી બુમ પાડી બોલ્યો કે—'છોડ મને હું કાંઈ હવે કંગાલ નથી; હું કાંઈ આગલો કમનશીબ મુરાદ નથી.' એ સાંભલી તે ઘણી તો પોતાનો બંચાવ કરવા માટે ત્યાંથી દુર ગયો; હું ઉભોજ રહયો અને થોડીજ ઘડી પછી એક ગોલી મારા શરીરમાં પેવશ થવાથી હું બેભાન થઇ નીચે તુટી પડયો.

"એક લેભાગુ વૈદે તે ગોલી એવી કઢંગી રીતે માહરાં શરીરમાંથી ખેંચી કાઢી કે તેથી મને જોઇએ તે કરતાં દસ ઘણું વધારે દુખ થયું. વલી તે વૈદ ઉતાવલમાબી હતો, કેમકે લશકરને થોડા કલાકમાં કુચ કરવાનો હુકમ મલ્યો હતો, અને તેથી આખી છાવણીમાં ગોધયારૂ મચી રહયું હતું. માહરા જખમથી તો મને બેહદ દુખ થતું હતું; અને વલી લશકર ચાલી ગયા પછી રહી જવાના વીચારનું નવું દુખ મને ઉપજયું. તે દુખને બાહાને જો હું પડીજ રહયો હતે, અને લશકરને ચાલીજ જવા દીધું હતે તો, હું ખચીત ત્યાર પછી મેં ખમેલાં ઘણાએક દુખોમાંથી મોકલો રેહતે. પણ મારાં સદાનાં હીણભાયગ મુજબ મને તે વેલા એવો ડાહયો વીચાર આવી શકયો નહી.

"તે આખો દીવસ મને સખત તાવ આવતી હોવા છતાં, અને વૈદેખી શુઇજ રેહવાની તાકીદ મને કીધેલી છતાં, હું વારેઘડીએ ઉઠ-તોજ ગયો, અને જોતો રહયો કે કેટલા સીપાહો હજી કુચ કરવાના બાકી રહયા હતા. જો હું ગુપચુપ પડી રહયો હતે તો કદાચ એકું પાલખીમા લેઇ જવાં જેવી હાલતનો બી હું થયો હતે, પણ મારી જાડ્ડકની હીલચાલે હું તો તદનજ નબલી સ્થીતીમાં આવી પડયો.

"બીજે દીવસે બાકી રહેલા થોડાક સીપાહોએ આવીને મને એક ખચ્ચર ઉપર બેસાડવા માગયો, પણ સફેદ પટાની એક નીશાણી ઉપરથી જયારે મેં જોયું કે તેજ ખચ્ચરે મને પેલી લાત મારી હતી ત્યારે તે અભાગયા જાનવર ઉપર સવાર થવાની મેં ના પાડી. મેં માહરા સાથીઓને મને ખભાં ઉપર ઊંચકીને લેઇ જવાને વીણાવ્યા, અને તેઓએ તેમ થોડેક રસ્તે તો કીધું, પણ પછી દુર ના એક ઝરામાથી પાણી લાવવાનું બાહાનું કાઢી તેઓ મને જમીન પર નાખીને ગયા તે પાછા ફર્યાજ નહી.

"હું તો ત્યાં એખલો પડયો, અને તરસે મારૂં ગલુંબી સુકઈ જતું હોવાથી હું તો સમજયો કે હવે મરવાની પાલી આવી, અને હાય મારીને મનમાં બબડયો કે—'ઓ કમનસીબ મુરાદ એમ વગર દતાવવે કુતરાંની મીસાલ મરવાનુબી તાહરાં ભાયગમાં હશેજ!' પણ એ માહરી ધાસ્તી ખરી પડા નહી. કેમકે ત્યાં થોડાજ વખતમાં અંગ્રેજી લ-શકરની એક ટુકડી આવી લાગી, કે જેના સીપાહોએ સંભાલથી મને ઊંચકી મારી મદારત કીધી. તેઓતો જોકે ખ્રીસ્તીઓ હતા, તોપણ હું કબુલ કરૂં છું કે માહરા પોતાના એક ભાઈજ સીવાય, માહરા સઘલા જાતભાઇઓ કરતાં તેઓને વધારે ચાહવાનુ મને કારણ મલ્યું છે.

"તેઓની સંભાલ તલે હું સાજો થયો, પણ જેવું મને થો-ડુંક કઉવટ આવ્યું તેવોજ હું તો નવી આફતોમાં આવી પડયો. તે રૂતુ ઉનાલાની હતી, અને મને તરસ ઘણી લાગી હતી. એટલે હું અંગ્રેજ સીપાહોની એક ટુકડી સાથે પાણીનો ઝરો સોધી કાઢવા બા-હાર ગયો. એક અંગ્રેજ વીદવાને જે જગા દેખાડી ત્યાં પેલા સી-પાહો તો કુવો ખોદવા લાગ્યા, પણ એવી સખત મેહનત્ત મને નહી ભાવવાથી હું તો ઝરાની સોધમાં આગલ ભમવા લાગ્યો. દુરથી મને કાંઈ પાણીના તલાવ જેવું દીસ્યું તે તરફ મેં આંગલી દેખાડી. પેલા વીદવાને મને સમજ પાડી કે એતો સઘલા ખોટા દેખાવો હતા અને તેમને ભરોસે માહરે રેહવું નહી.

"પણ હું તો અભાગ્યે જનમથીજ એટલે તેની આ સહલ્લાને માન્ય નહી રાખીને, પાણીના તે દેખાવથી લલચાઈ વધારેને વધારે ભમવાનુ મેં જારીજ રાખ્યું. હું તો આગલ ચાલ્યો, પણ કલાકના કલાક વહી ગયા તોપણ પાણીનો તલાવતો માહરેથી દુરનો દુર નાહસતો ગયો, અને મને મલીઓ નહી. હવે માહરી ખાત્રી થઈ કે પાણીનો તે ચલકતો દેખાવતો ખરેખર ઠગાઈ ભરેલો હતો.

"ભયંકર નીરાસીમાં અટવાઇ હું માહરાં કીસમતને પોતાનો માર્ગ લેવા દેતો ભોંયપર લંબાઇને પડયો. તાપથી, તરસથી, અને થાકથી જે મેં ખમીયું તેનુ બયાન હું કરી શકતો નથી. આખરે તરેહવાર આકારો અને ઓલાઓ માહરી આંખો સામે ભમટા થયા, અને હું બેખબર થયો. એવી સ્થીતીમાં હું કેટલોવાર રહયો તે હું કહી શકતો નથી; પણ મને યાદ છે કે મકકાથી પાછી ફરતી એક વંજારના લોકોની બુમથી હું પાછો હુશીયારીમાં આવ્યો હતો. તે બુમ તે વંજારનાં લોકોએ તેમની નજરે પાણીનું એક નાલું પડવાથી ખુસાલીમાં મારી હતી.

"એ નાલું જ્યાં હું પડયો હતો ત્યાંથી માત્ર સો વારને છેટે હતું, અને તોપણ હું કમનશીબ એવો કે આખો દીવસ ઠગાઈ ભર્યા દેખાવો પછવાડે ભટકી-ભટકીને જ્યારે ખરેખરૂં પાણી નજદીક આવ્યું ત્યારેજ લાંબો થઇને પડયો હતો! હું તો અતીઘણો નબલો અને સુસ્ત થયલો હતો, તોપણ જેમ તેમ નાથલી જેવી બુમ પાડીને મેં તેઓનુ ધ્યાણ ખેંચવાની કોશેસ કીધી. પણ સઘલા વંજારીઓ તે પાણી પીવામા તેમજ તેમના ગુલામો મસકોમાં પાણી ભરી લેવામાં એટલાતો રોકાયા હતા કે તેઓને કાને માહરી બુમ પડી શકી નહી. મેં વીચાર્યું કે માહરો અવાજ તેઓને સંભલાતો નથી એબી એકજાતની માહરી કમનશીબી છે. આખરે તેઓને મેં પાછાં પોતાનાં ઊંટોપર સવારબી થતાં દીઠાં! મેં માહરી પાઘડી કાઢી, તે છોડી, અને હવામાં ઘુમાવી. એ નીશાણી તેઓની નજરે પડી! આખી વંજાર માહરી ભણી આવી.

"બોલવાનીબી શકતી માહરાંમાં તો હતી નહી. પણ એક ગુલામે મને આપેલું પાણી જ્યારે મેં પીધું ત્યારે માહરા હેવાલથી હું તેઓને વાકેફ કરી શકયો.

"હું જ્યારે એ બોલતો હતો ત્યારે માહરા કમરબંધ સાથે બાંધેલી પેલા શુનાંના સીકાઓ વાલી કોથલી એક મુશાફરની નજરે

પડી. ચોરાયલા સીક્કાઓ વાલી આ કોથલી ઉપર તેના આપનારનું નામબી લખેલું હતું, તેમજ તે ઉપર કોરાન મધેના થોડાક લેખોબી વણેલા હતા, અને તે મને ભેટ આપતી વેલા તે વેપારીએ મને જણાવ્યું હતું કે— 'જો કોઈ દુરદરાઝે મુલકમાં આપણે પાછા મલીશું તો આએ કોથલીની ઇધાણીથી એકબીજાને પીછાણીશું.' હવે જે મુસાફર તે કોથલીને ધ્યાણ આપીને જોઇ રહયો હતો તે પેલા વેપારીનો ભાઈ થતો હતો, અને તે કેમ મને મલી તે વીશે મેં જ્યારે તેને વાકેફ કીધો ત્યારે તેને તુરતજ પોતાના આસરા તલે મને લેવાની ભલાઈ વાપડી. તેબી એક વેપારી હતો, અને પેલી વંજાર સાથે કેરો શેહેર ખાતે જતો હતો. તેને મને પોતાની નોકરીમાં લેવાની ખાહેશ દેખાડી, અને તે તુરત ખુસીથી કબુલ રાખી, તે વંજાર સાથે મેં કુચ કીધી.

---

# પ્રકરણ બીજું.

"જે વેપારી હવે માહરો શેઠ થયો હતો તેને માહરી તરફ ઘણી મમતા તો દેખાડી; પણ માહરી ઉપરાસાપરી નીપજેલી કમનશીબીઓનો હેવાલ જ્યારે તેને સાંભલ્યો ત્યારે તેને માહરી પાસથી એવી એક કબુલાત લીધી કે પેહલ્લાં તેની સહલ્લા લીધા વગર માહરે કાંઇબી કામ કરવું નહી. 'મુરાદ,' તે બોલ્યો, 'જ્યારે તું એટલો બધો કમનશીબ છે કે તુને લાભકારક થાય એવું સારૂં તુને કદી સુઝ પડતુંજ નથી; ત્યારે તો તુને ઘટેછે કે દરેક કામમાં તાહરેથી બેહેતર ડાહપણ ધરાવનારા કોઈ બીજાની તું સહલ્લા લે.'

"એ વેપારીની નોકરીમાં મેં ઘણા સુખમાં હાહડા ગુજાર્યા. માહરૂં કામ એ હતું કે તેનાં ઊંટોને ઘટતી જગાએ લાધવા અને છોડવા, તેમજ તેના માલની ગાંસડીઓને બીજાઓની સાથે ભેલાઈ જતાં બચાવવી. એ સઘલું હું ઘણી સંભાલથી બજાવતો ગયો; પણ જ્યારે હમે 'એલેકઝાનદ્રીયા' શેહેરમાં આવી પુગ્યા, અને જે વાહાન હમોને 'કેરો' ખાતે લેઇ જનાર હતું તે વાહાન ઉપર હમે હમારો સઘલો માલ ચઢાવ્યો, ત્યારે છેલ્લે ગણત્રી કરતાં મને માલમ પડયું કે મેં ત્રણ ગાંસડીઓ ઓછી ગણીને વાહાન ઉપર ચઢાવી હતી.

"મેં તુરત દોડી જઇને માહરા શેઠને ખબર આપી, અને તે જોકે માહરી બેદરકારીથી ગુસ્સે તો ઘણો થયો તોપણ મને તેને ઝાઝો ઠપકો આપ્યો નહી. મોટી મેહનતે સોધ કીધાથી તે ખોહવાયલી ત્રણ ગાંસડીઓ તો હમે મેલવી, અને ભારી જહડફથી એક મછવામાં તેમને લાધી હમે વાહાન ઉપર ગયા તો તેને ઉપડી જવાની તૈયારીમાં જોયું, અને કપટાનને પુછતાં તેને જણાવ્યું કે તેનો સઘલો કોથાર ભરાઈ ગયલો હોવાથી તે રૂઉની ત્રણ ગાંસડીઓ મુક્વાની તેની પાસે જગા નથી. ઘણા કાલાવાલાએ તેણે તેમને ડુટક ઉપર મુકવા દેવાનો હુકમ આપ્યો, અને મેં રાત દાહડો ત્યાં બેસીને તેમની ચોકી કરવાની માહરા શેઠને કબુલાત આપી.

"હમારી સફર સહીસલામત ગુજરી, અને છેલ્લે કપટાને જણાવ્યું કે આવતી કાલે બામદાદે તો આપણે કીનારે પુગસું. રાબેતા મુજબ આએ રાતેબી હું ડુટક ઉપર ચોકી કરતો રહયો, અને માહરો હુક્કો પીવામાં રોકાયો. પેલી લશકરી છાવણીમાં મેં પાડેલી આદત પછી હવે માહરેથી તંબાકુ અને અફીમ વગર તો રેહવાતુંજ નહી હતું. આજે રાતેબી મેં અફીમતો લીધુંજ હતું, અને હુકકો ગગડાવતો જેવો હું અલેટાયો તેવોજ ઊંઘઈ ગયો. પછી મધરાતે ફાલ ખાઇને ઉઠીને જોયું તો માહરી પાઘડી સલગી ગયલી, અને માહરી પાસે પડેલી રૂઉની ગાંસડીમાં ભડકો ઉઠેલો મેં જોયો. ડુટક ઉપર પાસેજ સુતેલા બે ખલાસીઓને મેં હવે ઉઠાડયા. હવે સઘલા જાગ્યા, ગભરાતમાં પડયા, અને ગુંચવાડો જેમ જેમ વધતો ગયો, તેમ તેમ ધાસ્તી બી વધતીજ ગઈ. કપટાને અને માહરા શેઠેબી આ આગ અટકાવાની ભારે મેહેનત કીધી, અને તેઓ તેમ કરતાં ઘણા દાઝીબી ગયા.

"મને તો તેઓએ કાંઇબી કરવા દીધુંજ નહી; અને કપટાને હુકમ આપ્યો કે મને ડોલ સાથે બાંધીજ રાખવો. આખરે જયારે આગ તમામ નરમ પડી ત્યારેબી સઘલા ઉતારૂઓએ એક અવાજે એવી અરજ કીધી કે મને હાત પગ બાંધીને નાખીજ મુકવો કે તેથી વલી કાંઇ નવી આફત ઉપજાવવાનુ હું કારણ બનુ નહી. જેબી બન્યું તે સઘલું માહરાં પોતાનાજ કમનસીબને લીધે હતું. ઊંઘમાં પડતાં મેં પેલો હુકકો રૂઉની ગાંસડી ઉપર મુકી દીધેલો હોવો જોઇયે, અને તે બધેના ઇંગારાથી રૂઉ પજરી ઉઠીને આ આગ લાગેલી હોવી જોઇયે. એ બનાવથી સઘલા ઉતારૂઓમાં તેમજ ખલાસીઓમાં એવી તો હેબત અને એવો તો ગુસ્સો ઉપજયો હતો કે તેઓ તો મને વા-

હાણુ ઉપર વધારે વખત રેહવા દેવાને બદલે કોઇ ઉજડ ટાપુ ઉપર છોડી દેવાનો વીચારબી કરતા હતા; પણુ માહરા દયાલુ શેઠે મને બચાર્વા લીધો, જોકે તેનેબી વીચાર તો કીધોજ હતો કે શેહેરમાં જતાનેવાર પેહેલ્લી જોગવાઇએ માહરા જેવા એક કમબખત નોકરને પાનીચું આપવું.

"બંદરમાં હમે જયારે પુગ્યા અને તેઓએ મને છુટો કીધો ત્યારે મને નીરાંત વળી. માહરા શેઠે હવે પચાસ રૂપ્યાની કોથલી માહરા હાતમાં મુકીને મને કહયું કે—'મુરાદ લે આએ પૈસા, અને જા તું હવે જયાં ગમે ત્યાં. એ નાણુંનો ડાહપણુ ભરેલો ઉપયોગ કરજે, એટલે કદાચ તાહરૂં કીસમત સુધરીબી જશે.' કીસમત સુધરવાની આશા તો મને થોડીજ હતી, તોપણુ મેં ઠેડાવ કીધો કે ઘણીજ સંભાલથી તે નાણુંનો ઉપયોગ કરવો.

"તે કેરો શેહેરના મોહોલ્લાઓમા ફરતાં હું તે પૈસા કેમ ખરચવા તેનો વીચાર કરતો હતો તેવામા એક શખસે માહરૂં નામ દેઇ મને બોલાવયો, અને મને પુછયું કે તેને પીછાણુવાના બી હું અખાડા કરતો હતો કે કેમ? મેં તેને બરાબર જોયો ત્યારે મને યાદ આવી કે તે તો પેલો યાહુદી સાહુકાર હતો કે જેની પાસથી મેં પેલી છાવણીમા નાણું ઉછીણું લીધું હતું. માહરી કમબખ્તી તેને આ વેલા કેરો શેહેર ખાતે આણીયો હશે એમ મને નક્કી લાગ્યું. હવે તો તેને માહરો પીછો છોડયોજ નહી, અને બોલ્યો કે બએ વાર લશકરમાથી હું નાહસી ગયેલો હોવાથી આ વેલા તો હવે મને છોડવાનોજ નથી.

"તેની સાથે મને શું શું રીકઝીક થઈ તેના હેવાલથી તમોને હું કંટાલો આપવા માગતો નથી. અહસ્તો, પણુ એટલુંજ જણાઉ છુ કે તેને પોતાનું લેહેણું પુરેપુરૂ માહરી પાસથી ચુકવી લીધું; પણુ વલી પોતાની પાસથી કપડાંની એક પેટી સસતે ભાવે મને વેચવાની તેને કબુલાત આપી. તેનાં ઘરમાં જઇને મેં જયારે તે પેટી જોઈ ત્યારેજ મારી ખાત્રી થઇ કે તેને જે મને કહ્યું તે ખરૂં હતું, અને તે પોશાકો તો સઘલા ઘણી ઊંચી કીસમના અને ઘણાજ થોડાં પેહેરાયલા હતા. હું તો અજબ થયો કે તે મને એટલી સસતી કીમતે આપી દેવાને કેમ રાજી થયો હશે; પણુ તેનાં કારણુમા તેને મને જણાવ્યું કે પોતાની બાયડી છોકરાંને મલવા માટે પોતાને વતન જવાનો તેનો ઈરાદો હોવાથી તેને તે ખોટે પાએકે વેચી નાખ્મા હતા.

"બીજેજ દીવશે હું બજારમા તે વેચવા ગયો, અને લોકોને જેવી ખબર પડી તેવીજ ઘરાકોની ભીડ તો માહરે ત્યાં એટલી થવા લાગી કે સાંજ પડતાં સુધીમા તો સઘલો માલ વેચી નાખી ઘણી મોટી રકમની કોથલી હું કમરે બાંધી શકયો. માહરી ખુસાલીનો તો પાર રહયો નહી.

"પણ એ બનાવને થોડા દીવસ વીટયા કેડે હું એક દીવસ બજારમા ફરતો હતો ત્યારે માહરાં કપડાં ખરીદનાર એક વેપારીએ આવીને ઉદાસ ચેહેરે મને જણાવ્યું કે તેની જે બાયડીઓએ તે પોશાકો પેહેરીયા હતા તેઓ આજારી પડી હતી. તે બાંડીઓની બીમારીને અને માહરાં કપડાંને શું નીસબત હોય તે હું સમજી શકયો નહી, પણ આગલા ચાલતાં જ્યારે બીજા માહરા ઘરાકોબી તેવીજ ફર્યાદ કરતા માહરી સામે આવ્યા અને મને પુછવા લાગયા કે તે કપડાં હું કેમ અને કયાંથી લાવ્યો હતો ત્યારે તો મને ગભરાત ઉપજવા વીણા રહયો નહી. તેઓએ વલી મને પુછ્યું કે તે માહેલો કોઈ પોશાક મેં પોતે પેહેરીયો હતો કે નહી, અને તે મધ્યેની બે પીલા રંગની સરસ સપાટો જે સારા ભાયગે મેં તે દીવસે પેહેરી હતી. તે ઉપર જયારે તેઓની નજર પડી ત્યારે તેઓનો ગુસ્સો જરા સાંત પડયો.

"તે દીવસે તો એમ સઘલા સાંત પડયા, પણ બીજે દીવસે સહવારે તેઓ પાછા તોફાણ કરતા મારાં ઘર આગલ આવ્યા અને બોલ્યા કે તેઓના જે જે ગુલામોએ તે કપડાં પેહેરીયાં હતાં તેઓનાં સઘલાના દીલ ઉપર મરકીના જેવાં દીબાં અને ચાઠાં પડી આવ્યાં હતાં! વગર પુછવે તેઓએ પેલાં કપડાંવાલી માહરી પેટી તપાસી તો તેમાં અંદરની એક ટીકીટ ઉપર 'સ્મીરના' શેહેરનું નામ અરધું છેકઈ ગયલુ તેઓને વંચાયું! થોડાજ વખત અગાઉ 'સ્મીરના' મા એક બુરી મરકી ફેલાઇ હતી, અને તેથી તેઓએ હવે ચોકસ વીચાર્યું કે તે કપડાં સઘલાં તે મરકીથી મરણ પામેલા ગુલામોના દીલમાનાં હોવાં જોઇયે. એજ સબબથી તે નાપાક યાહુદીએ મને તે સઘલાં અતીઘણી સસતી કીમતે વેચી નાખ્યાં હતાં, અને વલી ધીરજથી વીચાર કરતાં મને બીજીબી એક વાત યાદ આવી કે જયારે તેને તે પેટી ઉઘાડી ત્યારે સરકામાં બોરેલું વાદલું તેને પોતાના નાક આગલ ધરી રાખ્યું હતું, તેમજ બરાનડીનો સારો જહઠો તેને પી લીધો હતો. એમ તેને તે મરકી તેને લાગુ પડે નહી તે માટે કીધું હતું, પણ મને ઠગવા

તે એવું બોલ્યો હતો કે તે પેટી મધેનો કસતુરીનો વાસ તેનેથી ખમાતો નહી હોવાથી અને તેથી તેને ફીકર થઇ આવતુ હોવાથી એ ઉપાયો તેને લીધા હતા.

"મેં માહરી મોહકાનથી આખાં શેહેરમાં મરકીનો ફેલાવો કીધો હતો, તેમજ તે મરકી મારાં પોતાનાં દીલમાબી મેં દાખલ કીધી હતી. એવો કમકમાત ભરયો વીચાર મને ઉપજતાંજ માહરાં આખા દીલે થંડો પરસેવો છુતો, અને તે પેટીનાંજ ઢાંકણુ ઉપર હુ બેભાન થઇને પડયો. ઘણા લાંબે વખતે ભયંકર માંદગીની બેફામી માથી જ્યારે હું હુશીયારીમા આવ્યો ત્યારે મેં જોયું કે એક કંગાલ ઝુપડાંમા હું પડેલો હતો, અને એક બુઢી સ્ત્રી એક ખુનામા બેસીને હુકકો પીતી હતી. તેણીએ મને ખબર આપી કે કાજીના હુકમથી મને 'કેરો' શેહેરમાંથી કાઢીને હયાં લાવી નાખ્યામાં આવયો હતો, અને મારાં ઘરમાનો સઘલો સરસામાન તે લોકોએ આગ લગાડીને ભશમ કીધો હતો.

"એ બુઢી ઘણી પ્રમાણીક હોવાથી તેણીએ મારા પૈશાની કાથલી અનામત મારે હવાલે કીધી; તેમાથી જે ખરચ તેણીને થયો હતો તે સઘલો પુરેપુરો ચુકવી આપી, અને વલી બખશેસનુ થોડુંક નાણુંબી તેણીને આપી મેં તેણીને શેહેરમા મોકલી કે ત્યાં શું બને છે તેની ખબર મેલવી આવે.

"પાછી ફરીને તેણીએ મને જણાવ્યું કે મરકીનો જોશતો ઘણે દરજજે નરમ પડયો હતો; પણ રસતામાં તેણીને ઘણીએક પાયદસો મલી હતી કે જે તે મરકીથી મરણ પામેલાંઓની હતી, અને ઘણાએક વેપારીઓને તેણીએ 'કમનશીબ મુરાદ' ને નામની ફોક મુકતાં સાંભલ્યાં હતા, કે જેઓ એમ બોલતા હતા કે—'હમારા કયાં ભોગ લાગ્યા કે એવા કમબખ્તની સાથે કામ પાડયું!'—કહે છે કે અનુભવથી ગધેડાબી ગ્નાની બને છે, તેમ મેં હવે સાજો થતાંવાર માહરાં બીછાણુંના તેમજ આંગમાના સઘલાં કપડાં બાલી નાખ્યાં, મારૂં નામબી ફેરવી નાખ્યુ, અને તે ફેરવેલે નામેજ માહરાં બાપીકાં શેહેર તરફ જતાં એક વાહાનમા મેં માહરી જગા લીધી. કેરો કે જયાં મારૂં નામજ લોકોના ધીઃકારમાં આવી ગયું હતું ત્યાં વધારે વખત રેહવાનું મને દરૂસત લાગ્યું નહી. વલી બાપીકા શેહેરમાં જવાનું મને બીજું બી એક કારણ હતું. મને હવે એવો એક વેહેમી વીચાર ઉપજયો હતો કે ઇસટમબોલ છોડવા પછી જેજે મુસીબતો મને

ખમવી પડી હતી તે પેલા જાદુઇ લેખો વાલી ચીનઈ બરનીને હું વગર દરકારે મુકી આવ્યો તેને લીધે હતી. વલી મારી છેલ્લી માંદગીમા મેં ત્રણવાર એવો ખાબ જોયો હતો કે જાણે એક જીન આવીને મને ઠપકો આપીને પુછે છે કે—'મુરાદ' તાહરી સંભાલમા અપાયલી પેલી બરની ક્યાં છે?

"એ ખાબથી મારા મન ઉપર ઘણી મજબુત અસર ઉપજી. અને તેથી તુરતજ કેરોથી ઉપડેલો જેવો હું ઇસ્ટિમબોલ આવી પુગ્યો તેવોજ માહરા ભાઈની સોધ કરતો હમારાં ઘર તરફ ગયો. પણ તે ઘરમા તો તે હતો નહી, અને રખેને તે મરી ગયો હોય એવી ધાસતીમાં હું એમ તેમ જોતો હતો તેવામા એક મજુરે મારા સવાલનો જવાબ આપતાં જણાવ્યું કે—'આખાં ઇસતમબોલમાં એવો કોણ છે કે જે 'નસીબદાર સાલાડીન'ના નામથી અજાણ્યો હોય! આવો મારી સાથે, હું તેનું મકાન તમોને દેખાડું.'

"જે મકાન તેને મને દેખાડયું તે એટલું તો ગંજાવર હતુ કે રખેને તે કોઈ બીજાનું હોય એવી ધાસ્તીથી તેમાં દાખલ થતાંબી હું અચકાયો. પણ તેજ ઘડી બારણું ઉંઘડયું અને મારા ભાઇનોજ અવાજ મારે કાને પડયો. તેને મને જોયો, તુરત ઓલખ્યો, અને પોતાના હમેશના ભલાને માચાલું ખવાશ મુજબ મને મમતાથી ભેટી પડયો 'ભાઈ સાલાડીન' હું બોલ્યો, 'હવે તો તારા મનમા શક રેહશેજ નહી કે કેટલાંક માણસો કમનશીબ અને બીજાઓ નશીબવાલા જનમેલાંજ હોય છે? પેહેલ્લાં તો એ વાત તું માનતોજ ન હતો.'

"'ભાઈ', તે બોલ્યો, 'મોહલ્લામા ઉભા રેહીને એ વાતની તકરાર કરવી જોઈતી નથી. વાસતે તું અંદર આવ, ખાઈ પીને તાજો થા, એટલે ધીરજથી આપણે એ વીશે વાત કરીશું.'"

"'નહી માહરા ભાઇ,' હું બોલ્યો, 'તું એટલો ભલો છે કે હું કમનશીબ મુરાદ તારાં ઘરમા આવીને વલી કાંઇ નવી આફતમા તુને નાખવાને રાજી નથો. હું તો માત્ર માહરી બરનીને માટે પુછવા આવ્યો છું.'"

"તે તો સલામત છે; પણ તું જ્યાં સુધી અંદર આવે નહી ત્યાં સુધી હું તે તુને આપનાર નથી. તું બોલે છે તેવી કમનશીબાનો વેહેમ મને બીલકુલ નથી."

"હું હવે તેનું કહ્યું માનીને અંદર દાખલ થયો, અને ત્યાંનો દેખાવ જોઈને છક થઈ રહયો! પોતાની આબાદ હાલતમા મારા

ભાઇએ મને હીણીઓ નહી, પણ ઉલટો તે માહરી દયા ખાવા લાગ્યો, અને ઘણી નરમાસથી પોતાના સઘલા હેવાલથી મને વાકેફ કીધો. મેં જોયું કે જેબી તેને કીધું તેમાં ફતેહ પામીને તે તવંગર થયો હતો, અને તેનું સઘલું કીધેલું ડાહપણ ભરેલું ઠડયું હતું. નશીબના કાબુને લગતો મારો વીચાર ફેરવવાની તેને કોશેસ તો કીધી, પણ તેની સાથે વધારે તકરાર નહી કરતાં મેં તેને એટલુંજ કહયું કે—'ભાઈ, તું તાહરો વીચાર કાએમ રાખ, અને હું મારો રાખું. હું તો કહું છું કે તું નશીબદાર સાલાડીન તે નશીબદારજ રેહવાનો, અને હું કમનશીબ મુરાદ મારી જીંદગીના છેડા સુધી કમનશીબજ રેહવાનો.'

"સાલાડીનનાં આ ઘરમાં રેહેવાને મને ચાર દીવસબી પુરા થયા નહી તેટલામા એક અકસમાત એવો બન્યો કે તેથી તો માહરા ઉપલા વીચારને મજબુતીજ મલી. સુલતાનના જનાનામાની પેલી બાનુ કે જેણીએ મારા ભાઇ પાસથી પેલું ચીનઈ વાસણ ખરીડયું હતું, તેણીએ પોતાના હમેશના શોખીણ સ્વભાવ મુજબ મારા ભાઇને જણાવ્યું કે તેણીને માટે 'વેનીસ' શેહેરથી બેહદ સોભીતો એક આઇનો મંગાવી આપવો. એ આઇનો ઘણા દીવસોની ઘીલ અને નીરાસી પછી આખરે મારા ભાઇનાં ઘરમા આવી પુગ્યો. તેને તે ઉખેડયો, અને પછી તે બાઇને ખબર કેહેવાડી કે તેણીનો આઇનો સહી સલામત આવી પુગ્યો છે. તે દીવસે સાંજનાં મોડું થઇ ગયેલું હોવાથી તેણીએ ઊતર મોકલ્યો કે હાલ તો તે તમારાજ ઘરમા રેહેવા દેવો અને બીજે દીને સહવારે તે જનાનામા મોકલી આપવો. તેને મારા ભાઇએ જે ઓરડામા હું સુતો હતો તેની પાસેના ઓરડામા દીવાલને અઢેલાવીને મુકાવ્યો હતો, અને ત્યાં બીજોબી કેટલોક કીમતી માલ રેહવા દીધો હતો. હવે તે રાતે ઘરમા નગદીની કોથલીઓ અને બીજો માલબી આવી પડેલો હોવાથી સાલાડીને હમો સઘલાઓને સાઉચેટીથી સુવાની તાકીદ કીધી હતી કે કોઇ ચોર ઘરમા દાખલ થવા પામે નહી. મધરાતે પાસેના ઓરડામાથી કાંઇ અવાજ આવતો સાંભલી હું મારી તલવાર લેઇને ઉઠયો. પાસેના ઓરડામા દાખલ થતાંજ ત્યાં મુકેલી એક બતીના ઊજાસથી મેં સામી બાજુએ એક શખસને માહરા જેવીજ તલવાર લેઇને ઊભેલો જોયો; 'કોણ છે?' કરી મેં પુછ્યું, પણ કાંઈ જવાબ નહી મલવાથી, અને રખેને તે પોતાની તલવાર મારી ભણી ફેંકે તે ધાસ્તીથી મેં દોડીને માહરી તલવાર તેનાં માથાંમા મારી. પણ તેજ વેલા,

અફ્સોસ! એક ભયંકર કડાકો થયો, અને મેં ભાંજી નાખેલા પેલા ગજાવર અને બેમુલા આઇનાના ટુકડા મારા પગ પાસે આવીને પડયા. તેજ ઘડી કોઈ કાલી ચીજ મારાં ખભાં પરથી ચાલી ગઈ, હું તેની પુઠે દોડવા ગયો, એટલે પરચુટણ માલની ગાંસડીઓની ઠોકર લાગવાથી હું પડયો તે દાદર પરથી ગબડતો–ગબડતો નીચે આવ્યો.

"આ કડાકા અને ધડાકા સાંભલી સાલાડીન તયાં દોડી આવ્યો, અને જ્યારે તેને પેલો ઉમદા આઇના ટુકડા થયલો, અને મને દાદર નીચે તુટી પડેલો જોયો તયારે તેનેથી કપાલ ફુટીને એમ બોલવા વીણા રેહવાયું નહી કે—'ખરેખર, મુરાદ તું કમબખ્ત તો છેજ!'

"પણ ચીડનો તેનો ઉભરો નરમ પડયો એટલે મારી હાલત જોઈ તેનેથી હસવા વગરબી રેહેવાયું નહી; અને ઘણીજ ભલાઈ સાથે નીચે આવીને મને ઉઠાડી તેને તે અકસમાતનું કારણ મને નરમીથી પુછ્યું. પણ એ તેની નરમીથી તો મને કેટલું વધારે ભારી પડયું તેનું બયાન હું કરી શકતો નથી.

"સાલાડીનને હું કાંઈ ખુલાસો કરવા જતો હતો તેવામાં જે અવાજ મેં પેહેલ્લાં સાંભળ્યો હતો તેવોજ અવાજ ફરીથી સંભલાતાં મેં ધ્યાણ આપીને જોયું તો એક કાલાં કબુતરને મેં એમથી તેમ ઊડતું જોયું. એ કબુતરને હુંજ એક દીવસ અગાઉનો ખરીદી લાવ્યો હતો અને તેને હું રમાડતો અને ખવાડતો હતો. મેં તે વેલા થોડુંજ ધાર્યું હતું કે તે નજીવું પ્રાણી એવી મોટી હોનારતનુ કારણ થશે. મારો ભાઈ સમજ્યો કે આઇનો ભાગી જવાથી પેલી બાનુ ભારે ગુસ્સામા આવીને તેને જે કોઇ રીતનુ નુકસાણ કરવાનેબી ચુકનાર નથી. અને એ વીચાર મનેબી ઉપજવાથી મેં પાછો ઠેડાવ કીધો કે હવે તો વધારે વખત તેનાં ઘરમાં રહીને તેને બીજી કાંઈ નવી બલામા નાખવો સજાવારજ નથી. તેનેથી જુદા પડવાનો મારો નક્કી ઠેરાવ મેં તેને પાછો જણાવયો, તયારે તેને કહ્યું કે—'જો તું જવાજ માગતો હોય તો ફીકર ના કર; હયાંથી થોડેક દુર મારા એક ભાગીયાની દુકાન છે તયાં હું તુને રાખવાનો બંદોબસ્ત કરીશ.'

"એ તેની નવી મમતા જોઇને મને ઘણુંજ લાગ્યું. બીજેજ દીવસે તેને મને આએ દુકાનમા રેહેવા મોકલ્યો, અને પછી વલી નાણાની બીજી રકમબી પેલાં ચીનઈ વાસણની સાથે પોતાના એક ગુલામ સોડે માહરી ઉપર મોકલાવી તેને મને એવો સંધેસો કેહેવાડયો

કે—'આએ બરનીમાથી મલેલી લાલ ભુકીમાથી મેં માહરી દોલતનો પેહેલો પાયો રચેલો હોવાથી તેનો વાજબી હીસ્સો તુને આપવાની જે મારી ફરજ હતી તે મેં અદા કીધી છે!'

"હું હવે સઘલી રીતે સુખીતો થયો, તોપણ પેલા ભાગેલા આઇનાનુ શું થયું હશે તેના વીચારે મને બહુ રંજીદા રાખ્યો; અને તેનુ શું બન્યું તે વીશે મેં મારા ભાઇને પુછાવાથી તેને જવાબ કેહેવાડયો કે—'તે બાઇ અતીઘણી ક્રોધમા તો આવી છે, પણ તે ભાગેલા આઇનાના બદલામા તેણી માત્ર તાહરી પેલી ચીનઇ બરની લેવાની માગણી કરે છે, કે જે બરની તેં અગાઉ તેણીને આપવા ના પાડી હતી."

"જેવો એ સંધેસો મેં સાંભલ્યો તેવોજ હું તો ખુશ થયો અને તુરત મેં મારા ભાઇને કેહવાડયું કે આવતી કાલે હું પોતે તે બરની લેઇને તયાં હાજર થઇશ."

"તેથી આજે સાંજે મેં તેને સાફ કરવા માટે અભરઈ પરથી નીચે ઊતારી. ઉપરની સઘલી તેની ધુલતો મેં પઓડીને સાફ કીધી, પણ અંદરથી પેલી લાલ ભુકીનો બાકીનો ભાગ ધોઇ કાઢવા માટે મેં તેમાં ગરમ પાણી નાખવાનો વીચાર કીધો. પણ જેવું મેં તે પાણી નાખીયું તેવોજ અંદર કાંઈ ખલભલતો અવાજ થતો મેં સાંભલ્યો, અને બીજીજ ઘડીએ તો એ વાસણ ધડાકા સાથે ભાગીને ભુકો થઈ પડયું. આએજ તે વાસણના તુકડા છે, ગ્રહસ્થો, કે જે તમે તમારા પગ પાસે પડેલા જોઓ છો! તયારે હવે હું મારાં હીણ ભાગ્યને રડું તેની કાંઇ નવાઈ છે? હું શું વાજબી રીતે કમનશીબ મુરાદને નામે ઓલખાતો નથી? આએ દુનીયાંમાની મારી સઘલી આશાઓનો હવે છેડો આવયો છે! જો ઘણા વખત આગમચનો હું મરીજ ગયો હતે તો બેહેતર થતે! હું જનમતેજ નહી તો ઠીક! કોઇબી કામ કે કોઇબી કોશેસમાં હું પાર પડયો નથી! કમનશીબ મુરાદ મારૂં નામજ છે, અને ખરેખર, કમબખ્તીએજ મને પોતાનો પ્યારો ગણયો છે."



# પ્રકરણ ત્રીજું.

કમનશીબ મુરાદની ઊપલી ગમખારીમા તેના ભાઈ સાલાડીનના આવી પુગવાથાજ ખલલ થઈ. મુરાદ આજે તેને તયાં મલવા જવાનો હતો, પણ તે નહી ગયાથી, વલી કાંઈ નવો હાદેસો તેની ઊપર ગુજરયો છે કે શું તે જોવા તે પોતેજ તયાં આવી લાગ્યો હતો. પેલા બે વેપારી લેબાસવાલાઓને તયાં બેઠેલા જોઇ તે અજબ રહયો, અને પેલાં ભાગેલાં વાસણ ઉપર જયારે તેની નજર પડી તયારે તો તેને દલગીરીની બુમ પાડી. પણ પછી તુરતજ પોતાના હમેશના ખુશ મીજાજથી તેને પોતાના ભાઇને દીલાસો આપ્યો, અને તે ભાગેલા ટુકડાઓ તપાસી તે બોલ્યો કે તેમની કોર હજી જેમની તેમ હોવાથી તે પાછું સાંધીને આખું કરી સકાશે.

એ સાંભલીને મુરાદબી જરા ખુશ થયો. અને બોલ્યો કે "ભાઇ તુંને નશીબદાર જોઇને મને મારી કમનશીબીમાંબી દીલાસો મલે છે. જુવો ગ્રહસ્થો, કે આએ ભાગ્યવંત પુરૂશ હમણાજ આપણી મંડલીમા આવી બેઠો અને તેટલાંમા તો આપણને સઘલાને તેને ખુસી કીધા છે. તેની હાજરીજ ગોયા મજાહ આપે છે; અને હું જોઉં છું કે તમારા ચેહેરા જે અત્યાર સુધી માહરી ગમખાર તવારીખથી ઊદાસ થઇ રહયા હતા તે હવે ખુશાલથી ચમકી રહયા છે. ભાઇ સાલાડીન, એ ગ્રહસ્થોએ માહરાં દુખોની લાંબી ટીપ તો સાંભલી છે, માટે હવે તું તાહરાં સુખોના હેવાલ સંભલાવી એમને રાજી કર."

તેમ કરવાને સાલાડીને કબુલ કીધું, પણ તે અગાઉ તેણે સઘલાઓને પોતાને ત્યાં આવીને જમવાની અરજ કીધી, કે જે અરજ સુલતાન તેમજ તેનો વજીર સ્વીકારવાને ચુકયા નહી. રાતનું સુંદર ખાનુ સઘલાઓએ ખાધા બાદ ભાગ્યવંત સાલાડીને પોતાનો હેવાલ નીચે મુજબ સંભલાવયો:—

"પેહેલાં તો સાહેબો મારૂં નામજ ભાગ્યવંત સાલાડીન અપાયલું એટલે તેથી મને મારાં દરેક કામમા અતીઘણો સઘીયારો મલતો ગયો; જો કે તેવા કાંઇ અસાધારણ ભાગ્યવંત બનાવો માહરી બચગીમા બન્યા હોય તેની મને યાદ નથી. માહરી એક બુઢી દાસી

હતી તેઓ મને હર વખતે કેહતી કે—'તેં માથે લીધેલું કોઇબી કામ પાર પડવા વીણા રેહેનાર નથી, કેમકે તું જનમથીજ નશીબ-દાર છે.' એવી વાતો સાંભલવાથી થયું એ કે હું ઘણોજ હુલ્લડ અને ઇતર થઇ ગયો, અને હું પંદર વરસનો હતો ત્યારે બનેલા એક બનાવે જો મારી સુધ ઠેકાણે નહી આણી હતે તો હું ખરેખરો નશીબદાર નીવડવાને બદલે ખરેખરો કમનશીબ નીવડતે.

"એ બનાવ એમ બન્યો કે તે વેલા ઇસટમબોલમા એક ફરેંચ કારીગર આવ્યો જે પોતાની સાથે તરેહવાર જાતની આતસબાજી લેતો આવયો. સુલતાનની સાલગરેહને દીવસે તે આતસબાજી જાહેરમા કરી દેખાડવાનો તેને હુકમ મલવાથી તે એક મોહલ્લામા ફરતો હતો ત્યારે હું મારા બીજા સાથીઓ જોડે તેની છેક અડોઅડ ઉભો હતો. તેને હમો સઘલાઓને નરમાસથી કહ્યું કે તેની પાસેની સઘલી ચીજો ધાસ્તી ભરેલી હોવાથી હમોએ તેની છેક નજદીકમા જવું નહી. સઘલાઓ તો હટયા, પણ હું તો હુલ્લડાઇથી ભરેલો, એટલે મારાં ઉંચા કીસમત ઉપર આધાર રાખીને ત્યાંજ ઉભો રહયો. તેવામાં માહરીજ કાંઇ તકસીરથી પાસેનો દારૂ ગોલો સલગીયો, ફુટો, અને તેના ધડાકાથી સખત દાઝેલો હું જમીન ઉપર તુટી પડયો.

"ગ્રહસ્થો, એ અકસમાતને તો હું મારી જીંદગીમાનાં એક સઉથી ભાયગશાલી બનાવ ગણુંછું; કેમકે તેથી માહરી હુલડાઈ અને ઈતરાત તુટી શકયો. જ્યારે હું સાજો થયો ત્યારે પેલો ફરેંન્ચ કારીગર મને જોવા આવ્યો, અને તે છેલ્લે મને શીખામણ દેતાં એમ કહી ગયો કે—'જો કે તું તો નશીબવાલા સાલાડીનમા ખપે છે, તો પણ હવે તેં જોયું છે કે તાહરી બેવકુફીએ તુને લગભગ મરણને કાંઠે લાવી નાખ્યો હતો. વાસ્તે માહરી સહલા કબુલજે, અને હવેથી કીસમત કરતાં ડાહપણ ઉપર વધારે ઇતબાર રાખતો રેહજે. લોકોને ગમે તો બોલવા દે કે તું 'નશીબવાલો સાલાડીન' છે; પણ તું તો પોતાને 'ડાહપણવાલા સાલાડીન'ના એલકાબે ઓલખીનેજ ચાલતો રેહજે.'

"એ તેના બોલોએ મારી ઉપર કદીબી ભુસરાએ નહી તેવી અસર કીધી. મારા ભાઇએ તમોને જણાવ્યું છે તેમ મેં પેહેલી દોલત તો પેલી લાલ ભુકીના રંગમાથી મેલવી હતી. બચીત તે ભુકા તો મને નશીબ સંજોગે તે વાસણમાંથી મલી આવી હતી, પણ જો તેને ઉપયોગની હાલતમા લાવવાની મેં મેહેનત નહી લીધી

હતે તો તે આજની ઘડી સુધી નીરઉપ્યોગીજ પડી રેહતે. હું કબુલ કરૂંછું કે જે બનાવો બનવાના હોય તે તો આપણે જાણી કે અટકાવી શકતા નથી, તો પણ આપણી ખુદરતી શક્તીનો જેવો આપણે ઉપ્યોગ કરયે તે ઉપર આપણા નશીબાનો આધાર રેહે છે એવું હું માનુ છું.

"મારી જીંદગીનો હેવાલબી જો તમે જાણવા માગતા હોતો તે સાદોજ છે. કંઇબી અકસમાતો કે હોનારતો મેં વેઠી નથી. હું ઉજાડ જગાઓમાં ભટકેલો પડયો નથી; મેં મરકી ખમી નથી; મેં તોફાનો સોસીયાં નથી; હું પરદેશ ગયો નથી. મારી આખી જીંદગી મેં આ ઇસટમબોલમાજ એક સરખી શાંતી સાથે ગુજારી છે.

"સુલતાનના જનાનાની બાનુએ મારાં વાસણની ખરીદીનાં જે નાણાં મને આપ્યાં તે વડે મોટા પાયા ઉપર વેપાર કરવાને હું શકતીવાન થયો હતો. અને ઉદ્યોગથી મારો ધંધો ચલાવતાં થોડાં વરસોમા તો હું તવંગર હાલતમા આવ્યો હતો.

"એક વેલા આ શેહેરમા ઉપરાસાપરી આગોજ લાગતી ગઈ, અને તેમા વેપારીઓનો મોટી કીમતના માલોની ખરાબી થતી ગઈ. સુલતાનના મેહેલમા વટીક આગ લાગી અને તેનોબી નાશ થયો. એ બનાવથી વેહેમીઓ તરેહવાર અટકલ કરવા લાગ્યા પણ આગની સલામતીના ઉપાયો લેવાનુ કે તેનુ કારણ સોધી કાઢવાનુ કોઇને સુઝીયું નહી.

"મને તો પેલા ફરેન્ચ કારીગરે ડાહપણથી કામ લેવાનુ સુચવેલું અને વલી આગને લગતી સાહુચેતીના કેટલાક ઉપાયોબી તેને મને સમજાવેલા, એટલે મેં તો સઘલી રીતે માહરાં ઘરને અને દુકાનને સંભાલી રાખી. મારા પડોશીનુ ઘરબી એક વેલા સલગીયું, અને જો મારૂંબી સલગતે તો આખા મોહલાની ખરાબી થતે, પણ મેં કરી રાખેલી તદબીરેથી મારૂં ઘર સલામત રેહવા સાથે મારા પડોશીઓનાં લખો રૂપ્યાનાં ઘરબાર અને માલ મીલકત બચી જવા પામી. એથી તે સઘલાઓએ મને પોતાના તારણ કરનાર તરીકે ગણીયો,—'તું ખરેખરો નશીબદાર છે!'—એમ સઘલા મને કેહેવા લાગ્યા, અને તેઓએ મને એટલી તો ગંજાવર ભેટોથી નવાજીઓ કે તેથી તો હું વધારે તવંગર થયો.

"મને તો મજબુત શક હતો કે કોઈ લુચ્ચાઓ જાણીબુજીને એ આગો લગાડતા હતા. અને એ શક એક રાતે ખરો પડયો. તે

રાતે હું એક મારાં દોસ્તને ત્યાંથી જમીને મોડી રાતે મારાં ઘર તરફ પાછો ફરતો હતો ત્યારે એક ઠેકાણેની પાણીની મોટી ટાંકીનો નલ ખોલ્લો થયલો અને તેમાથી પાણી ધમધુકાર વેહેતું મેં જોયું. કાંઈ નજર ચુકથી તેમ થયું હશે એમ માની મેં તે નલ બંધ કીધો. પણ આગલ ચાલતાં જ્યારે બીજી ઘણી એક ટાંકીઓનેબી મેં એમજ ખોલ્લી થયલી જોઈ ત્યારે મને લાગ્યું કે એ કામ કોઈ હરામખોરોએ જાણીબુજીને કીધેલું હોવું જોઇએ, કે તેથી જ્યારે આગ લાગે ત્યારે તે બુજાવાને પાણી મલવાની મુશકેલી પડે અને તેથી જેમ આગનો ફેલાવો વધારે થાય તેમ તેઓને લુટફાંત કરવાનુ વધારે બની આવે.

"એ જોઈ પેહેલ્લાં તો મેં સીપાહીઓ અને બંબાવાલાઓને ઉઠાડવાનો વીચાર કીધો, પણ પછી મને જણાયું કે તેઓ સઘલા તે હરામખોરો સાથે સંપમા હોવા જોઇએ, કેમકે નહી તો તેઓએ આટલા વખતમા એ બનાવ ઉપર ધ્યાણ પુગાડયું હતે. માટે મેં આખરે એક 'ડામટ ઝાડ' નામના તવંગર વેપારીને ઉઠાડયો. તેની પાસે ઘણા ગુલામો હતા કે જેમની મદદથી તે શેહેરના જુદા જુદા ભાગોમા જલદીથી સંધેસા પુગાડવાને તેને બની આવે તેવું હતું. તે તુરત જાગરૂત થયો અને સુલતાન ઉપર તેમજ વજીર ઉપર સંધેસા કેહેવાડી લશકરી મદદ મંગાવાને શકતીવાન થયો. એટલામાં તો તેનાજ ઘરની વખારમા કોઇએ પજરણુ પાડેલી આગ સલગી ઊઠી, તેમજ આસપાસના ભાગોમાબી આગની બુમ પડી.

"લુટારાઓ હરખાઇને લુટ ચલાવા આવી લાગ્યા પણ તેઓને નીરાસીજ મલી, અને ત્યાં હાજર રેહેલાં લશકરે તેઓ સઘલાને તુરત કેદ પકડી લીધા; અને પાણીની ટાંકીઓમાથી પાણીબી પુરેપુરૂં મલી આવવાને કશી મુશકેલી નહી નડવાથી આગ તુરત બુજાવી શકાઈ, અને વેપારીઓની મોટી કીમતની માલ મતા સઘલી સલામત રેહેવા પામી.

"બીજે દીવસે હું જેવો બજારમા ગયો તેવાજ સઘલા વેપારીઓ મારી આસપાસ ફરી વળ્યા અને તેમની ધન દોલતના બચાવનાર તરીકે મને ગણી ભારે ઉલટથી તે સઘલા જના મને બગલગીરી કરવા લાગ્યા. પેલો વેપારી 'ડામટ' જેનુ ઘર બલી જતું મેં બચાવ્યું હતું તેને મને અસરફીઓની એક કોથલી, અને એક કીમતી હીરાની વીંટી ભેટ આપી; બીજા વેપારીઓએબી તેને પગલે ચાલીને મને બેમુલી ભેટો આપી; નીચાયધીસોએ મારી ઉપર શાબાસીની

ઇધાણીઓ મોકલાવી; અને વડા વજીરે એક એમુવો હીરો મને ભેટ આપતાં એવા બોલ્લો લખી મોકલ્યા કે—'જે ધણીએ ઇસિટમબોલને બલી જતું બચાવ્યું તેને આ ભેટ પુગે.' એ મુજબ, ગ્રહસ્થો, ચોવીસ કલાકના અરસામા તો મેં પોતાને એવી માતબર હાલતમાં આવી પડેલો જોયો કે જેવી હાલતનો મને કાંઈ સ્વપનો બી ન હતો.

"એ મારી વધેલી સ્થીતીને લાયેકનુ એક ધર મેં ખરીદીયું, અને થોડાક ગુલામોબી વેચાતા લીધા. તે ગુલામોને હું ઘેર લેઈ જતો હતો ત્યારે એક યાહુદી મને મલ્યો અને કેહેવા લાગ્યો કે તે ગુલામો તેમજ બીજી બાંડીઓને લાયકના ઉંચા પોશાકો તેની પાસે ઘણે સસતે ભાવે વેચી નાખવાના છે માટે જો લેવા હોય તો જોવા આવવું. તેને જણાવેલા સસતા ભાવથી મને અજાયબી તો લાગી, તોબી તે ખરીદવાના વીચારથી, તે પોશાકો જોવાની તેમજ તે તે ક્યાંથી લાવ્યો હતો તે જાણવાની મેં ખાહેશ રાખી.

"પણ એ મારી ખાહેશ પાર પાડવાને તે અચકાતો દેખાયો; તેથી મને શક ઉપજયો, અને જ્યારે પોતાની પેટી ઉઘાડવા જતાં મેં તેને નાખ આગલ કાંઈ સુગંધી ચીજ પકડતો જોયો ત્યારે તો મારી ખાત્રીજ થઈ કે તે સધલા પોશાકો કોઇ મરકીના રોગીષ્ટ દરદીઓનાં દીલ પરના હોવા જોઇયે. મને કાંઈ શક ઉપજ્યો છે એવું તે સમજી જવાથી તે ફીકો પડયો, અને પેટીની કુંચી બરાબર લાગતી નથી એવું બાહાનું કાઢીને તે મારી પાસથી ગયો તે ફરીથી મને મલ્યોજ નહી.

"પણ એક દીવસે હું વેપારી 'ડામટ'નાં ઘર આગલથી પસાર થતો હતો ત્યારે મને કોઈ ત્યાંથી જડફથી પસાર થતા યાહુદીનો ઓલો જણાયો. તેથી મેં તુરત 'ડામટ' ને જઇને પુછ્યુ કે તેને કોઇ યાહુદી સાથે કાંઈ કામ પાડયું છે કે કેમ ?

"મેં એકદમ પુછેલા સવાલથા તે જરા અજબતો થયો પણ પછી મારી ઇંતેજારી શાંત પાડવા તેને મને ઊતર વાળ્યો કે—

"એને માહરી બાંડીઓને લાયકના ઉંચા પોશાકો ઘણે સસતે મુલે આપી દેવાનુ સાટું કર્યું છે. માહરી દીકરી ફટીમાની વરસ ગાંઠને ટાંકણે હું તે સઘલીઓને આ નવા પોશાકોમા શીંગારનાર છું.'

"તુરતજ મેં તેની ભુલ ભાંજી, અને તેને ઘેરે જઇને સંભાલથી જ્યારે હમે તે પેટી તપાસી ત્યારે તે ઉપર 'સ્મીરના' શેહરનુ ઉકામલું નામબી હમે વાંચીયું, અને તેજ ઘડી હમોને યાદ આવી કે

સ્મીરનામાં થોડુંકની વાત ઉપર ઘણી સખત મરકી ચાલી રહી હતી ત્યાંના આ પોશાકો હોવા જોઇએ. જલદીથી હમે કાજીને તે બનાવની ખબર આપી, પણ તેને પગલાં ભરવામાં ધીલ કરવાથી પેલો યાહુદીતો છટકી જવામાં ફતેહ પામ્યો.

"એ બનાવથી તો મારા દોસ્ત 'ડામટ'ની ખુશાલીનો પાર રહયો નહી. મને બગલગીરી કરતો તે બોલ્યો કે—'સાલાડીન, તે પેહેલ્લાં તો માહરી દોલત બચાવી હતી, પણ હવે તો તેં મારી જીંદગી, ને તેથીબી વધારે વાહલી મારી ફતીમાની જીંદગી બચાવીછે. અને હું હમણા—હમણા જોતો આંઉછું કે મારી તે બેટી તરફ તાહરૂં દીલ દોડયુંછે, તો ત્યારે, લે સાલાડીન, ફતીમા તાહરીજછે!'

"પોતાની પરીરૂપી બેટીને તેને મને આપવા કહી તે સાંભળીને હરખથી મારી છાતી ફૂટફાટ થવા લાગી. હું તેણીને ખરેખર ચાહતો હતો, પણ તેણીનેતો બીજા ધણીને આપવાનો તેણીના પીતાનો વીચારછે એવું જાણી હું નીરાસ થઇને બેઠો હતો. પણ આજેતો તે મારી મુરાદબી પાર પડી!

"'હા મારા દોસ્ત,' ડામટ બોલ્યો, 'મેં ઘણી રીતે તાહરાં ડાહપણની તપાસ કીધીછે, તેમા હમેશ મેં તુને ફાવતો જોયોછે, માટે મારી ફતીમાને તું સુખી કરશે એવી ખાત્રીથીજ તેણીને હું તુને આપુછું.'

"એ મુજબ તે ખુબસુરત ફતીમાને હું મેલવી શકયો. મારાં હૈડાંની ખુસાલી અને અગરૂરીનુ મુલ તેણીજછે. અને મારી જીંદગીના બીજા બનાવો કરતાં એ બનાવથી મેં અપાર સંતોશ મેલવ્યા છે. હમો બન્નેની ભેગી દોલતથી હમે અતીઘણી માતબર હાલતમાં આવ્યાં છીએ. માટે હવે હયાં માહરો હેવાલ પુરો કરીને, મારા ભાઈ મુરાદને એકવાર ફરીથી મને એટલીજ વીનંતી કરવીછે કે તેને મારાં ઘરમાં આવીને પાછું વસવું, અને કાંઇબી શક મનમા રાખવો નહી. પેલી સુલતાનની બાનુની આરશીને લગતી તો આપણે કાંઈ નવી ગોઠવણ"—

"તેની તમોએ કાંઈ ચીંતા કરવી નહી." નામદાર સુલતાન હવે પોતાનો ખરો લેબાસ અને દરજજો ખોલ્લો કરી બોલ્યો, "સાલાડીન, તમારી જીંદગીનો આ હેવાલ તમારે મોહડે સાંભલીને મને અતીઘણી ખુશી ઉપજીછે. વજીર, હું કબુલ કરૂંછું કે આપણી તકરારમા તું ખરો અને હું ખોટો ઠર્યો છું. ખરેખર, આ કમનશીબ

મુરાદ, અને નશીબદાર સાલાડીનની તવારીખથી મારી ખાત્રી થાય છે કે માણુવીના કામો ઉપર નશીબ કરતાં ડાહપણુ વધારે કાબુ ધરાવેછે. મુરાદે જે હારમારી ભોગવી છે, તે તેની બેવકુફીથી ભોગવી છે, અને સાલાડીને જે તવંગરી મેલવી છે, તે તેનાં ડાહપણુથી મેલવી છે. હવે પછી આપણે 'કમનશીબ મુરાદ' ને 'કમસમજ મુરાદ'નાં નામે ઓલખીશું, અને સાલાડીનને 'ડાહપણુવાલો સાલાડીન' ને. એલકાબ આપીશું."

એમ તે સુલતાન બોલ્યો, અને તે બન્ને ભાઇઓ તરફ પોતાની મીત્રાચારી અને મેહેરબાની ચાલુ રાખવાની કબુલાત આપી ત્યાંથી વીદાય થયા.

એ પછી સાલાડીનતો વધતો અને આબાદ થતોજ ગયો; પણ તેનો ભાઇતો કાવાખાનામાં અને ભાંગવાડીમાં મુલાકાતો આપી આપીને, આખરે અફીમની ઝેરી અસરનો ભોગ બની, જેવી બેહોરમતીમાં જીવ્યો હતો તેવીજ બેહોરમતીમા મરીબી ગયો.

કમળ.

---

# ભુલચુકનો ભુંડાપો.

'આંધળે બેહેરૂં' કુટાવાથી નીપજતી ભુલો ઘણીવેલા રમુજી તેમજ ઘણીવેલા દુઃખદાએક બી નીવડેછે. તેનો એક દાખલો રસીયન રાજમાં બનેલો એક બનાવ પુરો પાડેછે.

કેહેછે કે 'સધરલેન્ડ' નામનો એક પરદેશી દોલતમંદ નાણાવટી તરીકે તેની નેમનુક થવાથી, રશીઆની શેહેનશાબાનુની, ખાસ મેહેરબાની અને પ્રસનતામાં આવ્યો હતો.

એક દહાડે તે હજીતો સુતેલો હતો તેવામાંજ એક ચાકરે આવીને તેને ઉઠાડયો, અને ઘણાજ હેબતાયલા દેખાવે તેને ખબર આપી કે તેનાં ઘરની આસપાસ સીપાહીઓની ફોજ ફરી વળી હતી, અને 'રીલીયુ' નામનો પોલીસનો વડો અમલદાર તેને મલવા માગતો હતો. રશીઅન રાજમાં રેહવું તેતો જીવ ગીરવી મુકીનેજ એમ 'સધરલેંડ' જાણુતો હતો તેથા તે સમજયો કે હવે વગર કારણે મરવાની પાલી

આવી ખરી. પણ વધારે કંઈ વીચાર કરવાનો તેને વખત મલે તે આગમચ પોલીસ કમીશનર તેની સામે આવી ઉભો અને બોલ્યો—

"મી૦ સધરલેંડ, નામદાર શેહેનશાહબાનુએ એક એવી સજાએ તમુને પુગાડવાનો મને હુકમ આપ્યો છે કે જેણા સખતપણાથા હું અતીઘણો અજબ થયોછું; અને હું નહી જાણતો કે એવો તે તમારે કીયો વાંક આટલી ધાસતી ભરેલી સજાને લાયક થયો."

"કોઇબી ગુનાહ મેં કીધો હોય તે વાતથી હું પોતેબી અનજાણો છું," થરથર ધુજતાં બાપડા નાણાવટીએ ઉતર વાળ્યો, "પણ તમોને શું હુકમ મળયો છે તે તો જણાવો."

"હું કેમ કહું તે," રીલીયુએ જવાબ દીધો, "તે કેહવાની મારી છાતી ચાલતી નથી."

"શું શેહેનશાહ બાનુનો ઇતબાર મેં ખોઈ દીધોછે?" સધરલેંડે પુછયું.

"જો તેમજ હતે તો મને આટલી ચીંતામાં તમે જોતે નહી," રીલીયુ બોલ્યો, "ગયલો ઇતબારતો પાછો બી આવે, ખોહવાયલી પદવીતો પાછીબી મેલવાય."

"શું ત્યારે મને માહરે વતન પાછો મોકલી દેવામાં આવનાર છે; અથવા નહીતો ઓ ખોદા! શું 'સાઇબીરીઆ'ના વેરાન ભાગમાં મને દેશનીકાલ કરાવનારછે?"

"અફસોસ, ત્યાંથીબી તમે કોઈ દીવસ પાછા ફરવા પામો," રીલીયુએ ઉતર વાળયો.

"ત્યારે શું બાંધીમારની સજાથી માહરી ચામડી ફડાવાનો શેહેનશાહબાનુનો હુકમ છે? બોલની ભઈ, છે શું?"

"એ સજાબી ઘણી ભયંકરછે, પણ તેથી કાંઈ મોહોત આવતું નથી.

"તો શું માહરો જીવ લેવા તમોને મોકલ્યા છે?" નાણાવતીએ હવે બુમ પાડી પુછયું.

"પણ નહી નહી, એમ હોય નહી. માહરા માનવામાં તે આવતું નથા. એવી માયાલુ અને મેહરબાની ભરેલી શેહેનશાહબાનું, જેણીએ બેજ દહાડા અગાઊ માહરી સાથે મમતાથી વાત કીધેલી તે આજે મને ગરદન મરાવે એ બને કેમ? એ છે શું? બાઇ જે હોય તે બોલી દેઓ, આ ઈંતેજારી માહરેથા તામોસ થતી નથી.",

"ત્યારે તો સાંભલો," રીલીયુ બોલ્યો. "શેહેનશાહબાનુએ મને હુકમ આપ્યોછે કે તમોને મારી નાખીને તમારૂં કાલબુદ સાચવી રાખવું."

"મારૂં કાલબુદ સાચવવું!" કમકમાતમાં પડેલા નાણાવતીએ પુછ્યું.

"હા તેમાં ઘાસ ને રૂ ભરીને તે જાલવી રાખવું." રીલીયુએ ખુલાશો કરી કહ્યું.

ઘડીએક સુધી પેલા કમીશનર તરફ સ્થાર નજરે જોઈ સધરલેંડ બોલ્યો—"સાહેબ યાતો તમારૂં ભેજું ઠેકાણે નથી, કે યાતો શેહેનશાહબાનું પોતાની અક્કલ હુશીઆરીમાં નથી! તમુને એવો હુકમબી જો મલ્યો તો તેનું ગેરવાજબીપણું બલકે ઘાટકીપણું દેખાડવાની બી તમે શું સમજ વાપડી નહી?"

"અફ્શોસ! ભાઈ, મેં કીધું, બધું કીધું. તેવનનાં હુકમની સામે હું એકબી બોલ કદી બોલું નહી, ને તોબી આએ વેલા મારી હેબતને દલગીરી દેખાડવાને બી હું ચુકયો નહી; બલકે મેં લગરીક નામરજી બી દેખાડી પણ તેથી તો શેહેનશાહબાનુ એવાં છેરાયાં કે ભારે ધમકીથી પોતાનો હુકમ અમલમાં લાવવાને તેવને મને તાકીદ કીધી અને એમ બોલી રીતે મને જણાવ્યું કે—'જાઓ. અને એટલું હમેશ જાણજો, કે જેબી હુકમ હું તમુને હયાં આપું તે વગર બબડવે અમલમાં લાવવાનીજ તમારી ફરજ છે.'

એ સાંભલી બાપડા તે કમનસીબ નાણાવતીને જે ત્રાસ અને જે નીરાસી ઉપજી તેનું બ્યાન કરવું મુશકેલ છે. થોડોવાર તેની માહેતમને પોતાનો રસ્તો લેવા દઈ, આખરે રીલીયુએ તેને જણાવ્યુ કે તેના સંસારી કામો સઘલાં નક્કી કરી દેવા માટે તેને પા કલાક મલસે, માટે તેટલા વખતમાં જે કરવું હોય તે તેને કરી દેવું. સધરલેંડ તો હવે જારજાર રડયો, અને તે પોલીસ કમીશનરને કાલાવાલા કરી તેને જણાવ્યું કે એક તેની છેલ્લી અરજી શેહેનશાહબાનુ ઊપર લેઈ જવી. તેની બેહેદ કાકલુદી જોઈ રીલીયુએ તેમ કરવાને કબુલ્યું; પણ તોબી, છેલ્લે શેહેનશાહબાનું આગલ જવાની તેની હીમત ચાલી નહીં અને પેલી અરજી લેઇ તે 'અર્લ-બ્રસ' નામના અંગ્રેજ એલચી પાસે ગયો, અને સઘલી બાબદથી તેને વાકેફ કીધો. એલચીએ તો જોયું કે પોલીસ કમીશનરનું ભેજું ગેપ થયલું છે, તોબી તેને પોતાની પુઠે બોલાવી તે મેહેલ ભણી ઝડપથી ગયો. શેહેનશાહબાનુ સામે ઊભો રેહેતાંજ તેને આ નવાઈ સરખો હેવાલ તેણીને જણાવ્યો.

"તોબા ખોદા!" સાંભલતાંવાર શેહેનશાહબાનુ કેથરાઈનિ બુમ પાડતી બોલી, "કેવી ભયંકર ભુલ! ખચીત રીલીયુનું ભેજું ઠેકાણે નથી દોડો, મારા લાર્ડ ખોદાને ખાતર જલદી જઈ તે ચસકેલાં મગજના અમલદારને કેહવો કે માહરાં રાંક નાણાવતીને અબઘડી છુટો કરી ફાકટની હેબતમાંથી તે બાપડાને બચાવો."

અંગ્રેજ ઊમરાવતો હવે જલદીથી બાહર ગયો અને શેહેનશાહબાનુના આ છેલ્લા હુકમથી રીલીયુને વાકેફ કરી પાછો ફરતાં તે જોય શું કે કેથરાઈનિતો બેધડક હસતી હતી.

"નામવર ઉમરાવ," આખરે તેણી બોલી, "આએ બોલાય નહી તેવી બેહુદી ભુલ કેમ નીપજી તે તમે જાણતા નથી. સધરલેંડ નામના એક અંગ્રેજ ગ્રહસ્તે મને એક કુતરો ભેટ આપ્યો હતો, કે જેનુ નામ બી મેં સધરલેંડજ રાખ્યું હતું. એ કુતરો ગઈ કાલેજ મરી જવાથી મેં રીલીયુને હુકમ આપ્યો કે તેનાં કાલબુદનો 'સ્ટફ' કરીને જાલવી રાખે. એ સાંભલતાંજ રીલીયુએ ગભરાત ને નામરજી તો દેખાડી હતી; પણ એ કામ તેના ઓધ્ધાથી ઉતરતું છે એમ સમજીને તે તેમ કરતો હશે એવું માની હું તેની ઉપર ગુસ્સે થઈ હતી; અને સધરલેંડને 'સ્ટફ' કરવાનો મારો હુકમ એકદમ અમલમાં લાવવાને મેં ધમકી સાથે તાકીદ કીધી હતી. અને એમ રીલીયુની મુરખાઇથી જો મુવેલા કુતરાની ધાડ જીવતા નાણાવતી પર આવી તો તેમાં માહરો વાંક નથી. એમ બોલી કેથરાઈનિ પાછી હસવા પડી.

કમલ



એક તોછડા શખસે એક વેલા એક ઘરડી ડોસીને પોતાનાં ગધેડાં હાંકી જતી જોઇ. "આવો આવો, ગધેડાંનાં માયજી, તમે કેમ છેઓ?" તેને તેણીને ચીરડવવા પુછ્યું. "ઘણી સારી કાંની મારા દીકરા!" ડોસીએ ઉતર વાલ્યો, "તું કયાં ચરતો તો? મેં તુને ઘણે વખતે જોયો."

# સખાવતનો બદલો.

ઇસવી સન ૧૬૦૫માં આબાશ પાદશાહ ઇરાનમાં રાજ કરતો હતો તે વખતે ખોરાસાનનાં પરગણામાં અબદુલ અજીજ નામે એક ગામડીઓ રેહેતો હતો. એ શખસના લગન એનાજ જેટલી ઉમરની એક ઓરત સાથે થયાં હતાં. એ ઓરત ઘણી ખુબસુરત નહી હતી તોબી તેણીના બાપે પયારથી તેણીનું નામ ઝીબા (એટલે જે ખુબ-સુરત) રાખેલું હતું. અબદુલ અજીજ ઘણો મુફલેસ હોવા છતાં ભારે સંતોષ રાખતો હતો. તે ઘણો જોરાવર હતો, અને તેની તનદરોસતી હમેશાં સારી રેહેતી હતી. ખોરાસાનના એક તવંગર ખેડુતની આ-પેલી જમીન ઉપર એક ઝુપડી બાંધીને તે રહેલો હતો; અને એ ખેડુત તેની મેહેનતના બદલામાં તેને, તેની ઓરતને, અને યુસફ તથા ફતીમા નામના તેના બે છોકરાંને પુરે તેટલો અનાજ અને કપડાં પુરાં પાડતો હતો તે ઉપર તે પોતાનું તથા પોતાના કુટંબનું ગુજરાણ ચલાવતો હતો. અબદુલ અજીજ પોતાના ગામડાંમાંથી કદી બાહાર ગયો નહી હતો, અને કદીબી જવાનો તેનો વીચાર હતો નહી.

એક દાહાડે એવું બન્યું જે તેના સેઠે તેના કામથી રાજી થઇ તેને દસ પીઆસટર (એક જાતનો સીકકો) બક્ષેસ કીધા. એથી અબ-દુલ અજીજ ઘણોજ ખુશીમાં આવ્યો, અને આગલ કોઈ દહાડે તેને એટલા બધા પઇસા મલ્યા નહી હતા તેથી હમણા જ્યારે તેને દસ પીઆસટર મલ્યા ત્યારે તે પોતાનું કામ ખલાસ કરીને ખુશી થતો ઘેર તરફ દોડી ગયો અને પોતાની ઓરતને કહ્યું જે "લે મારી પ્યારી ઝીબા હું તારે સારૂ ખજાનો લાવ્યો છું!" એમ કહીને તેણે પેલા પીઆસટર તેણીની આગલ મુક્યાં એથી ઝીબા ઘણી ખુશી થઇ અને પોતાના સુખમાં સામેલ થવા તેણીએ પોતાનાં બંન્રે છો-કરાંઓને બોલાવ્યા. પછી પેલા દસ પીઆસટર તરફ નજર રાખીને અબદુલ અજીજ બોલ્યો જે એ ખજાનાનું શું કરવું તેનો હવે વી-ચાર કરવો જોઇએ. સેઠે મને કાલના દાહાડાની રજા આપીછે તેથી મારી પ્યારી ઓરત, જો તારી મરજી હોય તો હું મેહેશદ શેહેર તરફ જવાની ખાએશ રાખુંછું; મેં તે નામીચું શેહેર કોઇ વખત જોયું નથી, અને અહીંથી તે ફકત ૭ કે સાત ફરલાંગને અંતરેછે;

ત્યાં જઇને હું આપણા પાખ ઇમામ મેહેદીની કબરને બે પીઆસ-ટર ચઢાવી બંદગી કરીશ, અને પછી તે શેહેરનું મોટું બજાર કે જેની મેં ઘણી તારીફ સાંભલીછે ત્યાં જઈશ, અને તે બજારમાંથી મારી પ્યારી ઝીબા અને મારાં બચ્ચાંઓને વાસતે તેઓ જે કંઈ માંગશે તે લઈ આવીશ; વાસતે તમો લોકોને સરવેથી વધારે શું પસંદ પડેછે તે મને કહો." એ સાંભલીને ઝીબા ઘણી ખુશી થઇને બોલી જે "તમો મેહેશદ જવા ધારોછો તે ઠીકછે, અને પાખ ઇમામ મેહેદીની કબર આગલ બંદગી કરીને બે પીઆસટર આપવા માં-ગોછો તે મને ઘણું પસંદ પડેછે, અગરજો આપણી પાસે વધારે પૈસા હતે તો હુંબી તમારી સાથે આવતે; પણ મને જોઇતી સરવે ચીજો તમો લાવવા કહોછ તારે મારા આવવાની કશી જરૂર નથી. મને કંઇ ઘણી ચીજો જોઇતી નથી. મારે સારૂં સરવેથી ઊંચાં રેસ-મી કાપડનો એક તાકો લાવજો, તેનો મારી ખુબસુરતી અને નામ લાયક એક પોશાક બનશે." પછી તેનો છોકરો યુસફ બોલ્યો,—"બાવા મારે વાસતે એક ઘણોજ સોહામણો અને તેજી ઘોડો અને એક તલવાર લાવજો." છેલે તેની બેટી નાહાની ફતીમા બોલી જે "મારે સારૂ એક રેશમી રૂમાલ અને સોનેરી જરની એક સપાટની જોડી લાવજો." એ પ્રમાણે સઘલાંએ પોતાને ગમતી ચીજોનાં નામ દીધાં, તારે અબદુલ અજીજ મોહોટા હરખથી બોલ્યો જે "એ સઘલી ચીજો કાલ સાંજ સુધી તમોને મલસે.

પછી બીજે દાહાડે સવારના હાથમાં એક મોહોટી લાકડી લઇ ને તે મેહેશદ જવા નીકલ્યો. જ્યારે તે મેહેશદ શેહેરમાં આવી લાગો ત્યારે ઇમામ મેહેદીની કબરની આસપાસ નાહાના મોહોટા મીનારા જેઓનાં મથાલાં સોનાથી ચલકતાં હતાં તે તેને દુરથી દેખાવા લાગાં, અને મોહોલાઓમાંથી ચાલી જતાં જે મોહોટી હવેલીઓ તેની ન-જરે પડી તેઓની તરફ તે ઘણોજ અચરત પામીને જોવા લાગો, અને પોતાના મન સાથે બોલવા લાગો જે, 'આજ સુધી કદી મેં ધાર્યું હતું નહીં જે એવા મોહોટા અને રોણકદાર દબદબા ભરેલા મેહેલ આએ દુનીઆમાંછે, હું તો ધારતો હતો જે તે ફકત બેહેસ્તમાં જનારાઓને આસમાનના રસતા ઉપરજ મલતા હશે!' એ પ્રમાણે વીચાર કરતો જેવારે તે ઇમામ મેહેદીની કબરના દરવાજા આગલ આવી પુગો ત્યારે કેટલોક વખત તો અચરત થઇને તે ચુપકીથી ઉભો રહયો; પણ જરા વારમાં એક ઘરડા મુલ્લાંને કુરાન વાંચતો

જોઇને તેની પાસે જઈ પુછ્યું જે 'સાહેબ, મારે એ કબરને બે પી-આસટર ચઢાવવા છે તેથી તમારો હુકમ હોયતો હું અંદર આવું.' એ સાંભલીને તે મુલ્લાંએ નમનતાઈ સાથે જવાબ દીધો, જે 'હા મેહેરબાન, બેલાશક અંદર આવો, અને જે કંઈ આપવું હોએ તે સુખેથી આપો, તમોને તેનો બદલો પેગંબર આપશે. આપણો એક ઘણોજ કાબેલ કાલીફ કહી ગયો છે જે બંદગી માણુસને બેહેસ્તને અરધે રસ્તે લઈ જાયછે, અને ઉપાસ તેને બેહેસ્તના દરવાજા આગલ લઈ જાયછે; પણ જે શખસ સખાવત કરેછે તેનેજ સારૂં તે દરવાજા ઊંઘડેછે.' એ સખુનો સાંભલીને અબદુલ અજીજ અંદર ગયો અને તેમે પુછવા લાગો જે 'બાવા સખાવત કરવાનો શું રવઇયો છે?' તેણે કહ્યું જે જે કોઈ શખસ પાસે પોતાનાં ગુજરાણ પુરતુંજ હોય અને તે શખસ સખાવત કરવા ચાહેતો તેમે તેમાંથી પોતાની મરજીમાં આવે તેટલું આપવું, પણ જેની પાસે પોતાના ગુજરાણ કરતાં વધારે હોય તેની ફરજ છે જે તેમાંથી એક પાંચમો ભાગ ગરીબોને ખેરાત કરવો.' એ સાંભલીને અબદુલ અજીજે વીચાર્યું જે મને મારા ગુજરાણ પુરતું તો મારો સેઠ હમેશ આપેછે, તેથી આએ દસ પીઆસટર જે છે તે જરૂર કરતાં વધારેછે, વાસતે મારે એમાંથી પાંચમો ભાગ એ મુલ્લાંને આપવો જોઇએ.' એવું સમજીને તેણે બે પીઆસટર પેલા મુલ્લાંને આપ્યા, અને ખરાં એકીનથી તે ઘોર આગલ ઘણો વખત સુધી નીમાજ કરીને પછી બજાર તરફ ચાલ્યો. પણ બજારમાં દાખલ થતાંજ પગે ચાલતાં માણુસોની મોહોટી ભીડ, તથા તેણે કદી નહી જોયા હતા તેવા સુનેરી સાજ સાથના ઘોડા, અને અમીરોની સવારીઓ, તથા મોહોટી દુકાનો આગલની ખાલી જગાઓ ઉપર જે બોજો લાધેલા બેશુમાર ઊંટ ઉભેલાં હતાં, તે સરવે ચીજો જોઇને તે ઘણોજ અચરત થયો; અને દુકાનોમાં ઈરાન, ચીન, ટારટરી અમે યુનાનનો તરેહવાર કીમતી શામન હતો તે જોઇને તે પોતાના અજ્ઞાનપણા વીશે વીચાર કરવા લાગો. અજાએબી સાથે હર જગોએ નજર કરવામાં તો એટલો તો મશગુલ હતો જે બે ત્રણ વખત ઘોડાઓના પગ તલે દબાઈ જતો તે જશમાં બચી ગયો તાંહાં વગર કંઈ તેણે પોતાના જાનની દરકાર કીધી નહી. તેણે અગાઉ જે ભીડની વખાણ કીધી હતી તેને હવે તે નાપસંદ કરવા લાગો, અને પોતાના મનમાં ઘણો વખત સુધી લાંબો વીચાર કરીને શેવટે તેણે એવો ઠરાવ કીધો જે જેવું તેવું

કામ ખલાસ થાય તેવાજ તે તુરત પોતાને ઘેર જાય, અને તેનાં નામીચાં મેહેશદ શેહેરમાં ફરીથી કદી પગ મુકે નહીં.

તેના સેઠની ઓરત જેવાં રેશમી કપડાં પેહેરતી હતી તેવા કપડાંના તેણે એક દુકાનમાં કેટલાએક તાકા જોયા તેથી તે દુકાનમાં જઇને તેણે સરસ રેશમી કાપડ જોવા માગયું. તે દુકાનદારે તેની તરફ નજર કરીને તેનાં કપડાં ઉપરથી જાણ્યું જે તે કોઈ ગામડાનો એક તવંગર ખેડુત હશે. તેણે વીચારયું જે તેને સારૂં, એટલે જે માલ પારખવા વગર મોટુ દામ આપે તેવું ઘરાક મલયું હતું. એવા વીચારથી તેને સરવેથી સરસ રેશમી કાપડના કેટલાએક તાકા કાઢીને તુરત તેની નજદીક મુકયા એ તાકાઓની તરેહ અને શોભાથી અબદુલ અજીજ એટલો તો અચરત થયો જે તેઓમાંથી એક પસંદ કરતાં તેને ઘણી મેહેનત પડી. સેવટે સુંદર કસબી કોરનો એક જાંબુરા રંગનો તાકો તેણે પસંદ કીધો, અને તે લાગલોજ લઇને બગલમાં મારી બોલ્યો જે "આએ મારે લેવોછે, એની કીંમત શું છે તે જલદી બોલ" તે દુકાનદારે જવાબ દીધો "સાહેબ, બીજા પાસેથી એના હું હડીસો પીઆસટર લેતે; પણ તમો નવું ઘરાક છો તેથી જ્યારે તમો સાહેબ તમારૂં ખુશનુમાં ગામડું મુકીને ફરીથી અમાં આવો ત્યારે મારી દુકાનને ચાહીને શોભા આપો તેટલાં વાસતે તમારી પાસેથી એના ફકત બસો પીઆસટર લઇશ." જરાવાર તેની તરફ ઘુરકીને જોઈ અબદુલ અજીજે તે તાકો પાછો મુકી દીધો અને પોતાના ગજવામાંથી એક પીઆસટર કાઢીને તેને બતલાવી અચરતી સાથે બોલયો કે, "તમો ખચીત ભુલતા હશો. બસો પીઆસટર! બસો આવા પીઆસટર?" તે દુકાનદારે જવાબ દીધો 'હા' એવાજ બસો પીઆસટર, અને તમને સસતો કરીને આપુંછું તેથી બસોજ, નહીતો એ ચારસોનો માલછે.' એ તાકો નહીં લેવાયો તો તેની પ્યારી ઝીબા દલગીર થશે એવું વીચારીને અબદુલ અજીજ બોલ્યો, 'ઝીબા! અરે ગરીબ ઝીબા!!' દુકાનદારે પુછયું 'ગરીબ કોણ?' અબદુલ અજીજે કહ્યું ભાઈ મારી ઓરત.' હવે પેલા દુકાનદારે જોયું જે એ કંઈ ખરીદી કરનાર નથી તેથી તેને તોછડાઇથી કહ્યું, "તારી ઓરત સાથે મને શું કામછે?" અબદુલ અજીજ બોલ્યો, જો હું તુને સઘલી બીનાથી વાકેફ કરૂંછું, મેં નહાનપણથી હમારા ગામડાના વડા ખેડુતની ચાકરીમાં ભારે મેહનત કીધીછે. ગઈ કાલે તેણે મને દસ પીઆસટર બક્ષેસ આપ્યા તેની અગાઉ મેં કદી પઇસા જોયા નહી હતા

તેથી હું મેહેશદ શેહેર કે જ્યાં અગાઉ કોઈબી વખતે આવ્યો નહી હતો ત્યાં આવ્યો, અને આપણા પાખ ઈમામ મેહેદીની કબર આગલ મારી દોલતમાંથી પાંચમો ભાગ મેં ખેરાત કીધો; અને હવે બાકીના આઠ પીઆસટરમાંથી મારી ઓરત ઝીબાને સારૂં રેશમી કપડાંનો તાકો, મારા છોકરા યુસફને સારૂ એક તેજી ઘોડો તથા તલવાર, મારી નાની છોકરી ફતીમાને સારૂ સોનેરી સપાટ અને રેશમી રૂમાલ લેવોછે; અને તું મારી પાસે ફકત એક તાકાનાજ બસો પીઆસટર માગેછ તો બેશરમ મને કેહેકે બાકીની ચીજો હું શામાથી લઊં?' પેલા દુકાનદારે મોંઘે ભાવે ઘણો સામન વેચવાની આશા રાખી હતી તે એ વાત સાંભલીને ચીરડાઈ ગયો અને ગુસ્સામાંજ બોલી ઉઠયો જે, અરે ઓ બેવકુફ! મારો આટલોબધો વખત ખોહીને મેં શું તારા જેવા મુરખ અને દેવાના શખસને સારૂ મારો સઘો કીમતી માલ ઉખેડી બગાડયો કે? પછી પોતાના કીંમતી ધસક અબદુલાને જોરથી એક આંચકો મારીને તે બોલ્યો જે 'નીકલ મારી દુકાનમાંથી, તારી ઝીબા અને તેનાં કુતરાંઓને વાસતે રેશમી કપડાંને ઠેકાણે વાસી નાન અને કાલી ખાન (એટલે જે રેતી) લઈજા. ખબરદાર, મારી દુકાનમાં ફરીથા પગ મુકતોના, બેવકુફ, આઠ પીઆસટર લઇને ચારસો પીઆસટરનો માલ ખરીદવા આયોછ!' એ બોલો સાંભલવાથી બીચારો અબદુલ અજીજ ફજેત થઇને તાંહાંથી આગલ ચાલ્યો અને પોતાના દીલ સાથે વીચાર કરવા લાગો જે આતો કોઈ ખરોજ ઠગ છે, પણ ખચીત શેહેરમાં કોઈ આબરૂદાર વેપારીઓ હશે ખરા, વાસતે હવે જઇને કોઈ ઘોડા વેચનારાઓમા તલાસ કરૂં. એ પ્રમાણેનો વીચાર કરીને 'ઘોડા કાહાં વેચાંય છે? ભાઈ, ઘોડા કઈ જગાપર વેચાયછે તેની તમને કંઈ ખબર છે?' એ પ્રમાણે પુછતો ઘોડા બજારમાં ગયો. તાહાં ઘણાએક શખસો ઘોડા ઉપર સવાર થઇને વેચવા ઊભેલા હતા, અને તેઓની આસપાસ ખરીદદારોની મોહોટી ભીડ જમાં થયલી હતી. ત્યાં જઇને અબદુલાએ જેવું કહ્યું જે 'મારે એક ઘોડો વેચાતો લેવોછે' તેવાજ પંદર વીસ જણ ઘોડા લઇને તેને દેખાડવા આવ્યા; તે સઘામાંથી મોહોટી ફલાંગ મારનારો એક ઘોડો તેણે પસંદ કીધો; પણ તેટલામાં કરીમ નામનો એક દલાલ જાણે તેનો દોસ્ત હોએ તેમ તેની પાસે આવીને તેના કાનમાં કેહેવા લાગો જે તે ઘોડો તો ગરમ થવાથી સારી ફલાંગ મારતો હતો, પણ ખરૂં જોતાં તો તે લંગડો હતો. એ સાંભલીને

અબ્દુલાએ બીજો ઘોડો પસંદ કીધો, પણ તે વખતેબી પેલા શખસે આવીને તેને ઘોડા વેચનારના હાથ તરફ જોવાની એસારત કીધી. તેનાં હાથને ફક્ત ચાર આંગલાં હતા તે તરફ અબ્દુલ અજીજે નજર કીધી તારે કરીમ બોલ્યો 'સાહેબ, એ શખસ પાસેથી જો ઘોડો લેશો તો તે ઉપર બેસનારને ખતા થશે. એ સાંભલીને અબ્દુલ અજીજ ઘણોજ બીધો અને કરીમને કેહેવા લાગો જે 'ભાઈ, ત્યારેતો તમેજ મેહેરબાની કરીને મને એક તમારી ખાત્રીનો ઘોડો આપવો.'

પેલા શખસે કહ્યું 'મારા ભાઈ પાસે એક ઘણું સારૂં ટટુ છે; પણ તે તે વેચશે કે નહી તે હું કહી શકતો નથી; તોએ પણ હું ધારૂં છું જે તે ટટુ ઉપર તેનો જે છોકરો બેસતો હતો તે મદરેશામાં ગયલોછે તેથી કદાચ જો હું તેમે સમજાવીશ તો તે તેનું ટટુ તમને આપશે. અબ્દુલાએ તેનો ઘણો ઉપકાર માનયો, અને તેના ભાઇને સમજાવી તે ટટુ અપાવવા તેના ઘણા કાલાવાલા કીધા તે અપાવવાનું તેણે કબુલ કીધું, અને તેની સાથે પોતાના ભાઇને ઘેર જઈ તેને ઘણું સમજાવ્યાથી તેણે તે વેચવાની હા કહી; તેથી જરાવારમાં તે જઇને એક ઘણું સુંદર સફેદ રંગનું ટટુ લઈ આવ્યો. તેની તુરકી ચાલ જોઈ અબ્દુલ એટલો તો ખુશી થયો જે તેને તેમો યુસફ જાણે ખરોજ તે ઉપર બેઠેલો દેખાયો. તે વેચાતું લેવાની તેણે ઘણી અધીરાઈ બતલાવી, અને કરીમને તેની કીમત પુછી તે બોલ્યો. 'સાહેબ, અગરજો એ ટટુ કોઈ બીજો શખસ લેવા માંગતે તો મારો ભાઈ વેચતેજ નહી, અને જો વેચતે તો બસો પીઆસટરથી કંઈ ઓછું નહી લેતે; પણ; તમો મોટા ખેડુત છો તેથી હું તમારી સાથ દોસ્તી કરવા ચાહું છું, અને તેટલા વાસ્તે દોહેંડસો પીઆસટરે હું તમને એ ટટુ અપાવાશ,' આ સાંભલતાંજ અબ્દુલ અજીજ ઘણો ખીજવાઈ ગયો, અને ગુસ્સાથી બોલ્યો જે 'અરે! હું તો ધારતો હતો જે તમો ઘોડા વેચનાર ઘણા આબરૂદાર માણસો હશો, પણ તમોબી પેલા લુચ્ચા કાપડીઆઓ જેવાજ ઠગારા માલમ પડોછો.' એમ કહીને તેણે પોતાની દોલતની સઘલી વાત તેની આગલ કહી સંભલાવી તે સાંભલી પેહેલાં તેની સાથે દોસ્તી કરવા ચાહાનાર શખસનો તો મીજાજ ગયો, તે બોલ્યો "તારે શું આટલો વખત સુધી મેં મારા ભાઈ સાથે ભાંજગડ અને કજીઓ કીધો તે એક તારા જેવા બેવકુફ ફકીરની દોસતી મેલવવા કે? જા, જા, ઘોડા વેચાતો લેવાનો વીચાર મુકીદે, અને ગધેડાંનાં ચામડાંનો એક કટકો લઇ જઇને તારા

યુસફને આપ, કેમકે તારી મોહોટી દોલત તારા આઠ પીઆસટરનું તુંને કોઇએક આખું ગધેડુંબી આપશે નહી." એ સખુનો સાંભલી અબદુલ અજીજ ઘણો અચરત થયો; પણ, તેણે બીચાર્યું જે તલવાર, સપાટ, અને રૂમાલ સસતાં મલસે તેથી તે લેવા ગયો પણ તેમાંબી બચારો નાઉમેદ થયો, કાંઅજે તેની પાસે સરવેથી હલકા કીમતની તલવારના તીશ, જરની સપાટના વીશ, અને હલકામાં હલકા એક રૂમાલના બાર પીઆસટર માંગવામાં આવયા. એ સઘલાંથી ઘણો ગુસ્સે અને દલગીર થઇને તેણે ઘરનો રસ્તો પકડયો. પણ, કોટની બહાર આવી લાગો એટલે તેણે એક ફકીરને મોહોટે સાદે બોલતો સાંભલયો જે "ખેરાત કરો, ખેરાત કરો, ગરીબને આપશો તો ખોદાને ઉછીનું આપવા બરોબર છે. જે કોઈ ખોદાને ઉછીનું આપેછે તે સો ઘણું વધારે પાંમેછે." તેની પાસે જઈ અબદુલ અજીજે પુછયું 'બાવા, તમો શું બોલોછો?' તેણે ફરીને પોતાનો સવાલ નાંખ્યો તે સાંભલી અબદુલ અજીજ ખુશ થઇને બોલ્યો જે "ફકત તમારીજ સાથે હું વેહેવાર રાખી શકીશ. આ લેવો, મારી પાસે આઠ પીઆસટરછે, તે ખોદાની રાહે વાપરજો, અને સંભાલ રાખજો જે એ મને સો ઘણા પાછાં મલે, અગર નહીતો મારી ઓરત અને મારાં છોકરાંઓએ મંગાવેલી ચીજો હું લઈ જઈ શકનાર નથી." એટલું કહીને તેણે પોતાની સઘલી વાતનું તે દરવીશ આગલ બયાન કીધું, જે તેથી તેના કામમાં કંઈ ભુલ પડે નહી. એ વાત સાંભલીને પેલા ફકીરને ઘણું હસવું આવ્યું તોએ પણ, તે બીચારા પાસેથી આઠ પીઆસટર લઇને તે ગંભીરાઇથી બોલયો જે "ભાઈ તારા આઠ પીઆસટર તું મને સુખેથી આપ, અને મારી ખાતરી છે જે એ તુંને સો ઘણા પાછાં મલશે." એટલુ કહીને, 'ખેરાત કરો, ખેરાત કરો,' એ પ્રમાણે બોલતો અને વગર મેહેનતે પોતાને આઠ પીઆસટર મલયા તેથી ખુસી થતો તે આગલ ચાલયો, અને અબદુલા પોતાને ઘેર ગયો.

હવે પેલી તરફ અબદુલ અજીજને આવતાં વાર લાગો તેથી તેની ઓરત અને છોકરાં તેની વાટ જોતાં ઊંબરમાંજ બેઠેલાં હતાં તેઓ તેને આવતો જોઇને તેની પાસે દોડી ગયાં. પેહેલાં યુસફ બોલયો, 'કેમ બાવા, મારો ઘોડો અને તલવાર લાવયા કે?' તેની પંછવાડે ફતીમાં બોલી, 'મારી સપાટ અને રૂમાલ કાંહાં છે?' અને ફતીમાં પછી તેની ઓરત ઝીબા બોલી, 'મારો રેશમી પોશાક લા-

બ્યા કે ?' મીઆજી પઇસા મલવાથી તમારા મીજાજમાં ઘણો ફેરફાર થએલો જણાયછે, તમો હવે ગંભીર નજર આવોછો, અને બેશક તમોએ ધાર્યું હશે જે—બોજો ઊંચકવો હવે તમને છાજે નહીં, તેથી ઘોડો અને બીજો સામાન લાવવા તમોએ મજુરો રાખયા હશે. એ સાંભલી અબદુલ અજીજે જરા માથું ધુણાવ્યું, પણ ઘરમાં દાખલ થયો તાંહાં સુધી કંઈજ બોલયો નહી. તે બીચારો ઘણો થાકી ગયલો હતો તેથી ઘરમાં દાખલ થતાનેવાર તુરત પોતાની સાદડી ઉપર બેસી ગયો અને બોલયો જે 'તમો જરા ધીરજ રાખીને મારી વાત સાંભલો.' પછી તેણે પોતાની બધી વાત તેઓને કહી. સઘલુ તેઓએ ધીરજથી સાંભલી લીધું, પણ જેવું તેણે કહ્યું જે બાકીના આઠ પીઆસટર ફકીરને આપી દીધા હતા તેવીજ તેની ઓરત ઘણી ચીરડાઈ ગઈ. તેણીને અબદુલ અજીજ કરતાં દુનીઆદારીની જરા વધારે ખબર હતી તેથી તેણી તેને ઘણો ઠપકો આપવા લાગી. તે બોલી જે 'અરે ઓ કમબખત! આટલી મેહેનત કરતાં તુંને જે નાણું મલ્યું તે શું એક ઠગારા દરવીશને આપી દેવા તુંમે બખશેશ કીધું હતું કે! તારી એ મુરખાઈનુ સંધુ બયાન હું તારા શેઠ આગલ કરયા વગર રેહવાની નહી.' એટલું બોલીને અબદુલ અજીજના શેઠ પાસે ગઈ અને તેને સંધી બીનાથી વાકેફ કીધો. તેણે તરતજ અબદુલ અજીજને તેડાવી મંગાવયો અને પોકાર મારીને બોલ્યો "અરે ઓ બેવકુફ! તેં એ શું કીધું? હું પોતે કોઇબી વખતે એ ઠગારા દરવીશોને રૂપાંનું નાણુંબી આપતો નથી, અને તેં તેઓમાના એકને એકદમ આઠ પીઆસટર આપી દીધા? પણ કંઈ ફીકર નહી, તેણે તુંને સો ઘણુ મલવાની ઊમેદ આપીછે તે પ્રમાણે હું તુંને તરત અપાવું છું." એટલું કહીને, પોતાની પાસે જે બીજા ચાકરો ઉભેલા હતા તેઓને હુકમ કીધો જે એ 'મુરખને બાંધો, એની પીઠ ઉપર સો ફટકા મારો, જે ફરીથી એ એવી બેવકુફી કરે નહી. તેનો એ નીરદય હુકમ તેના ચાકરો તરત અમલમાં લાવયાથી બચારો અબદુલ અજીજ, જે, તે દાહાડાની સવારના પોતાને મોટી દોલતનો ધણી સમજીને ખુશી થતો હતો તેજ દાહાડાની સાંજે એકબી પીઆસટર વગરનો, સુજેલી પીઠનો, અને કાપડીઆઓ ઉપર, ઘોડા તથા તલવાર, અને સપાટ તથા રૂમાલ વેચતારાઓ ઉપર, તથા ફકીર, શેઠ, ઓરત અને પોતા ઉપર ગુસ્સે થયલો ઘર ગયો.

બીજે દાહાડે સવારમાંજ વલી તેના સેઠે તેડવા મોકલયો ત્યારે તે ધાભરો પડીને ઉઠયો, અને પોતાના છોકરાને બોશા દઇને બોલ્યો જે "મારા પ્યારાં ફરજંદો તમો કશી ફીકર કરશોના ખોદા કરશે તો હજીબી હું તમોને જોઇતી સંધી ચીજો લાવીશ.

જ્યારે તે સેઠ પાસે આવીને હાજર થયો ત્યારે તે બોલયો કે "અબદુલ, તારી સુધ ઠેકાણે લાવવા મેં તારે સારૂ એક કામ સોધી કાઢયુંછે, આ સુકી મટોડીમાં મને પાણીની શોધ કરવીછે; વાસતે જ્યાં સુધી પાણી નીકલે તાંહાંવેર તું દરરોજ એ જગોએ ખોદયા કરજે." એટલું કહીને તેને ખોદવાની ચોકશ જગા બતલાવી તે ત્યાંથી જતો રહયો. એ હુકમ મુજબ બચારો અબદુલ અજીજ દરરોજ સકારેથી આવીને જમીન ખોદવા લાગો. પેહેલા ચાર દાહાડા વેરતો તેને ઘણી મેહેનત પડી, પણ પાંચમે દાહાડે જમીન ખોદતાં તેને એક પીતલનો દાબડો દેખાયો. તે જોઇને અબદુલ અજીજ ઘણો અચરત થયો. તે તેણે ઉઘાડી જોયો તયારે તે સફેદ ગોલ પથરાથી ભરેલો માલમ પડયો. તે પથરા ઝલકતા અને લીસા હોવાથી ઘણા સોભીતા દેખાતા હતા. તેઓમાંથી એક લઇને ભાંગી જોયો, પણ તે ભાગો નહી ત્યારે તે બોલયો જે "બેશક એ મારા ધણીના ચોખા હશે તેજ પથર થઈ ગયા હશે. કંઈ ફીકર નહી; તે ધણો નીરદયછે. પણ હું એ ઘેર લઈ જઇશ. વાહ! એ કેવા શોહામણાછે! હા, હવે મને યાદ આવી, હું મેહેશદ શેહેર ગયો હતો ત્યારે એક દુકાનમાં મેં એવા થોડા જોયા હતા." તેટલાં તેને બીજો એક દાબડો દેખાયો. તે ઉઘાડી જોઇને બોલ્યો, "ઓહો! એબી તેવાજછે, પણ જરા વધારે ઘેરા રંગના છે. એ ઘઊંના થયા હશે; પણ વાહા! એહે ચલકેછે!!" એટલાંમાં એક ત્રીજો દાબડો દેખાયો તે ઉઘાડીને તે બોલયો જે "વાહ! આ કાચના કટકા તો સંધાનાં કરતાં ઘણાજ વધારે ચલકેછે! પણ જોઊં એ કાચજ છે કે?" એટલું બોલીને તેણે તેમાંનો એક લઈ પોતાના દાંત વડે ભાંગી જોયો, પણ તે ભાગો નહી. એ શોધથી રાજી થઇને, અને તે કંઈ કીમતી ચીજો હશે એવું ધારીને, પણ ખરેખર તે શું ચીજો હતી તે જાણયા વગર તાંહાંથી જેટલા દાબડા મલયા તેટલા એક ટોપલામાં ભરીને તે ઘર લાવ્યો ઘરમાં આવયા પછી એ દાબડાની વાત તેણે પોતાની ઓરતને વટીક કહી નહી, અને પેલી ટોપલી એક ઠેકાંણે છુપાવી રાખી. પછી તે પાછો જઇને પોતાની સાદડી ઉપર બેઠો, અને એ પથરાઓનું શું કરવું તેનો

વીચાર કરવા લાગો. ઘણો વખત સુધી લાંબો વીચાર કરયા પછી તેણે એવો ઠરાવ કીધો જે તે સંધા મેહેશદ લઈ જઇને વેચવા અને જે કાંઈ પઇસા આવે તેમાંથી રેસમી કાપડનો તાકો, ઘોડો, તલવાર, સપાટ, અને રૂમાલ, એ સંધી ચીજો ખરીદ કરવી.

એ સંધી ચીજો લઇને તેને ઘોડા ઉપર બેશી આવતો જોવાથી તેની ઓરત તથા છોકરાં કેટલાં ખુશી અને અચરત થશે તે વીશે તેને વીચાર આવયા કીધા; પણ તે સઘલું વીચારતી વખતે તેણે ઠરાવ કીધો હતો જે એ પથરના કટકા વેચવાથી તેને જે કંઈ મલે તેમાંથી એક પાંચમો ભાગ ઇમામ મેહેદીના નામપર ખેરાત કરવો.

હવે કેટલાંક અડવાડીઆં સુધી તે કુવો ખોદવા પાછલ તેણે સખત મેહેનત કીધાથી આખર તેમાંથી પાણી નીકલ્યું. એથી તેનો શેઠ ઘણો ખુશી થયો, અને અબદુલ અજીજને એક દાહાડાની રજા આપી.

બીજે દહાડે અબદુલા સકારે ઉઠયો, અને તેને પેલો ટોપલો કોઈ જોય નહી તેટલાં માટે અજવાલું થયા પેહલાં તે લઈ મેહેશદ શેહેર તરફ ચાલયો. જ્યારે તે લગભગ મેહેશદ સુધી જઈ પુગો ત્યારે કોટમાં દાખલ થવા પેહેલાં તેણે બે મુઠા ભરીને પેલા સુંદર પથરા ટોપલામાંથી કાહાડી ગજવામાં મુકયા પછી તે ટોપલો એક ઝાડ પાસે દાટીને તેટલાનુંજ શું આવેછે તે જોવા તે શેહેરમાં ગયો, અને જે શખસની દુકાનમાં તેણે તે જાતના પથરા અગાઉ જોયા હતા તેની દુકાનમાં જઈ તેઓ તરફ આંગલી બતાવીને તે દુકાનદારને પુછયું જે ભાઈ તમે આવા થોડા પથરા ખરીદ કરશો ? પેલો દુકાનદાર જે એક ઝવેરી હતો તે આ સાંભલીને બોલયો જે 'શું તારી પાસે એવો એક વેચવાનો છે?' અબદુલ અજીજે કહ્યું જે 'એક ? અરે એકશું— ઘણાછે!' એથી તે ઝવેરી અચરત થઇને બોલયો "ઘણા! કેટલાક અબદુલ હરખમાં આવીને બોલયો જે "એક ટોપલો ભરીને." એ સાંભલવાથી પેલો ઝવેરી વધારે અચરતીથી બોલયો, ટોપલો ભરીને! પથરા હોયતો કોણ જાણે, પણ જોણી એકતો બતલાવ' એ સાંભ-લતાંનેવાર અબદુલે ગજવામાં હાથ નાંખીને મુઠો ભરી પેલા ચલકતા પથરા કાઢીને બતલાવયા અને બોલયો આ રહયા, જો! તે જોઇને પેલો ઝવેરી એટલો તો અચરત થઈ ગયો જે કેટલોકવાર તો તેનાથી કંઈ બોલાયું નહી; પણ પછી તે અચકાતો અચકાતો બોલયો જે "ભાઈ, હું હમણા પાછો આવુંછું મેહેરબાની કરીને હું પાછો આવું ત્યાં સુધી મારી દુકાનમાં બેસજો.

તેના કેહેવા મુજબ અબદુલા તેની દુકાનમાં બેસીને મોટી ઇંતેજારીથી તેની વાત જોવા લાગો. જરા વારમાં પેલો ઝવેરી વડા કોટવાલ તથા કેટલાએક સીપાઇઓને લઇને પાછો આવયો, અને અબદુલ અજીજ તરફ આંગલી બતલાવીને બોલયો કે "કોટવાલ સાહેબ, આએજ પેલો શખસ છે; એની પાસેજ પેલું ઝવેરાત છે! અરે ખશરૂશાહનો ઘણા વરસનો ખોવાએલો ખજાનો એ શખસનેજ હાથ આવયોછે! એનાં ગજવાં તેમાંના કીમતી હીરા મોતીથી ભરેલાંછે, એવું ઝવેરાત આજના વખતમાં આ દુનયામાં કોઈ પાસે હશે નહી; અને એ કહેછે જે એની પાસે ટોપલી ભરીનેછે! એ સાંભલી કોટવાલે અબદુલ અજીજના ગજવાં તપાસ્યાં; તેમાંથી પેલા ઝવેરીના કેહેવા મુજબ ઘણુંએક કીમતી ઝવેરાત મલી આવ્યું. પછી તેણે બીજું કયાં દાટયું હતું તે બતલાવાનો તેણે હુકમ કીધો. એ હુકમ મુજબ અબદુલ અજીજ તેઓને પેલાં ઝાડ પાસે લઇ ગયો, અને જમીન ખોદીને પેલો અમુલય ઝવેરાતથી ભરેલો ટોપલો તેઓની નજર આગલ ઉઘાડો કીધો. તે તરેહવાર જાતના કીંમતી હીરા, મોતી, તથા માણેકથી ભરપુર હતો. એથી પેલો કોટવાલ ઘણોજ અચરત થયો. તેણે તે સઘલું ઝવેરાત એક કોથલામાં ભરયું અને તે પર પોતાની મોહોર કરીને તે કોથલો તથા અબદુલ અજીજને લઈને તે શેહેરના હાકમ પાસે ગયો. તેણે બચારા અબદુલને ઘણી ધમકી આપીને પુછયું, જે એવું અમુલય ઝવેરાત તેને હાથ શી રીતે આવયું હતું. એ ઉપરથી અબદુલ અજીજે પોતાના સઘલા હેવાલથી તેને વાકેફ કીધો, અને પોતાને દસ પીચાસટર બક્ષેશ મલયાં તેમાંથી પેહેલાં ખેરાત કીધી, પછી ખરીદી કરવા ગયો, તે, તથા મેશદના વેપારીઓનો જુલમ, પેલા ફકીરનો વચન, ઝીબાનો ગુસ્સો, શેઠનું ઘાતકીપણું, કુવાનું ખોદાવું, તેમાંથી પેલા સુંદર પથરાઓનું નીકલવું અને તે વેચી તેમાંથી પાંચમો ભાગ ખેરાત કરવા રાખી બાકીનાની ખરીદવા ધારેલી ચીજો વીશે તેણે એટલી તો ભોલાઇ અને ગંભીરાઈથી બયાન કીધું જે સરવે કોઇ જેઓ પેહેલાં તેને એક ઠગારો સમજતા હતા, તેઓએ હવે તેની વાત સાચી માની. પેલા હાકમે તુરત તેની ઓરત અને છોકરાંને બોલાવી મંગાવયાં; અને તેઓની તેણે મુખ જુબાની લીધી એટલે તો તેની સચાઈ વીશે સરવેની પુરીજ ખાતરી થઇ. પણ તેટલું છતાંબી તેણે

અબદુલ અજીજને તેની ઓરત તથા છોકરાં અને તેને મલેલા ખજાના સાથે પાદશાહ આગલ ઇશફાન મોકલ્યો; અને પાદશાહ આબાસના વજીર ઉપર એક કાગલ લખીને તેમાં અબદુલ અજીજને મલેલા ખજાનાના તમામ હેવાલનું બયાન કીધું, અને છેલ્લે વજીરને અરજ કીધી જે તેણે એ સઘલી હકીકતથી શાહ આબાસને વાકેફ કરવો.

કહે છે કે પાદશાહ આબાસ ઘણો દાનાવ અને અદલ હતો તે પાદશાહે સઘલી બીનાનો બારીકીથી વીચાર કીધો, અને અબદુલનો સઘલો હેવાલ બરાબર જાણી લીધો એથી તેની ખાતરી થઇ જે એ ખોરાસાનનો ગામડીઓ અબદુલ ગરીબ અને અભણ છતાંબી ઘણો પરેજગાર, ધરમી અને એકીનવાલો હોવાથી પરવરદેગારે તેના ઉપર મેહેરબાન થઇ તેને ખુશરૂશાહનો છુપો ખજાનો બક્ષયો હતો. એવું સમજીને તેણે અબદુલ અજીજને મોટાં માન સાથે પોતાના તખત પાસે બેસાડયો. એથી અબદુલ અજીજ ખુશી થવાને બદલે ઘણો અચરત થઇને નીચે મુજબ બોલ્યો:—

"નામવર પાદશાહ, હું એક ઘણોજ મીસકીન ગામડીઓછું. જ્યાં સુધી મેં પઇસા જોયા નહી હતા ત્યાં સુધી મેં મારાં કુટુંબ સાથે ઘણા સુખમાં દહાડા કાઢયા હતા; પણ જે રીતે મારા શેઠે મને દસ પીઆસટર બક્ષેસ કીધાં તે દીનથી હું આફત અને મુસીબત સીવાએ બીજું કંઈ જોતો નથી, અને અંતે હવે મારૂં મોહોત નજદીક આવ્યું છે. આલમ પનાહ, તમો તમારા જીવને રમુજ આપવા સારૂં મને પોતાની પાસે બેસાડીને મારી મશકરી કરોછો તો તમારી મરજી; પણ હું તમારી જનાબમાં અરજ ગુજારૂંછું જે આએ મારી ભલી ઓરત અને મારાં ફરજંદો તરફ તમો રેહેમની નજરે જોજો અને તેઓ ઉપર દયા લાવીને તેઓને જીવતદાન બખશજો."

એટલું બોલતાં બચારા અબદુલ અજીજની છાતી ભરાઇ આવી તે વધારે બોલવા જતો હતો, પણ તે તેમ કરી શકયો નહી. તેણે પોતાનું માથું નીચું કાધું, અને તે બચારાની આંખોમાંથી બેશુમાર આંસુ વરસવા લાગાં.

તેને એ પરમાણે દુખી જોવાથી પાદશાહ આબાસને તેના ઉપર ઘણી દયા આવી. તેણે અબદુલ અજીજને ઘણો દીલાસો

આપ્યો, અને તેને નીચે મુજબના સખુનો કહીને તેના દીલમાંથી ધાસતી દુર કીધી. તે બોલ્યો જે,— .

"ઓ નેક બખત, ધરમી અને એકીનવાલા શખસ, હું તુને હરગેજ કંઈબી ઇજા આપનાર નથી.—હું ખાતરીથી કહું છું જે મારી હજુરમાં તારા એક બાલનેબી નુકશાન પોહોચનાર નથી. મેં તુંને જે કંઈ આબરૂ આપીને મારી પાસે બેસાડયો છે તે કંઈ તારી મશકેરી કરવા નથી બેસાડયો. તારી નેકી, તારાં એકીન અને તારી સચ્ચાઇએ તુંને એ માનને લાયક કીધો છે. ઇમામ મેહેદીની ઘોર આગલ ખરાં દીલથી બંદગી કરીને તેં જે કાંઈ મોરાદ ચાહી હતી તે હવે તું જલદીથીજ પામશે; કાંએ જે ખોદાએ તારા ઉપર મેહેરબાન થઇને ખુશરૂશાહનો છુપો ખજાનો તુંને બક્ષેશ કીધો છે. તારા હેવાલ ઉપરથી સરવે કોઈની ખાતરી થશે જે હરેક આદમી—શું નાનું કે મોટું—અગરજો પરવરદેગાર ઉપર એ-કીન બાંધીને ખરાં દીલથી તે સાહેબની બંદગી કરે તો આકેબત તે સાહેબ તેના ઉપર મેહેરબાન થાય, અને તે આદમી જે કંઇ મોરાદ રાખતો હોય તે બર લાવે. ઓ નેક અને ભલા અબદુલ અજીજ, હાલમાં તું મારા મેહેલમાં રહીને થોડા દીવસ આસાએશ લે, અને પછી જે પરગણામાંથી તું બંધીવાન તરીકે ઈસફાન આ-વ્યો છે તે પરગણાનો હું તુંને હાકેમ બનાવીશ; અને તારી ખીદમતમાં એક કાબેલ અને દાનાવ વજીર આપીશ. મારી ખા-તરી છે જે એ વજીરની મસલત અને તારી ઇમાનદારી તુંને હકુ-મત ચલાવવામાં ઘણી ફાએદામંદ માલમ પડશે.

પાદશાહ આબાસની જુબાનથી એ રવેશના સખુનો સાંભળ-વાથી અબદુલ ઘણોજ રાજી થયો. હવે તેની ખાતરી થઇ જે પાદશાહે તેને જે ઇજત આપી હતી તે કંઈ તેની મશકેરી કરવા નહીં, પણ તેની એકીનદારીનાં ઈનામ દાખલ આપી હતી. એવું સમજીને તે પોતાની જગા ઉપરથી ઉઠીને પાદશાહ આબાસનાં ત-ખત પાસે ગયો, અને તે પાદશાહ ઉપર ઘણીએક દોઆ કહીને તેનાં તખતને બોસા દીધા.

આબાસ પાદશાહે પોતાની કબુલાત મુજબ અબદુલ અજીજને ખોરાસાનના પરગણાનો હાકેમ બનાવીને તેની ચાકરીમાં એક ઘ-ણોજ દાનાવ વજીર આપ્યો.

અબ્દુલ અજીજ પોતાનાં ફરજંદોને લઇને ખોરાસાન તરફ ગયો, અને એ વજીરની મસલત લઈને તે સારી રીતે હકુમત ચલાવા લાગો.

આ ઉપરથી દરેક કોમના વાંચનારે યાદ રાખવું કે નેકીનો બદલો સાહેબ આપવા સીવાય રહેતો નથી.

# બોલો તેવું ભરો.

આગલા વખતમાં કેરમાન શેહેરમા 'આબીદ' નામનો એક શખસ રેહેતો હતો. તેને શેતાનની મકતબમાં સઘલી તરેહનાં બુરાં કામોની તરબીઅત પાકી રીતે લીધી હતી. તે બનતાં સુધી બુરાઇના રસ્તાપરથી કદીબી પોતાનાં કદમ ઉઠાવતો નહી હતો; અને પોતાની જબાનથી બદફેલી અને અનીતીના બોલો સીવાય બીજા બોલો કદીબી સંભલાવતો હતો નહી. પણ તેની બાએડી એક ઘણી નીતીવાન અને પરેહજગાર ઓરત હતી, કે જેણે પોતાના આ ભુંડા ખાવંદની તાબેદારીના સાહયામાથીબી પોતાનું માથું બાહેર કાહડયું નહી હતું, અને જે હરદમ તેની મરજી અને હુંકમોને બર લાવતી રહી હતી.

પણ તે બુરા માણસને તેણીની કાંઈબી કદર આવતી નહી હતી, અને દરરોજ તરેહવાર બોલો અને વેતણુંકાથી તેણીને હેરાન કરવાને અને જીંદગીથી કંટાલેલી કરવાને તે ચુકતો નહી હતો. એક દીવસે તે કંગાલ ઘરમાં આવ્યો અને પોતાની બાએડી સાથે ફોકટની છેડતી સોધીને તેણીની સાથે મરાયો, અને છેલ્લે ગુસ્સાથી ઘેલો થઇને તેને તેણીને માથાંમાં સોટો મારીને મારીબી નાખી. થોડે વખતે જ્યારે તેનો ગુસ્સો નરમ પડયો ત્યારે તેને જોયું કે આ એક જબુન અપ્રાધ તો થયો છે, અને તે માટે તેને ફાંસીબી જવું પડશે. તેથી તે ગાભરો પડીને રસ્તાપર દોડી ગયો, પણ ત્યાંબી તેને સુઝે નહી કે હવે શું કરવું.

તેવામાં રસ્તાપરથી 'ખોજા હસન' નામના એક બુઢા વેપારીને પસાર થતાં તેને જોયો. 'ખોજા હસન'ની લગભગ તેનાજ જેવો બદફેલી હતો એટલે તેનો તે દોસ્ત થતો હતો. તેથી આબીદ તુરતજ તેની પાસે દોડી ગયો, અને પોતે કીધેલાં પાપી કામથી તેને વાકેફ કરી તેનો કાંઈ એલાજ તેનેથી માગવા લાગ્યો.

તે બુઢાએ થોડોવાર વીચાર કરીને તેને જવાબ આપ્યો કે—"એનો ઉપાય એજ છે કે તું કોઈ જવાન પરદેશીને લલચાવીને તારાં ઘરમાં લેઈ જા, અને તેનેબી મારી નાખ, અને પછી જાહેરમાં આવીને બુમ પાડ કે તેં તારી બાએડીને એક પરદેશી સાથે બદફેલી કરતાં પકડી છે, અને તેથી તે તેઓ બન્નેને મારી નાખ્યાં છે. એમ કીધાથીજ તું પોતાને ફાંસી જતો બચાંવી શકશે." એ મુજબની પલીદ સલાહ આપીને તે કંગાલ બુઢો ત્યાંથી ચાલી ગયો.

એ તેના કહયા મુજબ અમલ કરવાને આબીદબી રસ્તામાજ ઉભો રહયો; અને થોડેવારે પરદેશી જેવા દીસતા એક જવાન શખસને ત્યાંથી ચાલી જતો જોઈ તે સલામ કરીને તેની પાસે જઇને બોલ્યો કે—"જવાન મરદ મારે ત્યાં આજે ઘણો સરશ સુફરો બીછાવ્યો છે, માટે જરા આવીને જમી જવાની મેહેરબાની કર." એ ઉપરાંત બીજાબી ઘણા કાલાવાલા તેને કીધા, અને અંતે તે જવાનને પોતાની મરજી ઉપરાંત તેની સાથે જવાની ફરજ પડી. તેને ઘરમાં લઇ જઈને તે ચંડાલે ચોકસ તદબીરથી તેનેબી ઠાર કીધો અને તેનું મુરદું પેલી બાપડી ઓરતની પાસેજ મુકીને પાછો રસ્તા ઉપર લોકોને ખબર આપવા તે ગયો.

રસ્તા ઉપર તેને ખોજા હસન પાછો મલ્યો, એટલે—"ઓ દાનેશમંદ બુઢા! મેં તારા કહયા મુજબ કેમ અમલ કીધો છે તે તું જરા આવીને જો."—એમ કહી તે તેને ઘરમાં લઇ ગયો. પણ ત્યાં જતાંવાર તે કમબખ્ત બુઢો જોય શું, કે તેનો પોતાનોજ બેટો ત્યાં કપાઇને પડેલો! એ દેખાવથી તેના તો હોંશ ઉડી ગયા, અને ગમની એક ભયંકર બરાડ મારી તે જમીન ઉપર પછડાઇ પડયો.

હવે એ બન્ને ખુનો થયલાં એક પડોશીએ પોતાની બારી-

વાટે જોયાં હતાં, અને તેને તુરત જઇને પોલીસને ખબર આપવાથી, તેઓ હવે તે આબીદનાં ઘરમાં ચહડી આવ્યા, અને ત્યાં સઘલો ભયંકર દેખાવ તેમની નજરે પડયો.

નાપાક આબીદને તો ત્યાંના ન્યાયધીસે ફાંસીની સીક્ષા કરી; પણ તે બુરી સલ્લા આપનાર ખોજા હસનને તો તેની લાયક સજાએ ખુદરતના હાતેજ પુગેલો જોઈ, લોકોએ તેને વધારે હેરાન કરવાનું દરૂસ્ત વીચાર્યું નહી.

એક જાની દોસ્તને તેની મુશકેલીના વખતમાં મદદ કરવાનો અને તેને ભલી સલ્લા આપવાનો તો આપણો ધર્મ છે; પણ જ્યારે નામોશી અને ફજીયેત તેમજ ગુનાહ ભરેલી સલ્લા આપવાનીબી હુલડાઇ કોઇ શખસ કરે છે ત્યારે તે અંતે પેલાને તેમજ પોતાનેબી ગમ અને માહેતમના ખાડામાં હોમાવે છે.

# છુપો ઠપકો.

વેલાતનો 'સ્ટર્ન' નામનો એક ગ્રંથકાર પોતાની બાએડી સાથે અતીઘણું ઘાતકીપણુંથી વર્તતો હતો. તે એક વેલા ખેલાડી 'ગેરીક' સાથે વાત કરતો હતો ત્યારે ઘણુંજ ડાહપણ અને ઘણીજ ભવાઈનાં ડોલે પરણેલી જીંદગીના પ્યાર અને મેહેરબાની અને વફાદારીની તારીફ કરતો બોલ્યો કે—"જે ખાવંદ પોતાની બાએડી સાથે ધતકીપણુંથી વર્તે, તેનું તો ઘરજ બલીને ભસ્મ થાય તો ભલું!" ગેરીક એ સાંભલીને હસ્યો, અને બોલ્યો કે—"અરે ભાઇ; જો એમજ હોય તો તું તારાં ઘરનો વીમો ઉતરાવી રાખજે."

# છોકરાનો ઇનિસાફ સરસ!

ગઝનીવાલા સુલતાન મહમદ સબક્તગીનના વખતમાં એક શખસ આઝરબઇઝનથી હીંદુસ્તાન સુધી મુસાફરી કરવા નીકલ્યો. જ્યારે તે 'ગઝની'માં આવી પુગયો ત્યારે ત્યાંની આબોહવા ઘણી ખુશ જોઇને તેને ત્યાંજ ફરીઠામ થવાનો ઠેડાવ કીધો. વેપારી કામોમાં તેને મોટો અનુભવ હોવાથી તેને દલાલીનો ધંધો કરવા માડયો, અને તેમાં તે ફતેહ મેલવીને તવંગરબી થયો, ત્યારે એક ખુબશુરત ઓરતને તેને પોતાના નેકાહમા લીધી. ધીમે ધીમે જ્યારે તેની દોલત અતીઘણી વધી ત્યારે તેને પોતાનો ધંધો લંબાવા માટે છેક હીંદુસ્તાનવેર જવાનો વીચાર કીધો, પણ ત્યારે પોતાની ઓરતને કોણુને ત્યાં મુકી જવી તેના અંદેશામા તે પડયો.

તે શેહેરનો કાજી પોતાની નેક ચાલ અને પરેહજગારી માટે જાણીતો હોવાથી તેને પોતાનાં મનમાં વીચાર્યું કે—"એના કરતાં વધારે લાયક શખસ મારી બાયડીને સવાધીનમાં આપવા માટે, મને બીજો કોઇ મલનાર નથી." એમ વીચારી તે તુરત પેલા કાજી પાસે ગયો, અને બોલ્યો કે—"બંદો આએ શેહેરનો એક વેપારી છે. અને મારી ખાહેશ છે કે મારી જુવાન બાએડી, કે જેણીની ખુબસુરતીની કેતાબમાંજ તેણીની નીતી અને સદગુણુનાં પાનાં બંધાયલાં છે, તેણીને તમારા ઘરમાં તમારી સંભાલટલે મુકી જાંઊં, કેમકે મારો વીચાર હીંદુસ્તાનની મુસાફરીએ જવાનો છે." તે કાજીએ તેની અરજ કબુલી, અને તેથી પેલો વેપારી એક વરસ વેરની ખરચીનો ઘટતો પૈશો બધો આગમચથી આપી જઇ પોતાની મુસાફરીએ નીકલ્યો.

લગભગ આખું વરસતો કાંઈબી બનાવ બનયા વગર ગુજરી ગયું, અને પેલી ઓરતબી પોતાની નીતી ને સભ્યતા જાલવીને આબરૂ અને ઇઝતમાં રહી. પણ એક દીવસે કાજીએ તેનો ઊઘાડો ચેહેરો જોવાથી તેણીની લેલીના જેવી ખુબસુરતી જોઇને તે તો દંગ થઈ ગયો, અને તેજ ઘડી તેણીને પોતાના અખત્યારમાં લેવાનો તેને કસદ કીધો, પણ તેણીની હંમેશની પાકદામાનીથી

તે જરા અચકયો. તોબી બીજે દીવસે જ્યારે તેનાં ઘર મધેનાં સઘ઼ળાંઓ બાહેર ગયલાં હતાં ત્યારે પોતાનો પાપી વીચાર પાર પાડવાનો ઠેડાવ કરી તે તેણીની પાસે ગયો, અને બોલ્યો કે—"ઓ ખુબ ચેહેરેની બાનુ, એ મુજબ મારેથી પરદેપોશ રેહેવાનું તુંને છાજતું નથી; કેમકે હીયાં કાંઇબી બેઅદબી થવાની તુંને ધાસ્તી રાખવી જોઈએ નહી. માટે બેશીકર તારો ચેહેરો મને દેખાડ, અને કાંઇ ખાવા પીવાનું હોય તે મેહેરબાની કરી લાવ કે તે વડે મને લાગેલી ભુખ હું મટાડું.

એ સાંભલીને તે ભોલી ઓરતે તો પોતાનો બુરખો ખીસાડયો, અને લાયેકીથી ખાવા પીવાનું લાવીને તેની સનમુખ મુકયું, અને પોતે એક બાજુપર જઈને ઉભી. તે જોઈને પેલો કાજી જે પોતાની સાથે કેફમાં નાખવાની ભુકી લઈ આવ્યો હતો, તે બોલ્યો કે—"બાનુ, તુંતો જાણુતી હશે કે આપણા ધરમમા લખ્યું છે કે કયામતને દહાડે ત્રણ જાતનાં માણુસોને બરતરફ કરવામાં આવશે; એક તો, જે એખલો ખાએ તેને; બીજો તો, જે એખલો સુવે તેને; અને ત્રાજો તો, જે એખલો મુસાફરી કરે તેને. માટે આજે હું એખલો ખાઈને પાપી બનું તે શુ તુંને પસંદ આવેછે, કે તું એમ દુર જઈને ઉભીછે? માટે આવ અને મારી સાથ જમવા સામેલ થા."

એ મુજબની ઘણીક બોહોંસથી આખરે આજેજ થઇને તે ઓરત તેની સામે બેસીને ખાવા લાગી, અને તે વેલા કાજીએ પેલી ભુકી તેણીના ખોરાકમાં ભેલવાથી, તેણીને થોડે વારે ચક્કર આવવા લાગ્યા, અને જેવી ઉઠવા ગઈ તેવીજ તેણી ભમરી ખાઈને નીચે પડી ગઈ. હવે કાજી પોતાની મતલબ પાર પાડવાના વીચારમાં હતો તેવામાં બાહેર ગડબડ થવાથી તેને જાણીયું કે તેના ઘરના માણુસો સઘલાં પાછાં ફરયાં છે હવે તેણીને થોડો વાર કયાં છુપાવી રાખવી તેના ગભરાતમાં તે હતો, તેવામાં તેને યાદ આવી કે, તેજ ઓરડામાં એક છુપું ભોયરૂં હતું, કે જે વીશે તેજ એખલો જાણીતો હતો. એ ભોયરાંમાં તેને તુરત તેણીને છુપાવી દીધી, અને તે ઉપર ગલીચો પાંથરીને તે પોતાની બાયડી છોકરાંને બાહેર લેવા ગયો. તેઓને જોતાંવાર ઢોંગ કરીને તેને બુમ પાડી પુછયું કે—"તમે એ રીતે ઘેર તદન ખાલી મુકીને કેમ ગયાં?"

તેની બાએડીએ ઉતર વાળ્યો કે—"હમે તો ઘેરની સંભાલ માટે પેલા વેપારીની બાએડીને મુકી ગયાં હતાં." "હું બે કલાક થયા ઘરમાં આવ્યોછું, અને મને તો કોઇ દેખાયું નથી; એવી પારકી ઓરત ઉપર તમે કેમ વીસવાશ રાખ્યો? એ તો કંઈ ચોરીને નાહસી ગઈ હશે."

એ સાંભલીને તેઓ સઘલાં અતીઘણા અજબ રહયાં, અને બોલ્યાં કે તે તો એવું કરે તેવી ઓરત નહી હતી, અને તે ગઈ કયાં? એવા વીચારમાં તેઓ સઘલાં હતાં તેવામાં ત્યાં પેલીનો ખાવંદ વેપારીબી મુસાફરી કરીને પાછો ફરેલો આવી લાગ્યો, અને પોતાની બાએડીને માટે કાજીને પુછવા લાગ્યો. "ભાઇ," કાજી બોલ્યો, "બે કલાક થયા તારી બાએડી હમુને કેહયા વગર કયે ચાલી ગઈ છે, અને હમે તેણીનો પત્તો મેલવી શકતાં નથી." "ઓ કાજી," વેપારી બોલ્યો, "એવા ઠઠા કરવાનો આંએ વખત નથી, માટે મને મારી બાએડી સાથે મેલવ." પણ કાજીએ જ્યારે સોગંદ ખાઈને કહ્યું કે, તે જે બોલ્યો હતો તે ખરીજ વાત હતી; ત્યારે તો વેપારીનો ગુસ્સો ઉભરી આવ્યો, અને તે બોલ્યો કે, તેની બાએડી એવું કરે તેવી હતીજ નહી, અને કાંઇ પણ દગો થવાનો તેનો મજબુત વેહેમ છે. એનો કાજીએ ગુસ્સામાં ઉત્તર વાળ્યો, અને તેથી તેઓ વચે મોટો જઘડો મચી રહયો; અને આખરે કાંઇબી સમજુતીપર તેઓ નહીજ આવી શકવાથી, વેપારી એકદમ સુલતાન સામે હાજર થયો, અને બોલ્યો કે—"ઓ બુલંદ મોભાના અને કીસમતના સુલતાન, આએ શેહેરના કાજીએ મને અતીઘણી ગેરઈનસાફી કરીને નુંકશાન પુગાડયું છે; માટે તું મારી મદદે પોંહોંચ!"

સુલતાને જવાબ દીધો કે—"તારી ફર્યાદ રજુ કર, કે મને ઇનસાફ કરવાને બની આવે." વેપારીએ જણાવ્યું કે—"મારી એક જવાન અને ખુબસુરત બાએડીને, હું જ્યારે હીંદુસ્તાનની મુસાફરીએ ગયો ત્યારે તે કાજીની સંભાલ તલે મુકી ગયો હતો; અને હવે જ્યારે પાછો આવીને હું તેણીને લેવા ગયો ત્યારે તે લુચ્ચાઈ કરીને તેણીને આપવા ના પાડે છે."

એ સાંભલી સુલતાને તુરત તે કાજીને પોતાની સામે બોલાવી મંગાવ્યો; પણ તે વીરો કાજી આગમચથી ચેટલો હોવાથી તેને

થોડાક લુચ્ચાઓને લાંચ આપીને શીખવી મુકયા હતા કે, . જ્યારે સુલતાન બોલાવે ત્યારે તેઓએ આવીને એવી સાક્ષી આપવી કે તેઓએ તે ઓરતને દાગીનાની પેટી લઈને ઘરની બાહેર નીકલી જતી જોઈ હતી. સુલતાનની સામે તે કાજીએબી તેજ મતલબનું જણાવ્યું, ત્યારે વેપારી બોલ્યો કે—"જેહાંપનાહ, મારી બાએડી એવી ચાલની હતીજ નહી; અને આએ કાજીનો એકબી બોલ હું માનતો નથી." એ સાંભલીને સુલતાને કાજીને પુછયું કે તેણીને બાહેર ગયલી કોઈ પડોશીઓએ જોઈ હોય તો તેઓને સાક્ષી બોલાવવા. કાજીએ તે મુજબ તુરતજ પેલા લોકોને ઉભા કીધા હતા, અને તેઓએ જ્યારે સોગંદ ખાઇને જણાવ્યું કે, તે ઓરતને તેઓએ નાહસી જતી નજરો નજર જોઈ હતી, ત્યારે સુલતાને તે વેપારીને કહયું કે—"કાજીએ પોતાના બોલવાના ટેકામાં સાખશીઓ બોલાવેલા હોવાથી, તારી ફર્યાદ ઉપર બીજું કસું ધ્યાણુ હું આપી શકતો નથી." એ સાંભલી વેપારી ત્યાંથી નીરાસ થઇને ચાલી ગયો.

હવે તે સુલતાનને દર રાતે છુપા લેબાસમાં શેહેરમાં ફરવાની આદત હતી, તે મુજબ તે રાતેબી તે ફરતો ફરતો એક બજાર આગલ જઈ પુગ્યો, અને ત્યાંની એક દુકાન આગલ થોડાક છોકરાઓને રાજાને તેના વજીરની રમત રમતાં જોયા. એક છોકરો રાજા અને બીજો તેનો વજીર બન્યો હતો. રાજા બોલ્યો કે— "હું રાજા થયોછું, માટે તમો સઘલાઓએ મારી તાબેદારીમાં રેહેવું, અને નાફરમાન થવું નહી." એ સાંભલી એક છોકરો બોલ્યો કે—"જો તું આપણા સુલતાન મહમદ જેવા બેઇનસાફી ચુકાદા આપશે તો, હમે તુંને ઉઠાડી મેલશું." "સુલતાન મહમદે શું બેઈનસાફી કીધી છે?" "આજેજ એક વેપારી પોતાની બાયડીને લગતી એક ફર્યાદ સુલતાન હજુર લઇ ગયો હતો," છોકરો બોલ્યો, "અને તેમાં તેને એવું કહયું હતું કે, કાજી તેની બાએડીને છુપાવી રાખીને જુઠું બોલે છે. પણ કાજીએ જ્યારે પોતે લાંચ આપેલા સાક્ષીઓ ઉભા કીધા ત્યારે સુલતાને તેઓના બોલવાને આધારે કાજીનું કહયું ખરૂં માનીયું, અને પેલા વેપારીનો કજીયો ઉરાડી નાખ્યો. ઈનસાફ કરનારાઓ પોતે ખરાં ખોટાં પારખવાની શકતી ધરાવે નહી, એ કેવા અફસોસની વાત છે! જો

સુલતાનની જગાએ હું હતે તો, કાજીના સાક્ષીઓનાં સાચાં જુઠાંને સેહેજમાં પકડી આપતે."

જ્યારે સુલતાને તે છોકરાના એવા બોલો સાંભલ્યા ત્યારે તે અતીઘણો અંદેશામાં પડીને પોતાના મેહેલમાં પાછો ફર્યો અને સહવાર પડતાંવાર તેને પેલા છોકરાને બોલાવી મંગાવ્યો. તે આવ્યો ત્યારે પોતાની પાસે બેસાડી સુલતાને તેને કહયું કે—"છોકરા, આજે તું મારો મદદગાર થજે, અને જેબી સાક્ષીઓ તારી સામે આવે તેઓની તારી મરજી મુજબ તું તપાસ કરજે." એ પછી તેને પેલા વેપારીને તેમજ કાજીનેબી પાછા બોલાવ્યા. વેપારી તો દરબારમાં આવીને એક બાજુએ ઉભો રહયો; પણ કાજી તો પોતાના ઓધ્ધાની રૂહે બેસવા ગયો તે જોઇ છોકરો બોલ્યો કે—"કાજી સાહેબ? તમો આતલાં વરસો થયાં દરબારમાં બેસોછો તો તમોએ જાણવું જોઇએ કે વાદી તેમજ પરતીવાદી હમેશ અદાલતમાં એકસરખા ગણાય છે, માટે આએ મુકદમામાં તમેબી પરતીવાદી હોવાથી જેમ વાદી ઊભો રહયો છે, તેમજ તમોનેબી ઉભુંજ રેહેવું. તમે જ્યારે કાજી તરીકે તમારી દરબારમાં બેસો ત્યારેજ તમે બેસજો; હાલ તો ત્યાં ઉભા રેહો." એ સાંભલી કાજી એક બાજુપર જઇ ઉભો, અને જ્યારે છોકરાએ તેના સાક્ષીઓ બોલાવાનો હુકમ આપ્યો ત્યારે તેને પેલાજ સખશોને ત્યાં હાજર કીધા.

તેઓમાના એકને છોકરાએ પાસે બોલાવીને પુછયું કે—"તેં તે ઓરતને જોઈ છે," તેને હાનો જવાબ દીધાથી, છોકરાએ પુછયું કે તેણી કેવી હતી તેનું બયાન આપ. એ સાંભલી તે શખસે જે ધ્યાણમાં આવ્યું તેવું ખોટું બયાન તેણીના દેખાવને લગતું આપ્યું. એ બાદ બીજો સાક્ષી આવ્યો તેને વલી પોતાનું કાંઈ જુદુંજ બયાન આપ્યું. પછી જેટલા આવ્યા તેટલાઓએ એકેકથી ઉલટી જુબાની આપી; અને અંતે તે સઘલાઓને સાથે ઉભા રાખી તે તેઓની હેરફેર જુબાની સઘલી વાંચી ગયો; અને પછી બોલ્યો કે—"ઓ ખોદાને ભુલેલા કંગાલો તમો સઘલાઓએ જુઠી જુબાની આપી છે. સીપાહીઓ, એ લોકને ખુબ રવેશે મારો કે સઘલી ખરી વાત એઓ માની દે! પણ તે સઘલા ઠીચકારાઓએ જ્યારે મારની વાત સાંભલી, ત્યારે તેઓ-

એ એકદમ કબુલી દીધું કે તેઓને કાજીએ લાંચ આપીને જુઠા ઉભા કીધા હતા; અને તેથી આખરે કાજીનેબી પોતાના ગુનાહ-નો એકરાર કરવો પડયો.

બાપડો વેપારી સેવટે પોતાની બાયદી મેલવવા ફતેહ પાંમેઓ અને સુલતાન પેલા છોકરાની ચાલાકીથી એટલો ખુશ થયો કે તેની જીંદગી સુધી પોતાની મેહરબાની તલે રાખીને બુલંદ ઓધ્ધાઓનો ધણી બનાવેઓ. કાજી અને તેના સાથીઓ પોતાના લાએક સજાએ પુગા.

# કેવો બાપડો ભોલો!



નેપોલીઅનનો એક લેહેરી સોલજર એક વેલા એક ગામડાં-માંથી સાંજની વેલા એક નાધલું ડુક્કર તફડાવી લાવીને, અને તેને એક દોરીવડે પોતાના પટા સાથે બાંધીને છાવણી તરફ ખેંચી જતો હતો, તેવામાં માઠાં ભાયગે નેપોલીઅનજ તેને સામેથી આવતો મલ્યો. સોલજરે તો ઉભો રહીને વગર ધાસ્તીએ પોતાની લશકરી સલામ કીધી. પણ નેપોલીઅને તો પેલું ડુક્કર જોયું એટલે તે બોલ્યો—"લુટારા લુચ્ચા. આએ ડુક્કર તેં કયાંથી પીટીયુ?" "સરદાર સાહેબ, ડુક્કર શું અને વાત શું?" તદન ભોલાઇનો દેખાવ દેઇ સોલજરે પાછું પુછયું." "પેલું, જે તેં પછવાડે બાં-ધ્યું છે તે. લુચ્ચા, એ હીમ્મત તું શું લગાવે છે?" "અરરર, મેહેરબાન સરદાર," તે નફટ સોલજરે, તદન ભોલોભટાક દેખાઇને ઉતર વાલ્યો કે, "કેવી લુચ્ચી અને પાપી દુનીયામાં આપણે વશીએ છીએ! અને ગરીબ માણુસોને ફસાવાની અને તેમની આબરૂનું સત્યાનાશ વાલવાની લુચ્ચાં માણુસો કેવાં કાવત્રાં કરે છે! કોઇ ઘણુંજ નાપાક દગલબાજે મને હેરાન કરવા માટેજ આ હેવાનને મારી કમરે બાંધી દીધું છે; બાકી એને હું શું કરનાર હતો?"

# ઇનસાન ચાહે શું અને ખોદા કરે શું.



બગદાદ શેહરમાં એક મોચી રેહતો હતો જેનું નામ કાસમ હતું તથા તેની ઓરતનું નામ ચાંદબી હતું, આ કુટુંબની હાલત જો કે ઘણી મુશ્કેલીસ હતી, તોપણ બીચારો કાસમ પોતાના ધંધામાં મશગુલ રહી પોતાનું ઘર ચલાવતો હતો, તથા પોતાની લાયકાતથી તેને ઓળખાણ પણ સારી હતી; પણ ચાંદબી એક ઘણાજ હલકા વીચારની, હુજતી, ફાંકડી અને શોકીન સ્ત્રી હતી.

હવે આ શેહરની દરબારમાં એક નજુમી હતો તેની સ્ત્રીમાં પણ ચાંદબીના જેવીજ ખાશીયતો હતી. ફરક માત્ર એટલોજ કે નજુમીની ઓરત સરવે વાતે સુખી હતી, અને ચાંદબી બચારી ગરીબ ભરથારને વશ પડવાથી પોતાના સઘલા શોખો પુરા પાડવાને અશકત હતી, એટલું છતાં તેણીની ખાશીયતે તેણીને ઉશકેરી, જેથી તેણીએ પોતાના ધણીને સમજાવ્યો કે "જો પેલા નજુમીની ઓરત કેવી સુખી છે તથા સોભીતા પોશાકથી કેવી દીપેછે, માટે તું પણ નજુમી થાય તો હું પણ તેણીની બરાબરી કરી શકું તથા તારૂં પણ સઘલું દલદર ફીટી જાય."

કાસમ—અરે હું મોચી તે મોચીજ ! મારાથી નજુમી કેમ થવાય, મને પુરા દહાડા ગણતાં નથી આવડતું તો હું ફાલ શી રીતે જોઈ શકું.

ચાંદબી—એમાં શું મુશકેલી છે, આસતે આસતે સૌ આવડશે, શું સઘલાંઓ આ દુન્યામાં શીખીનેજ આવેછે ?

કાસમ—ગરીબના નસીબજ ગરીબ, હું નજુમી થવશ, તોપણ તેથી પણ મારો સુકરવાર થનાર નથી, માટે આજ હાલત પર સુકરાનાં કરી રેહવામાંજ ખોદા રાજીછે.

પણ બીચારા કાસમનું ચાંદબીની હુજત આગલ કંઈજ ચાલ્યું નહી, અને આખરે તેને બાપીકો ધંધો છોડી દેવાની ફરજ પડી, અને અંતે આપણો કાસમ મોચી કાસમ નજુમી બની ગયો.

હવે તે વીચારમાં પડયો કે ઘરાકી કેમ વધારવી. વીચાર કરતાં તેને તદબીર સુજી કે શેહેરમાં જઇને જ્યાં લોકોની આવ

જાવ વધારે હોય ત્યાં બેશીને પાસા ફેંકયા કરૂં પછી જે બને તે ખરૂં. આટલો વીચાર કરી આપણા નજુમી પાસા ખખડાવતો એક જગોપર આવી બેઠા. આસપાસ લોક ભેગું થયું ને પુછવા લાગ્યું કે ભાઇ તું કોણ છે. આપણા નજુમીએ ભપકામાં જવાબ દીધો કે "મેં અરબસ્તાનકા નજુમી હું ઓર ઈદર ફીરતે ફીરતે આયે હે." લોકો સમજ્યાં કે જ્યારે અરબસ્તાનવેરથી અહીયાં આવીયો ત્યારે તો એનામાં સારૂં ભંડોલ હોશે.

હવે એતેફાક એવો બન્યો કે તે શેહેરના કોઇ વેપારીને ત્યાંની તીજોરીમાંથી કોઈ દાગીનો ચોરાયો હશે તે ત્યાં આવી લાગ્યો; અને આવી રીતની વાતચીત સાંભલી પુછવા લાગ્યો કે "હજરત હમારા માલ ગયા ઓ મીલેગા, ઓર ઉસકા જો પતા મીલાએગા તો તુમારા નામ હોગા."

કાસમ બીચારો ધભરાયો કે હવે શું તદબીર કરૂં—હજારો આદમી વચ્ચે હાડકાં ભાગવાનો સોદો છે, આવા વીચારમાં તે ધભરાતમાંજ બોલ્યો કે "ઓરત ઓરત તેંજ સત્યાનાસ વાલ્યું." એમ બોલી પોતાની ઓરતને સરાપ દીધા, પેલો વેપારી કાંઈ સમજ્યો નહી અને ત્યાંથી ફફડીને દરબાર તરફ ચાલ્યો, કે એને દરબારમાં ધસડીને એના ઘોંગ ઉઘાડા પાડું. બીજી ગમ પેલા વેપારીની ઓરત ફરતી ફરતી ત્યાં આવી લાગી હતી તેણી ઉપલા બોલો સાંભલી ધભરાઈ ગઇ અને આપણા નજુમી હજુર આવી પગે પડી અને બોલી કે, હજરત મારો આ ગુનાહ માફ કરી મારે બદલે કંઇ બીજું નામ કહોતો સારૂં કારણકે મારા ધણીની મેંજ ચોરી કીધી છે અને તમે તે પારખી શકયા છો. માટે મારો બચાવ પણ તમારેજ હાથ છે.

આપણા નજુમીને તો એવુંજ જોઇતું હતું, તોપણ ભવાં ચઢાવી બોલ્યા કે "નારે એમ કાંઇ બને કે, મારી નજુમના કલામ મુજબ મારે ચાલવુંજ જોઇએ." આથી પેલી ઓરતે કેટલુંક નજરાણું આગલ ધર્યું જે પર નજુમી સાહેબે સુકર ઇલાહી કરી કહ્યું કે શીતાબ જા અને તે દાગીનો તારા ધણીના બીછાંણાપર તકીયા તલે મેલી દે. જેવી પેલી ઓરત ગેઇ કે દરબારના સીપાઇએ સાથ પેલો વેપારી આવી લાગ્યો તે જોઇ પેલો નજુમી હીંમતથી બોલ્યો કે, ભાઈ મારી સચાઇપર તારે ખાતરી કરવી હોયતો તાર

ઘરમાં જા અને બીછાંણા પર તકીયા તલે જો. પેલો વેપારી જઇને જોયચ તો ખરેખર પેલો દાગીનો તકીયા તલેજ છે. આથી તે ખુશી સાથ પાછો આવી પેલા નજુમીને શાબાસી આપી તેને કાંઇક ઇનામ આપી માફ માગવા લાગ્યો કે જે તે નજુમી સાહેબે આનાકાનીથી સઘલું રાખ્યું અને સઘલા જન છુટા પડયા, તથા આપણા નજુમીએ ઘરમાં આવી જે કાંઈ કમાઈ લાવ્યા તે ચાંદબીના હાથમાં આપ્યું ને બોલ્યા કે, આજે તો બચીગો પણ હવે કોઇ દાહડો એવો ધંધો કરવા મોકલતી ના: પણ તેનું આ બોલવું ફોકટ હતું કેમકે ચાંદબીની હુજત આગલ તેનું કાંઇ ચાલ્યું નહી, માટે બીચારાને પેલા પાસા લઇ રોજ ઘેરમાંથી બાહેર નીકલવું પડે.

એક દાહડાને સમે નજુમી સાહેબ બેઠા હતા ત્યાં એક ઓરત ઘણીજ ઉતાવલમાં આવી પુછવા લાગી કે સાહેબ મારા ઘરમાંથી મારો હાર કોઇ ચોરી ગયુંછે, માટે મેહરબાની કરી કેહસો કે તે કોણે લીધો. આટલું સાંભલતાં બીચારો નજુમી તો પાછો વીચારમાં પડ્યો પણ કાંઇ તદબીર સુજી નહી; પણ એટલામાં તેણી નજર તે ઓરતના બુરખાનો છેડો જે ભોંયપર રોડાઈને પાસેના એક પાંણીનાં ખબોચ્યામાં ભીંજાતો હતો તે પર પડી, તે ઉપરથી તે બોલ્યો કે "બાઈ તારો બુરખો સંભાલ."

આટલું સાંભલતાંજ પેલી ઓરતને યાદ આવી ગયું કે હા નજુમી ખરોછે, તે હાર તો મેં મારા બુરખામાંજ વીટાલી કબટમાં મુકયો હતો, આ ઉપરથી તે તેનો ઉપકાર માની તથા કાંઇક બક્ષેશ આપી ત્યાંથી ચાલી ગઇ.

આવી રીતે આપણા નજુમી તો ગામમાં વખણાઈ ગયા. સૌ કોઈ કેહવા લાગ્યાં કે આખા બગદાદમાં કાસમ જેવો નજુમી મલવો મુશકેલ છે, કેમકે કાસમજીની બગદાદના એક છેડાથી તે બીજા છેડા સુધી વાખવાખી થવા લાગી, આ જોઇ ચાંદબી પણ ઘણી હરખાવા લાગી પણ બીચારીને ખબર નહી કે "ઇનસાન ચાહે શું અને ખોદા કરે શું."

આવી રીતે આ કુટુંબ સુખ ચેનથી પોતાનો વખત ગુજારવા લાગ્યું, પણ ચાંદબીનો લોભ હજુર પુરો થયો નહીં, તેથી મીઆંજી એક બે દાહડાના ઘેરમાં બેઠેલા હતા, તેમને પાછા ઘરમાંથી બહાર કાહડયા પણ બીચારા કાસમજી હજુરતો જઈને પુરા

બેઠા નહી કે તેવણુને તો દરબાર તરફનું તેડું આવ્યું. કેમકે બગદાદના શેહનશાહની અસરફી ચોરાઇ ગઇ હશે, અને તેનો ચોર મલી ન શકયાથી સેહેનશાહને દરબારીઓએ ખબર કીધી કે હાલ આપણા શેહેરમાં એક નવો નજુમી આવેલો છે તે ઘણો હુશીયાર છે અને તેજ આ ચોરીનો પત્તો મેલવીં આપશે. આ ઊપરથી પેલાં માણસો તેને લેવા આવ્યાં હતાં, જેમાં એકતો શેહનશાહનો નજુમી હતો તેણે આપણા નજુમીને ઘણાએ સમજાવ્યો, પણ તે એટલુંજ બોલતો કે ભાઇ તું તો નજુમી છે, અને હું તો કશુંએ જાણુતો નથી. પણુ તેને આખરે જવાની ફરજ પડી. જેવો તે દબારમાં આવ્યો કે શેહનશાહએ તેને માન આપી બેસાડયો અને બોલ્યો કે, નજુમી સાહેબ મારા ખજાનામાંથી અસરફીની ૪૦ પેટીઓ ચોરાઈ છે માટે તેનો પત્તો મેલવી આપશો તો તમો સુખી થસો નહી તો તમારૂં સર ધરથી છુટું પાડવામાં આવશે.

આ ઉપરથી કાસમ બોલ્યો, સાહેબ એ ચાલીસ ચોરોનું કામ છે માટે મને જો ચાલીશ દહાડાની મેહતલ આપો તો હું એ ચોરો પકડી આપું.

શેહેનશાહે ઉપર મુજબની મેહતલ આપી અને નજુમી ઘેરમાં આવી ચાંદબીને કેહવા લાગ્યો કે હવે કમબકતીનો દહાડો નજીક આવ્યો; ચાલીસ દહાડામાં જો શેહેનશાહના ચોરો નહી પકડાશે તો મારો જીવ લીધામાં આલશે. પણુ હાલતો મને ચાલીસ દહાડા પુરતા ગણુતાં આવડતા નથી માટે તું થોડો ખજુર લાવ અને તેમાંથી રોજ હું એકેક પેશી ખાઇશ અને તેના ઠલીઆ એકઠા કરીશ.

હવે બીજી ગમ પેલા ચોરોને ખબર પડી કે શેહેનશાહએ આપણુને પકડવાનું કામ કાસમ નજુમીને સોપ્યું છે. માટે રાતના એના ઘરના છાપરાંપર જઇ એ શું કરેછે તે તપાશવું. રાત થઇ અને પેલા ચોરો માહેલો એક કાસમનાં છાપરાં ઉપર આવી નલીયાં ખસાડી જોવા લાગ્યો એટલામાં કામમે ખજુર ખાધો હશે તેનો ઠલીયો થુકી ચાંદબીને કેહવા લાગ્યો કે "લેજે આજે એક થયો." પેલો ચોર સમજયો કે એ ખરોજ નજુમી, એને મને ઓલખ્યો. હવે પેલો ચોર ત્યાંથી ચાલી ગયો અને જે બન્યું હતું તે પોતાના સાથીઓને કહયું ત્યારે બીજે દહાડે બીજો ચોર

પોતાની ખાતરી કરવા આવ્યો, અને તે પણ છાપરાં પર ભરાઇ બેઠો. હવે આની ગમ કાસમજીએ બીજે દહાડેની બીજી પેશી બાંધી હશે, તેનો ઠલીયો થુકી ચાંદબીને કહયું કે "લે જો આજે બે તો થયા." પેલા ચોરની પણ ખાતરી થઈ, તોપણ સઘલાવો પોતાની ખાતરી કરવા રોજ આવતા હતા. એમ કરતાં ચાલીશમે દહાડે ચાલીશમો ચોર આવ્યો ત્યારે કાસમજી ઠલીયો થુકી બોલ્યા કે, "લે જો આજે ચાલીસ પુરા થયા કાલે કમબખતી (પોતાનીજ કમબખતી વીશે બોલ્યો.) પેલો ચોર લાગલો ત્યાંથી ઉતરી ગયો. અને પોતાના સાથીઓને કહયું કે આજે તો એ એમ પણ બોલ્યો કે કાલે કમબખ્તી, માટે આપણી પાસથી માલ એ જશે, અને જીવ એ જશે, તેથી કોઈ તદબીરથી એને સમજાવવો જોઇએ. આવા વીચારમાં તેઓ બામદાદ થવા આગમચ કાસમના ઘર તરફ ચાલ્યા.

જેવા તેઓ તેના ઘર આગલ આવી લાગ્યા તેવાજ તેના બારણાં ઠોકી કેહવા લાગ્યા કે કાસમ કાસમ બારણાં ઊઘાડ.

કાસમ સમજ્યો કે દરબારના માણસો હશે તેથી ઘભરાઇને જવાબ દીધો કે ભાઈ હમણા નહી—હમણા તો જાવો—તમો કોણ છો તે હું જાણું છું, તથા શું કામ આવ્યા તે પણ હું જાણું છું.

પેલા ચોરો સમજ્યા કે એણે આપણને ઓલખ્યા. તે પરથી તેઓ કરગરીને કેહવા લાગ્યા કે ભાઇ કાસમ તારૂં નજુમ ખરૂં છે. તેં હમારી મતલબ જાણી છે ત્યારે તો હવે હમારી ઉપર મેહરબાની કર. હમારો બચાવ કર, પાદશાહની અસરફી હમારી પાસ સલામત છે.

અસરફીનું નામ સાંભલતાંજ કાસમ નજુમી પામી ગયો કે આ તો ચોરો છે, તેથી ભપકામાંજ જવાબ દીધો કે જાવો તમારૂં અહીં શું કામ છે.

આ પછી ચોરોએ કેટલાક કાલાવાલા કરવાથી બારણું ઊઘાડયું, અને તેમને અંદર લીધા, અને તેમને કહયું તમોએ ઘણું ખરાબ કામ કરયું છે અને હવે તમોને તે ભોગવવું પડશે.

ચોરો—નજુમી સાહેબ કોઇબી રીતે હમુને ઉગારવાનો ઉપાય (કેટલુંક નજરાણું આગલ મુકીને) બતાવો હમારૂં મરણ જીવન તમારેજ હાથ છે.

નજુમી—( મનમાં હરખાઇને ) ઠીક છે, પણ તમુને સઘલો ખજાંનો તો શેહનશાહને સવાધીન કરવો પડશે, માટે સેતાબ અંહીથી જાઓ અને તે સઘલી પેટીઓ શેહેર બાહાર નીકલતાં જે એક મોટું વડનું ઝાડ છે, તેની નીચે દાતી દો.

પેલા ચોરો ત્યાંથી રજા લઇને તુરત નીકલી પડયા, અને નજુમીના ફરમાવ્યા મુજબ સઘલું કરી નાખી પોતાને મકાને જઇ બેઠા.

પણ હવે આનીગમ ચોરોની ખુશાલી છોરી દઈ આપણા નજુમીના ઘરની ખુશાલી તરફ નીહાલીએ.

કાસમ જે બીચારો ચાલીશ દહાડા પુરા થવાની ધાસ્તીથી આખી રાત ઊંઘ ન આવવાથી કંટાલી ગયો હતો, તથા બીજી ગમથી પોતાના મોહોતની ધાસ્તીને લીધે ધાભરો બની ગયો હતો તે પેલા ચોરોના જવા પછી ઘણોજ હરખાવા લાગ્યો, તથા પેલું નજરાણું લઇ ચાંદબી આગલ ગયો, અને સઘલા હેવાલથી તેણીને વાકેફ કીધી.

આ સાંભલી ચાંદબી ઘણીજ ખુશ થઈ અને મનસે કેહવા લાગી કે “હવે મારૂં ધારેલું સુખ ભોગવવાનો વખત આવ્યોછે— મારી સઘલી મુરાદો પાર પડીછે—આજે દરબારમાં મારા ધણીને મોટું ઇનામ મલશે, કે જેથી હમારૂં હમેશનું દુઃખ તલી જશે.

હવે બામદાદનો વખત વહી ગીયો છે, તથા સુર્યની રોશનીથી સઘલે ઠેકાણે ઝગઝગાટ થઇ રહયો છે, તથા નજુમી સાહેબ પણ દરબારના તેડાંની વાટ જોતા બેઠા છે, એટલામાં દરબારના માણસો આવી લાગ્યાં, અને તેમના સરદારે નજુમી આગલ આવી શેહેનશાહનો હુકમ કહી સંભલાવ્યો. જેનો નજુમીએ ભપકામાંજ જવાબ દીધો કે ના, હમણા નહી, હું મારા વખતેજ આવીશ. જે સાંભલી પેલાં માણસો ચાલતાં થયાં. પછી નજુમી પોતાનો નાસ્તો ખાઈ દરબાર તરફ ચાલ્યા, તથા દરબારમાં આવી શેહનશાહને કુનસ બજાવી, પોતાને માટે તૈયાર રાખેલી જગો પર બેઠા. પછી શેહનશાહે પુછ્યું કેમ નજુમી ચોરીનો કાંઇ પતો મલ્યો છે?

નજુમી—હા નામવર સાહેબ.

શેહેનશાહ—શું પત્તો લાવ્યાચ?

નજુમી—ચોર અને અસરફી.

શેહેનશાહ—તે કયાં છે ?

નજુમી—એ એમાંથી એકજ મલશે માટે અસરફી જોઈએચ કે ચોર.

શેહેનશાહ—( મનમાં ચોરો મલવાથી તથા તેમને સજા કરવાથી કાંઇ ગયલી દોલત પાછી મલશે નહી, માટે દોલતજ માગું. વલી ચોરો માગશ તો વખતે કોઈ નીરદોષને બતાવશે તો તે નાહકના મારયા જશે. ) તેથી તે બોલ્યો કે—અસરફી.

નજુમી—આ શેહેરથી થોડે દુર એક જંગલ છે, જયાં એક વડનું ઝાડ છે, ત્યાં ખોડી જોસો તો સઘલું મલશે.

આ ઉપરથી શેહેનશાહ દરબારીઓને તથા કેટલાક માણસોને લઇ તે જગાપર ગયો, તેમની સાથ આપણા નજુમી પણ ગયા. પેલાં વડના ઝાડ આગલ ગયા પછી નજુમીએ ત્યા ખોદવાનો હુકમ કીધો તથા પોતે પોતાની સલામતી માટે ખુદાની બંદગી કરવા બેઠો. જેપરથી શેહેનશાહ સમજ્યો કે એ પોતાના નજુમના કલામો ભણેછે.

હવે પેલાં માણસોએ હજુરતો એક ફુટબી ઊંડુ ખોડયું નહી એટલામાં પેટીઓ દેખાવા લાગી. સઘલી પેટીઓ બહાર કાહડી અને જોઈ તો તે સઘલી સલામત માલમ પડી જેપરથી શેહેનશાહ ઘણોજ ખુશ થયો, તથા દરબારમાં આવી તેને ઘણું માન આપ્યું, તથા તેને પોતાની છોકરી સાથ પરણાવ્યો. તથા શેહેનશાહને છોકરો ન હોવાથી ગાડીનો વારસ પણ તેનેજ ઠરાવ્યો. તથા ચાંદબી બચારી રખડતી રહી ગઇ. પોતાનાં ધણીના થોડાં સુખમાંજ પોતાનું સુખ સમાયલું હતું જે જતું રહેવાથી તેણીને ઉપલી કેહવત યાદ આવી કે "ઇનસાન ચાહે શું અને ખોદા કરે શું."

હવે કાસમ જે પેહલાં મોચી હતો જે પછી તે નજુમી થયો અને હવે તે શેહનશાહ થયો. તથા ચાંદબી જે બાદશાહી નજુમીની ઓરતની બરોબરની થવા ચાહતી હતી તે હવે તદન રખડતી થઈ.

થોડાંક વરસ પછી શેહેનશાહ મરી ગયો અને કાસમ ગાડીએ બેઠો. એના ગાડીપર બેસવા પછે, પાછી એકવાર બાદશાહી ખજાનામાં ચોરી થઇ, અને તેનો પત્તો મલી શકયો નહી; ત્યારે એના દરબારીઓ બોલ્યા કે સાહેબ આપજ નજુમી છો, માટે

આપ સીવાય એ ચોરીનો પત્તો મલવો મુશકેલ છે. આના જવાબમાં નજુમી સાહેબે પોતાપર વીટેલી વાતો તથા પોતે કરેલા ઢોંગ સઘલા જાહેર કીધા, જેપરથી સઘલા દરબારીઓ અજબ થવા લાગ્યા.

# લોભ અને જુલમનો અંત.

તબરીઝ શેહેરમાં એક શખસ રેહેતો હતો, કે જેની ચશ્મોના તારાએ રોશનીનો ઝલકાત ખોહી કીધો હતો. અને જેની હાલત આગલી ચઢતી ખોહી દેઇ પડતીમાં આવી પડી હતી. તેથી તેને ભીખ માગવાનું શરૂ કીધું હતું. અને પોતાનાજ જેવી હાલતના બીજાઓ સાથે શેહેરના મોહલ્લાઓમાં ભીખ માગતો ફરી તે એવી મતલબની કવીતા બોલતો હતો કે—"જેબી શખસ ઇનસાફના રસ્તાપરથી પોતાનું મોહડું ફેરવશે, તેની છાતી, દુખોના તીરો માટે એક નીશાન જેવી થશે."

એક દાહડે તે સરેસતા મુજબ એક વેપારીના ઘેર પાસે ગયો અને ત્યાં ઉપલા સખુણો બોલીને ભીખ માગવા લાગ્યો. તે તવંગર વેપારીએ તેને ભીખ આપીને ખુશતો કીધો, પણ પછી તેને પુછ્યું કે—"ઘણો વખત થયો હું તુને એજ મતલબના બોલો બોલતો સાંભલું છું, માટે મને તું હવે એમ બોલવાનો સબબ સમજાવ"

"મેહરબાન ને માયાલુ શેઠ," ભીખારી બોલ્યો, "મારી જીંદગીનો હેવાલ ઘણો દલગીરી ભર્યો અને મને દુખી કરે તેવો છે, પણ તોબી જો તે સાંભલવાની તમારી ખુશીજ છે તો સાંભલો. ડેમાસકસની નજદીકના 'સીરીય' માં મારો જનમ થયો હતો. મારો બાપતો જુદી જુદી ચીજો વેચનારા ફેરીયાનો ધંધો કરતો હતો, પણ તે ધંધામાંબી હમેશાં તે સચાઈ અને પ્રમાણીકપણાથી ચાલતો રેહવાથી ધીમે ધીમે તેની હાલત સુધરતી ગઇ; અને તેની ગરીબાઇનો અંધકાર આબાદીના દીવાનાં કીરણોથી એટલોતો નાબુદ થઈ ગયો કે અંતે તે એક જહવેરી થયો, અને એક વેલા 'બેહે-

રીન'ના અખાત તરફ મુસાફરી કરીને કીમતી મોતીઓનો મોટો જથ્થો તે પોતાની સાથે લેતો આવ્યો. એ મોતીઓના વેપારમાં તો તેણે મોટો નફો મેલવ્યો, અને આખરે તે દેશમાં સઉથી તવંગર વેપારી તે ગણાવા લાગ્યો.

પણ તેવામાતો તેની જીંદગીની દોરી તુટી ગઇ, અને તેનાં મરણ બાદ તેની ગંજાવર દોલતનો તો હું એખલો માલેક થયો, પણ તેની સચાઈ અને દયાનતદારીનો વારશો મેં મેલવ્યો નહી. હું તો અતી ઘણો લોભી અને લાલચુ થયો, અને દરેક રીતના કામ કાજમા લુચાઇ અને દગાને મારો ભાગ્યો કરતો રહયો.

એક દહાડે સહવારના દુકાન ઉગાડીને હું બેઠો હતો. ત્યારે એક બેસીકલ જેવો શખસ મારી પાસે આવ્યો કે જેનાં મોહડાં પરનાં તંદરૈસ્તીનાં નુરને ગરીબાઈના હમલાએ લુટી લીધું હતું. મારી પાશે બેસીને ઓદા ને દુવા દેઇ તે બોલ્યો કે—"ઓ જુવાન માણુસ ! હું એક વેલા અતીઘણો તવંગર હતો, પણ નસીબના અંચીતા ફેરફારથી હાલ હું ઘણી બતંગ હાલતમાં આવી પડયો છું. ફકત આએ કીમતી મોતી સીવાય મારી પાસે બીજું કસું રહ્યું નથી; અને મારી હાજત પુરી પાડવા માટે એ મોતી વેચવાં હું ત્યાં આવ્યો છું, કે જયાં સુધી આબાદીની લેહેરી પાછી મારી ઉપર ફુકવા માડે ત્યાં સુધી, એના ઉપજેલા પૈસા વડે મારૂં ગુજરાન કરૂં."

મેં તે મોતી તેના હાથમાંથી લઇને જોયું, અને તે એટલું તો સરસ મને જણાયું કે તેનું આબ અને જલેહ જોઇને હું તો છક થઇ ગયો. તોપણ હું તો લોભીજ ઘણો હતો, એટલે ઘણા તીરસકારથી તેની તરફ જોઈને હું બોલ્યો કે—

"આએ મોતી તું કહેછે તેવું કીમતી નથી; તોબી તારી ગરીબાઇ જોઇને તે ખરીદવાનુ મારૂં મન થાયછે, માટે બોલ, એની કીમત શું લેશે?"

"ભાઇ," તે શખસ બોલ્યો, "જો કે તું મને હમણાં આએ હાલતે જોય છે, તોપણ હુંબી એક વખત એવી માતબર હાલતમાં હતો કે એવાં એવાં ઘણાએક મોતીઓ તો મેં ભેટ કીધાં હતાં. તોબી તારી દુકાને હું આવ્યો છું તો જેબી કીમત તું મને આપશે તે લઇને હું રાજી થઇશ."

એમ બોલી તેણે પાછું તે મોતી મારા હાથમાં મુકયું; અને જોકે તેની અરધી અરધ કીમત આપવાતુબી મારૂં ઘણું મન થયું, તોપણ તેટલું આપતાંબી મારા લોભે મને અટકાવ્યો, અને માત્ર વીસ દેરમ મારી કોથલીમાંથી કાહડી મેં તેને આપ્યા. તેણે તેટલા પૈસાબી લીધા, અને એક હાય મારીને—"આએ દયા ને ઇનસાફ જોયો!"—એટલાજ બોલો બોલી તે ત્યાંથી ચાલી ગયો મને તો અતી ઘણી ખુશાલીજ ઉપજી હતી, કેમકે જે મોતી એક હજાર દેરમેબી સસતું ગણાય તે મોતીના મેં વીસ દેરમ આપ્યા હતા. તેથી હું તો મારી હુશીયારી માટે ઘણો મગરૂર થઈ રહયો હતો, અને એનો બદલો મને કેવો બુરો મલશે તેનો જરાબી સંદેહ મારા મનમાં રાખ્યો ન હતો.

એ પછી બે દીવસો વહી ગયા એટલે પરોઢીયાંમાં મેં મારી દુકાન ઉંગાડી, અને તે ગોઠવવામાં હું રોકાયલો હતો તેવામાં શેહેરનો કોઇ મોટો ઉમરાવ ઘોડાપર જવાનો અવાજ સાંભલવાથી, તે કોણ હતો તે જોવા મેં બારણાંબાહર ડોકું કાહડયું. પણ તે માહરૂં અંચીતુ ડોકું જોઇને તો તેનો ઘોડો ચોંકયો, અને તેના આચકાથી પેલો ઉમરાવ નીચે પટકાઇ પડીને મરણ પામ્યો. તેની પુઠે આવેલા સઘલા ચાકરોએ જોઈને મારી ઉપર તુટી પડયા, અને મને ખુબ તરેહથી માર મારીને બાંધીને મુસકાતાટ કીધો. બજારનાં લોકોબી સઘલાં મારી લોભી ને જુલમી ચાલથી મારી ઉપર ખીટેલાં, એટલે તેઓબી સઘલાં મારી વીરૂધ ગયાં, અને બોલવા લાગ્યા કે—"લુચા ને નાલાયક માણસોના હાતમાં દોલત આવે ત્યારે એવા અકસમાતો થવાજ જોઈએ."

એ મુજબનુ એટલું તો બોલાયું કે તેથી જાણે મેંજ તે ઉમરાવને મારી નાખ્યો હોય એવું ઠરયું, અને પોલીસનાં માણસો મને ડમાસકસના અમીર પાસે લેઇ ગયાં, કે જેબી એક લાલચુ ને લોભી માણસ હતો. અને જેનો દાંત મારી દોલત ઉપર અતી ઘણો લાગેલો હતો. તેથી પેહેલ્નાં તો તેણે મને ગરદન મારવાનોજ હુકમ આપ્યો; પણ પછી બીજાઓ વચે પડયા ત્યારે તેણે મને એક હજાર સુનાના ડીનારોનો દંડ ભરવાનો હુકમ આપ્યો. અને તેથી તો મારી દોલતમાં ભયંકાર ખાડો પડયો.

એ ખાડો પુરવાને માટે મેં વલી તરેહવાર યુકતીઓ અલા-

ધા માંડી, અને તેથી વલી હું આગલના કરતાં વધારેને વધારે લોભી બન્યો. એક દાહડે બે સુંદર પોશાકવાલી ઓરતો મારી દુકાન આગલ આવી, જેમાની એકના હાથમાં એક ધાવતું બાલક હતું, અને બીજીના હથામાં એક કંડીઓ હતો. પેલી બચાંવાલીએ થોડીક સુનાની અસરફી પોતાની થેલીમાંથી કાહડીને પેલી બીજી ઓરતને આપી, અને બોલી કે—" પેલા 'જલાલ' નામના વેપારી પાસથી આપણે ગેઇ કાલે જે ચીજો ખરીદી હતી તેના આએ પૈસા તેને આપી આવ; અને તેને કેહતીબી આવ કે લગન દસ દાહડામાં થવાનાંછે માટે તેને પેલાં બધાં જહવેરોબી બનતી ઉતાવલે દેખાડવા લેઈ આવવાં, તું જલદી પાછી આવજે, હું હ્યાંજ ખોટીછું."

એ સાંભલીને મારો લોભ ઉશકેરાયો, અને કોઇ બીજો વેપારી કમાય તેને બદલે આ તવંગર ઓરતોથી હુંજ કમાણી કરૂં એવા વીચારે પેલી એક સ્ત્રીના ગયા પછી મેં તે બચાંવાલીને કહ્યું કે— " નમનતાઈ અને સભ્યતાના જનાનાની ઓ બાનુ, તેં તારી સાથવાલીને કયાં મોકલીછે ?" તેણીએ જવાબ દીધો કે—"મારા એક તવંગર વેપારી શેઠને ત્યાં લગન છે માટે હમો તેનાં ઘરને લગતી ચીજો, કપડાં લતાં, જર જનસની ખરીદી કરવા નીકલ્યાં છીએ. કપડાં તો હમે ગઈ કાલે ખરીદીયાં, ને તેના પૈસાજ આપવા મેં પેલીને મોકલીછે, પણ દાગીનાનાં જહવેરો લાવવા માટે મેં તેને તાકીદે કેહેવાડયું છે." એ સાંભલીને મેં વીચાર્યુ કે જો એઓની સાથનુ કામ મારા હાથમાં આવે તો મને ખચીત મોટો તડાકો પડે. તેથી હું બોલ્યો કે—"માનવંત બાનુ, મારી પાસેબી ઘણાં જહવેરોનો ઢગલોછે. તેબી ઘણાં ઉંચા ને કીમતી છે. માટે જો રજા હોય તો તમારી પસંદગી માટે તે તમોને દેખાડું. મારા ભાવબી ઘણા કીફાયેત પડતા તમુને જણાશે. ને વલી તમોને પોતાનેબી કાંઈ ભેટોથી ખુશી કરવાને હું ચુકનાર નથી." તેણીએ જવાબ દીધો, કે "હમોને તો હમારી બાઇને માટે ખરીદી કરવીછે, તેથી તમે તમારાં જહવેરો દેખાડો જો તેમને તે પસંદ પડશે તો હું અલબત હયાંથીજ તે ખરીદીશ." એમ વાતચીત થતી હતી તેવામાં પેલી બીજી સ્ત્રીબી પાછી આવી લાગી, અને તેણીની સાથે થોડાવાર ધીમે અવાજે વાત કીધા બાદ, પેલીએ મને કહ્યું કે— " તમે તમારાં જહવેરો દેખાડો ! "

એક દાબડો જેમાં મેં મારાં સઘલાં કીમતી જહવેરો મુકયાં હતાં તે મેં તેઓની સામે લાવી મુકયો, અને તે દરેકની કીમત તેઓને જણાવી; વલી મેં પેલા ગરીબ શખસ પાસેથી ખરીદેલું મોતીબી તેઓને દેખાડયુ, અને તેની કીમત બે હજાર દેરમની જણાવી. "પણ હું કેમ કહી શકું કે મારી બાઇને એ માહેથી કીયાં ગમશે?" એમ બોલી તે ઓરતે પેલો દાબડો પાછો બંધ કીધો. અને એક કાગલ ઉપર કાંઇ લખીને, તે પાછી બોલી કે—"આએ મારી સાથે આવેલી બાઇ, એ બધાં લેઈ જઇને મારી સેઠાણીને દેખાડશે, ને તેટલાં હું આંહાં ઉભી રહીશ; તમારો કોઇ ધીસવાસુ ચાકરબી એની સાથે તમે મોકલસો તો બેહેતર." મેં તેમ કીધું; અને તેઓનાં પાછાં ફ્રરવાની વાર જોતો હું પેલી ઓરત સાથે દુકાન ઉપર બેસી રહયો.

એટલામાં બજારમાં બે શખસો વચે અંચીતી સખત મારામારી થઈ, તેઓ લોહીલુવાન થયા, લોકોનું મોટું ટોલુ ભેગું મલ્યું, અને પોલીસનાં માણુસો જ્યારે ત્યાં આવ્યાં ત્યારે તેઓ બીજા ઘણાઓને શાક્ષીઓ તરીકે પકડી ગયા, અને તેની સાથે મનેબી લેતા ગયા. મને ભારે ચીંતામાં પડેલો જોઇ તે ઓરત બોલી કે—"તમે દુકાનને માટે કાંઈ ચીંતા કરતા ના, હું બેસીને તેને સંભાલીશ." એ સાંભલી હું ગયો તો ખરો, પણ થોડાંક કદમ ચાલવા પછી રખેને તે ઓરત મને દગો દે તે વીચાર આવવાથી મેં મારા એક પડોશી દુકાનદારને બુમ પાડીને કહ્યું કે—"ભાઇ, પેલી ઓરત ઉપર નજર રાખજે!" પણ લોકોની ગડબડમાં તેતો કુથો એમ સમજયો કે તેની દુકાન સંભાલવા મેં તેને કહ્યું તેથી, તેને—"વારૂ કંઈ ફીકર નહી." એવો જવાબ મને આપ્યો.

સઘલા સાક્ષીઓ તપાસી રહયા હતા ત્યારે છેલ્લો હું તો અમીરને ઘેર મારી સાક્ષી આપવા જઈ પુગ્યો. પણ પેલી ઓરતોમાં અને મારા દાગીનાઓમાં ને જહવેરોમાં મારૂં મનતો એટલું ભરાયલુ હતું કે શું બોલવું ને શું નહી તે મને કાંઇ સુઝીયું નહી, અને તેથી મેં મારી શાક્ષી બીજાઓથી જુદી રીતની આપી. તે સાંભલીને તો પેલો અમીર ચીરડાયો, અને બોલ્યો કે—"આએજ પેલો નાપાક જહવેરી છે કે જેને પેલી વખત પેલા ઉમરાવનો જાન લીધો હતો?" તેના નોકરોએ હા નો જવાબ આપવાથી, તે બોલ્યો

કે—"તેથીજ એ એવી હેરફેર જુબાની આપેછે; માટે એવા નાલાયક લુચ્ચાને સખત બાંધી માર મારો!" પણ સારાં ભાગ્યે તેના સઘલા અમલદારોને મોટીમોટી લાંચો આપવાથી હું એ સજા ભોગવવા વગર ત્યાંથી છુટી આવ્યો.

બાવરો જેવો બનીને દુકાનમાં જઇને જોઉં છું તો પેલી ઓરતતો દીસી નહી, પણ મારો ચાકરજ એખલો બેસીને દુકાનમાં રડતો મને જણાયો. મેં તેને પુછ્યું કે પેલા દાબડાનુ તેમજ પેલી ઓરતનુ તેને શું કીધું. તો તેને ઉતર વાલ્યો કે—"તમે પેલી ઓરતનુ શું કીધું તે મને પેહેલાં કહો; કેમકે પેલી સ્ત્રીએતો મને ભમાવીને ઠગેલો લાગે છે. તેણી મને ઘણાએક મોહલ્લાઓમાં રખડાવી રખડાવીને એક મોટી ઈમારત આગલ લેઈ ગઈ, અને તેનાં બારણાં આગલ ઘણાએક આબરૂદાર દેખાવના સખસો બેઠા હતા ત્યાં મને બેસાડીને હમણાં આઉંછું કહી અંદર ગઇ. હું તો બે ત્રણ કલાક સુધી ત્યાં બેસી રહયો, અને પછી અંતે થાકીને મેં પેલા શખસોને પુછ્યું કે—"પેલી બાઈ જે આએ ઘરમાં ગઈ તે શું ફ્રીથી પાછી આવનારજ નથી? તે કયારે આવશે?"—પેલાઓ તો એ સાંભલીને હસી પડયા, અને બોલ્યા કે—"બાઇ કોણની ને ઘર કોણનુ? આએતો મસીદ છે. ગમે તો અંદર જઇને જોઇ આવ. હયાં દાખલ થવાની કોઇને મના નથી." ધાસ્તી ને હેબતથી થર થર ધુજતો હું તો ઉઠયો. અને અંદર જઇને જોયું તો તેનો પછવાડેનોબી એક દરવાજો જણાયો, કે જે રસ્તે પેલી ઓરત નાહશી ગયલી હોવી જોઇએ; કેમકે તેણીની કાંઈબી નીશાણી મને ત્યાં નજરે પડી નહી. તેણીને જોતો હું થોડેવાર તો ત્યાં ભટકયો, પણ અંતે નીરાસ થઇને મને હયાં પાછું ફરવું પડયું."

જયારે મારા ચાકરને મોહડેથી મેં આ હેવાલ સાંભલ્યો ત્યારે દલગીરી ને ગમથી હુંતો જાણે દેવાનોજ થયો; અને દોડી જઈને પેલા મારા પડોશીને મેં પુછ્યું કે જે ઓરતપર નજર રાખવા હું તેને કહી ગયો હતો તે ઓરતનુ શું થયું? તેને જવાબ આપયો કે—"ભાઈ, તેં મને ઓરત સંભાલવા કયારે કહયું? તેં તો તારી દુકાન સંભાલવા મને કહયું હતું. ને જ્યારે હું દુકાન પર ગયો ત્યારે એક ઓરતને બાલક સાથે ત્યાં બેઠેલી મેં જોઇ હતી. તેણીને ત્યાં બેસવાનો સબબ જ્યારે મેં પુછયો ત્યારે તેણીએ મને

એમ કહયું કે—હું પેલા જહવેરી પાસથી પૈસા માંગું છુ તે લેવા ઉભીછું, પણ તેં તો શાખસી આપવા ગયલો હોવાથી તેને આવતાં વાર લાગશે, તેથી આએ મારાં બચાંને હું દુકાનમાં સુવાડીને જરા મારે કામે જાઊં છું; ને હું હમણા આવીશ. એમ બોલી તે તો પોતાનાં બચાંને ઊંઘાયલું મુકીને ચાલી ગઈ છે." મેં તે બાલકને જોવા માંગ્યું, અને જ્યારે હમે તેનાં કપડાં ઉચકયાં, ત્યારે ફકટ મ-ટોડીનું બનાવેલું એક પુંતલુંજ હમારી નજરે પડયું, કે જેને પેલી ઓરતે બાલકનાં સઘલાં કપડાં પેહેરાવેલાં હતાં. "વાહ! આએ તો ઘણું અજબ જેવું બચું છે!" મારો પડોશી હવે હસીને બોલ્યો પણ મને તો તેથી એટલો ગુસ્સો ઉપજ્યો કે સખત ગાલો દેઇને મે પેલી ઓરતનો પત્તો મેલવવાનો તેને હુકમ કીધો. પણ તેને તો સામી ગાલો મનેજ દેઇને કહયું કે—"હું કાંઈ તારા બાપનો ગુલામ નથી કે તારા હુકમ મુજબનું કામ કરૂં!" એ સાંભલીને મારા ક્રોધનો પાર રહયો નહી, તેથી—'નાપાક! તારે લીધે ત્રણ હજાર ટુમાનની કીમતનાં મારાં જહવેરાતની ખરાબી થઇ છે!' એમ બુમ પાડી એક મોંટી છરી તેની ઉપર મેં છુંટી ફેંકી. તે છરીથી તો તેનાં મોહડાંનો કેટલોક ભાગ કપાઈ ગયો; અને તેને બુમ પાડવાથી તેના દોસ્તો અને સગાંઓએ દોડી આવી મને બાં-ધ્યો, અને મને પાછો પેલાજ અમીર પાસે હભો કીધો.

તેને મને ફરીથી વાંકમાં આવેલો જ્યારે જોયો ત્યારે તો મને ફાંસીજ દેવાનો મજબુત હુકમ કીધો, પણ બીજા તેના સલાહકારો એ જણાવ્યું કે—'એવા એક ઘેલા માણસને મારી નાખવામા કંઇ લાભ નથી; માટે બેહેતર તો એ છે કે એની સઘલી મીલકત ને દોલત જપત કરીને એને શેહેરમાંથી હાંકી કાહડવો.' એ સહલા અમીરનાબી ધ્યાનમાં ઉતરી, તેથી તેને એ મુજબની સજા અમ-લમાં લાવવાનો હુકમ આપ્યો.

એ રીતે, મારા સઘલા ખજાનાથી લુટાઇ, અને પાયમાલ થઈ હું શેહેરથી બાહેર રખડતો ભુલો પડીને જંગલમાં આવ્યો. તે જંગલમાં અંચીતો મને એક મુસાફર મલ્યો, અને તેને મને પોતાના ઊંટ ઉપર બેસાડીને એક બીજા શેહેરનાં દરવાજા આગલ ઉતાર્યો. ત્યાં ઉતારીને તેને મને પુછયું—"કેમ ભાઈ, તમે મને ઓ-લખો છો?" "હા ભાઈ, તમારો અવાજ મારા ધ્યાનમા આવે છે."

"એ જહવેરી!" તે બોલ્યો, "હું પેલોજ મુફલેશ જેવો દેખાયલો શખસ છું, કે જે તારી પાસે એક મોતી વેચવા આવ્યો હતો, અને જેને તેં તે મોતીની કીમતના ફકટ વીશ દેરમ આપ્યા હતા. જો તે મોતી તો પાછું મારીજ પાસે આવ્યું છે." એમ બોલી પોતાનાં ગજવામાંથી પેલુંજ મોતી પાછું કાહડી તે મને દેખાડી તે પાછો બોલ્યો—"જાણ તું હવે, કે હું જીનોનો રાજા 'અકાબીલ' છું, અને લાખો જીનો મારા તાબામાં છે. અને મારૂં કામ એ છે કે જુદાં જુદાં શેહેરો અને બજારોમાં જુદે જુદે વેશે ફરવું, અને કીયા શખસો પ્રમાણીક ને દયાનતદાર ને માયાલુ છે, અને કીયા લુચ્ચા, તરકતી, ને ધાટકી છે તેની તપાસ કરવી. જ્યારેબી મને કોઇ ભલો માણસ માલમ પડે છે ત્યારે હું તેને મારેથી બની શકતી સઘલી મદદ આપુ છું; પણ જ્યારે મને કોઇ ઉઠાઉગીર, લુચ્ચો ને નીરદય જણાય છે ત્યારે સઘલી રીતે તેની ખુવારી કરવાનાજ હું ઉપાયો લેઊ છું. અને તેથીજ તારા બેહદ ખજાનાના અનાજનેબી મેં નાબુદીના પવનથી ઉરાડીને વીખરી નાખ્યો છે."

હું તો એ સાંભલતાંવાર તેને પગે પડયો, અને જારબેજાર રડીને તેની માફી ચાહવા લાગ્યો, પણ, "હવે પસતાવો તુને કામ લાગવાનો નથી!"—એટલું બોલી તે મુસાફર મારી નજર સામેથી અલોપ થયો.

એ પછે,ઑ વેપારી શેઠ! હું આએ 'તબદીઝ' શેહેરમાં આવ્યો, અને હયાંબી ઘણા ધંધા કરવાના મેં શરૂ કીધા, પણ ફોકટ; કોઈમાંબી મને લાભ થયો નહી; અને આખરે ગમના સબબથી અંધાપોબી મને થવાથી હું હવે ભીખ માંગીને મારૂં ગુજરાન કરૂં છું."



# પેગમબર અને ભરવાડ.

એવું કેહછે કે રાસતીને સચાઇનો ખરો અવતાર, જે જરાથુસ્ત પેગમબર, તે જ્યારે પોતાની મોટાઇથી બુલંદ–નોબતે પુગી ચુંકયો હતો, અને તેની જીંદગીના બગીચામાં અશોઇ અને આગાહીનાં નીરમલ પાણી સીપાવાથી ફતેહના ફલો અને ફુલો ઉગી રહયાં હતાં, ત્યારે તે એક દીવસે ખેતરોમાં ફરતો હતો, તેવામાં તેની નજર એક ભરવાડનાં છોકરા ઉપર પડી, કે જે ત્યાં બેસીને પોતાનાં મેંઢાનાં ટોલાંને જાલવતો હતો. તેને જોઇ, જરાથુસ્ત નજદીક ગયો, અને બોલ્યો કે—"ઓ છોકરા! તે કીરતારે આસમાનને, જમીનને, તેમજ તમામ ખલકને પોતાની તાબેદારી માટે સરજાવી છે; અને તે તેની ખાહેશ છે કે સઘલાં ઇનશાનો અસોઈના અને પાકીજગીના કલામો શીખીને તેને નમતાં થાય; અને તે મુજબ એ કેલવણી લેવા માટે તમામ આલમ જીવ નાખીને ફીદા થઇ છે, અને મારા ધરમની તરબીઅત લાખો આદમીઓ લેઇને સુખી થયાં છે; તો તું શું કામ આવાં ખેતરોમાં અમથો ભમ્યા કરી તે અશોઈના કલામો શીખવા તરફ બેદરકારી રેખાંડે છે?"

એ સાંભલી જવાન ભરવાડ બોલ્યો, "ઓ ખોદાના પ્યારા પેગમબર! તું જે બોલ્યો છે તે બરહક છે; મગર, મનેબી મારા મરનાર પીતાએ થોડાક નીતીના સબદો શીખવ્યા છે, અને તે મારી જીંદગીમાં કામે લાગવા માટે હું એટલા તો પુરતા ગણું છું કે બીજા કાંઈ વધારે શીખવાની મને જરૂર દીસતી નથી." પેગમબરે પુછયું કે તે સબદો કયાં કયાં છે? છોકરાએ જવાબ દીધો કે—"પેહેલો તો એ છે કે—જ્યાં સુધી મારાં પેટ પુરતો ગમે તેવોબી સાદો ખોરાક મલતો રેહ ત્યાં વેર કોઇની રોટલીનો પોપડોબી છીણુવી લેવાનો મારે વીચાર કરવો નહી. બીજો:—જ્યાં સુધી પ્રમાણીકપણાનો અને દયાનતદારીનો મીઠાસ નાબુદ થાય નહી ત્યાં સુધી તરકટ અને ઠગાઇનો કડવાસ મેલવવો નહી. ત્રીજો:—જ્યાં સુધી મારી હકવાજબી ચીજો મેલવવાનો બગીચો સુકાઈને બરબાદ થાય નહી ત્યાં સુધી પારકી ચીજો ઉપર તરાપ મારવા માટે ચોરી લુ-

ચ્યાઇનો પગપેશારો કરવા તરફ ધ્યાન દોડાવવું નહી. અને ચો-ઠો:—જ્યાં સુધી ખાલેશ મીત્રાચારી અને દોસ્તીનો શરાબ પોતાની મધુર લેહેર બખશવાનું કમતી અથવા બંધ કરે નહી, ત્યાંસુધી દુ-શમનીનાં ઝેરી પાણીથી માથાનો સખત દુખારો ખમવાની હુલરા-ઇનો ખ્યાલ લાવવો નહી.''

એ સાંભલી તે અશો પેગમબર છક થયો, અને તે જવાન ભરવાડની પીઠ થોકી બોલ્યો કે—"બસ છોકરા, તું સુખી છે! ફ-કટ એટલાજ સબકો જાણુવામાં કુલ અશોઈનો એલમ સમયાલોછે."

---

# મીસરનો એક રાજા અને એક ગરીબ સ્ત્રી.

મીસરનો એક અસલી રાજા અતીઘણો ધાટકી અને જુલમ-ગાર હતો. સઘલી રીતે તેની રૈએત તેના નાતરસી જુલમોથી કાયર થઈ રહેલી હતી. એક વેળા તેના ધ્યાનમાં એવું આવ્યુ કે 'નાઈલ' નદીના કીનારા આગલજ એક એવો મેહેલ ઉઠાવવો કે જેના દમામ અને તેજ આગલ આફ્તાબનો દમામ ને તેજખી ઝાંખ મારે. તુ-રત તેને તેવો મેહેલ બાંધવાનો હુકમ આપયો, એટલે દરરોજ સેંહેકડો કારીગરો હજારો મજુરોની સાથે તે ઇમારત ઉઠાવામાં રોકાયા; અને દરેક ગામડાં ઉપર ફોકટની મજુરીનો તેમજ કરોનો બોજો નખાયો.

એક દીવસ એવું બન્યું કે એક ગામડીયો, તે રાજાની મફ-તની મજુરી ખમવાના દુ:ખમાંથી છટકવા માટે પોતાના ઘરમાંથી નાહસી ગયો, અને પોતાની હમેલદાર બાયડીને ત્યાં એખલી મુકી ગયો. તે બાયડી બાપડી અતીઘણી દુ:ખી થયલી હતી, અને ગ-રીબાઇથી તેમજ ખોરાકની તંગીથી તેણીનાં સાંધેસાંધા ઢીલા થઇ રહેલા હતા. પેલા જુલમી રાજાના માણુસો જ્યારે તેણીના વરને મજુરી પર લેઇ જવાને આવ્યા ત્યારે તેને ત્યાં નહી જોવાથી તે-ઓએ પેલી બાયડીને કામ ઉપર આવવાને ઘસડી. તેણીને પુરા દાહાડા થયલા હોવાથી, કામની જગા આગલ જઈ પુગતાંજ તેણીએ

બાલકનો જનમ આપ્યો; અને તોપણ તેવી હાલતમાંબી પેલા ચંડાલો તેણીની પાસે ઈંટરડી અને મટોડાં ઘસડાવા લાગ્યા, અને જરાબી તેણી લઠડે એટલે તેજ ઘડી તેણીને ફટકાવાબી લાગ્યા. એથી તે બાપડી ઓરત અતીઘણી લાચાર થઈ, અને આકાશ તરફ નજર કરીને બોલી કે—"ઓ વેહેમવંતા કીરતાર! મારી તરફ નહી તો, આ મારાં બચ્ચાં તરફ જોઇને મારો કાંઇ બચાવ કર, નહી તો મારો જાન લે! આવાં ઘાટકીપણાનું વેર લેવા હું તુને નહી તો કોણુ બીજાને અરજ કરૂં? માટે એવા જાલેમ રાજા ને ઘાટકી નોકરોથી હમો ગરીબ ગામડીયાંનો તું બચાવ કર!"

એમ બોલી અને રડીને તેણીએ જેમ તેમ કામ તો ઘસડીયું, અને સાંજ પડી ત્યારે પોતાને ઘેરે ગઈ. એ પછી થોડેજ દહાડે એવો બનાવ બન્યો કે પેલા પાપી રાજા ઉપર ખુદરતનો કોપ ઉતર્યો, અને 'નાઈલ' નદીના પાણીમાં એકદમ જોશ થઈ આવી તેનો મેહેલ ભાગીને ઘસડાતો થયો. પેલો રાજાબી તેજ મેહેલમાં હતો તે ઘસડાતો થયો, અને તે દેખાવ જોવા સઘલાં લોકો નદી કીનારે જમાંવ થયાં તેઓમાં પેલી ઓરતબી આવીને ઉભી. તેણી કીનારા આગલની એક એકાંત જગામાં એમથી તેમ ફરતી હતી તેવામાં પોતાની નજદીકજ પાણીમાં કોઈ ચીજ ચલકતી તેણીએ જોઈ. તેણીએ એક લાકડી વડે તે ચીજને ખેંચીને બાહેર કાહડી તો, તે કોઈ આદમીનું માથું તેનાં ધડથી કપાઈને છુટું થયલું જણાયું, કે જે માંથાંને બાલેબાલ કીમતી જહવેરો પોયલાં હતાં. પેલી ઓરતે તે સઘલાં જહવેરો છુટાં પાડીને પોતાના ખોલામાં ભર્યાં, અને તેવોજ એક અવાજ તેણીને એવો સંભલાયો કે—"ઓ ઓરત! જો કોઇ પાપી ને જુલમી કામનું વેર લેવાતાં બખત લાગે તો એમ ના સમજતી કે કીરતારની દરબારમાંથી તે વીસરઈ જવાયું છે! જેમ અશો લોકો માટે બેહેસતના દરવાજા ખુલા છે, તેમજ પાપીઓ માટે સજાબી કાએમ છે. અને સઘલી વખતે તે સજાઓની નોંધો થતીજ રહે છે તે નક્કી જાણજે! આએ માથું પેલાજ જુલમી રાજાનું છે, કે જેને માટે આ મેહેલ બાંધાયો હતો, અને જેના હલકામાં હલકા નોકરોએબી તુને તે દીવસે રીબાવી હતી. પણુ હવે તારી હાય ને ફર્યાદની વીજલીએ તેની જીંદગીના ભંડારને ખાલી નાખ્યો છે. આએ એકકું જહવેર

એકકાં રાજના જેટલું કીમતી છે; એ સઘલાં તું લે, અને પેલા એક દીવસની તારી મજુરીનો એ પગાર મલેલો તું સમજ."

એ મુજબ તે જહવેરો તે ઓરતે લીધાં; અને પછી પોતાનાં બાલક તેમજ ખાવંદની સાથે પોતાની જીંદગી આનંદમાં ગુજારી.

---

# નમનતાઈનો બદલો.

ગઝનવીનો સુલતાન મહમદ, એક દીવસે પોતાના સઘલા માનીતા દરબારીઓ સાથે જંગલમાં શેકાર કરવા ગયો. તેઓ જ્યારે એક ખુલ્લી જગામાં આવી પુગ્યા ત્યારે એક 'હોમાય' પક્ષી તેઓનાં માથાંપરથી ઉડી જતું સઘલાઓની નજરે પડયું. હવે તેઓમાં એવો વીચાર ચાલતો હતો, કે જે શખસનાં માથાંપરથી એ પક્ષીનો છાયો પસાર થઇ જાય તેને થોડા વખતમાં ઘણો મોટો માન મોભો અને દોલત મલે. તેથી તે સઘલા દરબારીઓ એમથી તેમ પોતાના ઘોડા દોડાવીને તેના છાયા નીચે આવવાની કોશેશમાં ગુટાયાં; અને માત્ર એખલો 'અયાઝ'જ જુદો ઉભો રહયો. સઘલાઓમાંથી માત્ર તેનેજ સભયતાની દામાન પકડી રાખી, અને સભ્ય સુચકતાની લગામ પોતાના હાથમાંથી સેરવી દીધા વગર રાખીને, એકજ જગાએ એલાહેદો રહયો.

એ જોઈ તે સુલતાનના દરબારીઓમાંના એકે પુછયું કે એમાં 'હોમાય' પક્ષીનો છાયો પોતાનાં માથાંપર લેવાની નહી કોશેશ કરવાનું કારણ શું? 'અયાઝ' તેનો ઉતર આપતાં બોલ્યો કે—"મજબુથ રીતભાતનાં કાનુનો મુજબ ચાલનારા નોકરો, સભ્યતાની રીતીઓને એક કોરે મુકવાને, અને પોતાની નોકરીની ફરજોથી આડા જવાને કદીબી મુનાશેબ સમજતા નથી; અને તેઓ હરઘેજ નમનતાઇના ઘોડાને આંકોશની લગામમાંથી છુટી જવા દેવાની નાદાની દેખાડતા નથી. 'હોમાય' નો છાયો મારાં માથા પર હોય તે કરતાંને સભ્યતાનો લેબાસ મારા દીલપર હોય તેથી હું વધારે ખુશી થાઊં છું. મારી ઉમેદો બર લાવવાને શકતીવાન એવા મારા

રાજાનો છાયોજ મને બસ છે, અને તેથી 'હોમાય'નો છાયો સો-ધવાની મને ગરજ દીસતી નથી."

સુલતાને પોતેબી ઉપર મુજબની 'અયાઝ' ની વર્તણુક જોઈ લીધી હતી, અને તેની નમનતાઈ જોઈને તે ઘણો ખુશ થયો હતો. તેથી જ્યારે તેઓ શેકારેથી પાછા ફર્યાં, ત્યારે તેને તેની મોટી વ-ખાણ કરીને તરેહવાર નવાજેશોથી તેને નવાજીયો; અને તેને પો-તાનાં ખાસ સહલાકારો માહેલો એક બનાવીને એટલો તો ટેકો આપ્યો કે 'અયાઝ' આખરે તેનો વડો વજીર થવાને ભાયગશાળી થયો.

---

# ખરો દીકરો અને ખોટો દીકરો.

હીંદુસ્તાનના એક આગલા રાજાને માટે કહે છે કે તેનો એક દીકરો અતીઘણો નાફરમાન અને મુર્ખ તેમજ બદખવાસનો હતો. રાજાએ જ્યારે અંતે જોયું કે તેના ભુંડા ખવાસની વાંકી ડાહલીને તે પોતાની શીખામણનાં કઉવતથી સીધી કરવાને અશકત છે, અને તેમજ તેના ભલા સવભાવની સમેધાનીમા કાંઇબી જલ-કાત રહ્યો નથી; ત્યારે તેને તદન તે બેટાને બાટલ કીધો, અને તેને બદલે પોતાની એક રાખેલીના દીકરાને કરી લીધો કે જેની અક્કલનું દરખત હુશીયારી અને એલમનાં પાણીથી ફલદાર થઇ ચુક્યું હતું.

પેલા કમનશીબ દીકરાની માતાને એ હાલત જોઇને અતી-ઘણુ દુઃખ ઉપજ્યું; અને રાજાના જનાનામા તો સર્વેથી વડી અને માનીતી હોવાથી એક દીવશે તેણીએ ચીડ અને ગુસ્સામાં આવીને નીચે મુજબની ફર્યાદ રાજા સામે કીધી:– "નામદાર રાજા પેલી રાખેલી બાંદી તમુને વધારે વાહલી હોવાથીજ તમે તેણીના બેટાનેબી વાહલો ગણુયો છે, બાકી તેનામા એવી ખરાબ ખાસી-એતોતો નથીજ કે જેથી તે તમારો એટલો બધો અકારો બને."

"રાણી," રાજાએ ઊતર વાલ્યો, "તારા દીકરા કરતાં તેણીના

દીકરાને હું વધારે વાહલો ગણું છું તે ખરી વાત છે; પણ તેનુ કારણ એજ છે કે, તેને મેં વધારે લાયક જોયો છે. એક ભલો પુઠર તેના બાપની ખુશાલીના રસ્તા ઉપર એક બલતી મશાલના જેવો કામે લાગે છે તે ખરી વાત છે; પણ જ્યારે આપણો પુટર નાફરમાન અને બદસલુખનો હોય, ત્યારે તો તેના કરતાં પારકાના છોકરાનેબી વાહલો ગણવામાં ડાહપણ છે. એક દીકરાની હસ્તી તો અલબતાં વાહલી ને ખુશ હોય છે; પણ જો તે ખરાબ ચાલનું હોય તો, જાણે તે આંધરી થયલી આંખના જેવું છે."

"એ સઘલું તમો નામદારનું બોલવું તો રાસ્ત છે," રાણી બોલી, "મગર એવી તે શું ચાલનો મારો દીકરો ગુનેહગાર હોય તે હું જાણુતી નથી કે જેથી તે એટલી બધી તમારી ઇતરાજીમા આવવાને લાયકનો થાય." "મેં એને ઘણી રીતે અજમાવ્યો છે," રાજા બોલ્યો, "પણ મેં એકબી એનું કામ તારીફલાયક થયલું જોયું કે જાણ્યું નથી. ભલો દીકરો તે કે જે હરદમ પોતાના પીતાના હુકમોને તાબેદાર રેહ, અને દરેક રીતે પોતાની નેક બુદ્ધીના નમુના દેખાડે. જો મારૂં બોલેલું તું નહી માનતી હોય તો, જરા ઠેબ; આપણે એ બેઉની પરીક્ષા કરીયે અને તે પછી તું પોતેજ કેહજે કે બેમાથી સરસ કોણ અને નરશ કોણ."

એમ બોલી રાજાએ એક ખુબસુરત બાંડીને બોલાવી, અને તેણીને હુકમ કીધો કે બેઉ છોકરાઓના ઓરડામાં જઈને જોઈ આવે કે તેઓ શું શું કામોમાં મશગુલ છે, અને વલી તે એક એકને એવો સવાલ પુછે કે—" જો હું તમુને આવીને એવી ખબરં આપું કે તમો તખ્તના ધણી થયા છો તો તે ખુશ ખબરના બદલામાં તમે મને શું આપો?"—અને એ સવાલના જે જવાબો તેઓ આપે તે આવીને રાજાને કેહ. એ મુજબ તે બાંડી પેહેલાં પેલા કપુટના ઓરડામાં ગઈ, તો તે ઓરડો અતીઘણી વીખરાયલી હાલતમા તેણીને જણાયો; ત્યાં વાંદરા બાંધેલા હતા, બીલાડાં દોડતાં હતાં, અને મરઘાંઓ તેમજ કબુતરો ફરતાં હતાં. રાજકુંવર પોતે એક કુતરીનાં બચાં સાથે ગમત કરતો હતો, અને તે પેલી બાંડીને જોતાંજ તેણીની પાસે આવીને મજાક કરવા લાગયો, અને ત્યાં આવવાનુ કારણ તેણીને પુછવા લાગયો. બાંડીએ જવાબ દીધો કે—"રાજકુંવર, તમારા પીતાનાં આએ રાજમાં

મેં કાંઈ સુખ જોયું નથી, અને તેથી હું અસંતોશી થઈ છું; અને તમારી ઉપર ઉમેદ બાંધી બેઠી છું, કે તમે મને પાર ઉતારશો, માટે બોલો, મને કેહો, કે જો હું એવી ખબર તમોને પુગાડું કે આએ મુલકના તખત ઉપર બીરાજવાનું તમારે ભાયગે આવ્યું છે, તો મારી મુરાદના દરખત ઉપર તમો કેઇ રીતની મેહેરબાનીનાં ફૂલો ઉગાડશો?" એ સાંભલીને રાજકુંવર તો ખુશ થયો, અને બોલ્યો કે—"જો તું કેહ છે તેવો બનાવ બને અને તેની ખુશખબરથી તું મને વાકેફ કરે તો મારાં જનાનખાનાની પેહેલ્લી બાનુ હું તુને બનાઊં, અને હીરા મોતીની નવાજેશથી તુને નવાજું."

એટલું સાંભલી તે બાંડી ત્યાંથી આવીને પેલા સપુટતા ઓરડામા ગઈ; તો ત્યાં તેણીએ તેને ઘટતા દરજજા સાથે ખુરશી ઉપર બેઠેલો જોયો, અને તેના નોકરોનેબી ઘણીજ તાઝીમતવાઝોથી તેની પાસે ઉભેલા તેણીએ દીઠા. ત્યાં જવાનુ કારણ જ્યારે તેને તેણુને પુછયું ત્યારે તેણીએ જણાવ્યું કે—"ઓ નેક બાદશાહી કુંવર, ખચીત નામદાર બાદશાહે, તમારી ઊપર જે મેહેર ને માયાનો વરસાદ વરશાવ્યો છે તેને તમે પુરેપુરા લાયક છો અને તેમની પછી ગાદીએ આવવાને તમારેથી વધારે લાયેક બીજો કોઇબી નથી. માટે જો હાલના શાહનાં મરણ પછી, હુ એવી ખુશખબર તમોને પુગાડું કે તેની ગાદી ઊપર બીરાજવાની નેકબખ્તીએ તમેજ પુગ્યા છો, તો કેવાં ઈનામથી તમે મને નવાજશો?" એ સાંભલીને તે છોકરો તો, ગુસ્સાનાં કપાલ ઉપર ઠપકાની કરચલી લાવીને બોલ્યો કે—"અવીચારી, મુર્ખ છોકરી! આએ કેવી બુરી ને બેહુદી બાત તું કરે છે? આપણા શાહની જીંદગી ખતમ થાય એવો ગજબ ગુજરે તેતો ખુદરતી બનાવજ છે, તોબી જો તે બનાવની આશામાં હુ બેશું તો તેના દુશમનમાં ને મારામાં શું ફરક ગણાય? જે ધણી હમણા બાદશાહી જીંદગી ને મરતબો ભોગવે છે તેનેજ તે મુબારક હોજો! રાજાની જીંદગીને જોરના ગોલાબનો બગીચો હરદમ તાજો ને ખીલેલો રેહ એજ મારી સદાની ઇચ્છાં, ને મારી હમેશની દુવા છે! માટે જો એવી કોઇ બુરી ખબરથી તું મને વાકેફ કરવા આવશે તો હીનપશતી ખમીને તુને આથી દુર થવું પડશે."

પેલી બાંદી એટલું સાંભળીને ચાલી ગઇ, અને આ બેઉ હેવાલોથી તેણીએ રાજા અને રાંણીને વાકેફ્ કીધાં. એ પછી રાજાએ તે બેઉ દીકરાને પોતાની પાસે બોલાવ્યો. તેનો ખરો દીકરો તો કંઇબી અદબઅદા વગર તેની પાસે આવીને બેસી ગયો, અને તરેહવાર બેહુદી વાતોમાં ને મશકરીઓમાં રોકાયો; પણ પેલો કરી લીધેલો છોકરો નમનતાઈથી આવીને ઘટતે તફાવતે ઉભો રહયો. રાજાએ તેમને એમ કહ્યું કે—"તમો બન્ને મારા દીકરાઓ છો, ને હું તમો વચે કશો ફરક રાખતો નથી; તેથી તમો બન્ને મારા ખજાનાના ઓરડામાં જાઓ, અને ત્યાંથી તમારે મન ભાવતી ચીજો લેઈ આવો." એ મુજબ તેઓ તે ઓરડામાં ગયા; ત્યાંથી પેલા સપુટે, એક બંદગીની ચોપડી, એક તલવાર, અને ફૂકટ એક દેરમ ઉપાડયો; અને કપુટે, એક બેમુલાં મોતીની માલા, સુનાની અસરફીઓની દસ કોથલીઓ, અને એક સારંગી ઉપાડી.

તેઓ જ્યારે પાછા ફર્યાં ત્યારે રાજાએ પુછયું કે—"ખજાનાના ઓરડામાં તો બીજી ઘણી ઉતમ ચીજો છે, ત્યાંથી આટલીજ ચીજો લાવવાનુ તમોને કેમ શુઝીયું?" કપુટે ઊતર વાલ્યો, કે—"આએ મોતીની માલાથી બીજું કાંઈ વધારે કીમતી તો મને નજર આવ્યું નહી. એ પેહેરીને હું તખત પર બેશીસ; આએ સારંગી વજાડીને મારૂં દીલ ખુશ કરીસ; અને આએ અસરફીઓ ખરચીને મનભાવતી મોજ મેલવીસ." એ પછી પેલા સપુટે ઊતર આપ્યો કે—"નામદાર શાહ, આએ બંદગીની ચોપડી અને આએ તલવાર એટલીજ ચીજો મેં સઉથી વધારે કીમતી ગણી છે. આએ ચોપડીની બંદગી મારા જીવનો, અને આએ તલવાર મારાં તનનો બચાવ કરશે."

"હવે તમો બન્નેનાં દીલની ઇચ્છાં શું છે તે મને જણાવો." રાજાએ કહ્યું. એ સાંભલી કપુટ બોલ્યો કે—"થોડા વખત ઉપર 'ખાટા' દેશના રાજાએ તમો ઉપર એક ઘણી ખુબશુરત છોકરી ભેટ મોકલી છે, તે મને આપો, કે તેણીની સાથની મોહબતબાજીનાં મીઠાં પાણીથી હું મારી જુવાનીનો ગુલજાર ખીલેલો રાંખું; અને થોડાક ઊંચા શરાબના શીશાબી મને આપો કે તેની લેહેરમાં હું રેહું." સપુટ બોલ્યો કે—"તમો નામદારને મારી અરજ એટ-

લીજ છે કે સારી ચાલના કેદીઓનો છુટકારો કરવો; અને ગ-રીબો ઉપરના કરો ઓછા કરવા; અને અરેબીઆના સુલતાને જે ઊંચો ઘોડો તમો નામદાર ઉપર ભેટ મોકલ્યો છે તે તમારા ઉપ્યોગ માટે મારી જાલવણી ઠલે આપો."

રાજાએ તે બન્નેની મુરાદ પાર પાડવાની કબુલાત આપી; અને તેઓના ગયા પછી, રાણી તરફ જોઇને બોલ્યો કે—"હવે સતવંતી થઇને તું વાજબી બોલ, કે એ બેમાંથી મારો ગાદીવારેસ થવાને લાયેકનો કોણ છે?" રાણીએ નમતાઇથી ઉતર વાલ્યો કે—"નામદાર શાહ, તમારોજ વીચાર બરહક છે."

## વલગેલી પીડાને કેમ ફીટાડવી?

ઈંગલંડના આગલા એકટરોની તરેહવાર રમુજો ઘણી જાણ-વા જોગછે. 'કુવીક' એક દીવસ એક મોહલામાંથી પસાર થતો હતો ત્યારે સરસામનની દલાલી કરનાર એક હઠીલો શખસ અતી ઘણી આજુજી અને બોહસ કરીને તેને સરસામનની એક દુકાનમાં ખેંચી ગયો, અને જુદી જુદી ખુરશીઓ ને ટેબલોની સરસાઇ અને સસ્તાપણાની તારીફો સાંભલવાની ફરજમાં તેને નાખ્યો. 'કુવીક' ઘણોબી ચાલી જવા કરે પણ પેલો દલાલીઓ તેને છોડેજ નહીં. આખરે ઠોલીયો ખેલાડી બોલ્યો—"અરે ભઈ, દુકનના ધણી તમો છો કે કોઈ બીજો?" દલાલે કહ્યું કે બીજો. "તો બોલાવો તેવણને આં." દલાલે તેમ કીધું, અને દુકાનનો ધણી પોતે, હસ્તો, મલકાતો, ને નમતો, તેની સામે આવી ઉભો. કેમ શેઠ ફરમાસ, આપરે લાયક કંઇ કામ છે?" "હા ભાઇ, કામતો ઘણું જરૂરનું છે; હું દુકાનની બાહેર નીકલી જાઉં ત્યાં સુધી જરા આએ તાહરા માણસને પકડી રેહ!"

# અંત કરણનો દંખ.

એક માતબર જહવેરીને કંઇક સબબને લીધે પોતાનું વતન છોડી બીજે દેશ જવું પડયું, એ વખતે તેણે પોતાનું સઉથી સરસ જહવેરાત પોતાની સાથે લીધું અને પોતાના એક અમદ નામના ચાકરને પોતાની સાથે લઇને ચાલવા લાગયો. પોતાના શેઠે સઊથી શરસ જહવેરાત સાથે લેવાની ખબર અમદને હતી. તે શેહેરથી થોડેક દુર ગયા પછી પેલો શેઠ (જેનુ નામ ફરામરઝ હતુ તે) કંઇક કારણને લીધે ઘોડા ઉપરથી નીચે ઉતરીઓ, તે તકનો લાભ લઇને પેલા ચંડાલ અમદે પીસતોલ છોડી ફરામરઝનો જાન લીધો. એ પછી તેની લાસને ફતર બાંધી પાસેના એક તલાવમાં દુબાડી નાખી તેના ઘોડાને છુટો મુકી પોતે તેનો સઘલો ખજાનો લઇ દુરના એક દેશમાં કે જયાંના લોક તેને તથા તેના શેઠને ઓળખતા ન હોતા ત્યાં જઇ રહેઓ. એ શેહેરમાં તેણે પોતાનું હરામ ઇલતે મેલવેલું નાણું છુપાવી ઘણી જુજ રકમે વેપાર કરવા લાગો કે કોઇ તેની ઊપર શક લાવે નહી. પછી તેને વેપારમાં નફો થયો હોય એવી રીતે તેણે પોતાનું સઘલું નાણું બાહેર પાડયું અને ઘણા દમામથી રેહેવા લાગયો. થોડા વખતમાં તે એટલોતો પંકાઇ ગયો કે તે શેહેરના રાજકારભારમાં ભાગ લેવા માડયો અને છેહલે મોટી અદાલતનો વડો નીઆએધીસ થયો. એ અદાલતમાં તેણે પોતાનો ઓઘો ઘણી હુશીઆરીથી બજાવી લોકોનો વીશવાશ તથા ચાહ મેલવ્યો હતો. એક દાહાડે એક બંધવાને પોતાના શેઠને મારી નાખવાના વાંક શારૂ તેની (એટલે પેલા અમદની) શાંમને ઉભો કીધો. તપાસ કીધાથી માલમ પડયું કે બંધવો તકશીરવાર છે. આ બંધવાને શુ સજા થાએછે તે સાંભલવાને સઘલા લોક ઘણા ઇંતેજાર હતા, અમદ નીઆએધીસની સાથે બીજા નીઆ-એધીસો બેઠેલા હતા અને બંધવાને શુ સજા કરવી તે માટે મસલત કરવા લાગા, પણ અફસોસ! અમદ નીઆએધીસને પોતાના આગલાં કરતુકો યાદ આવ્યાં અને તેના ચેહેરાનો રંગ કોબીજ સરખો જરદ થઇ ગયો, આ દેખાવ જોવાથી લોકો વધારે અચરતીમાં પડયા. આપણા ખુની નીઆએધીસનું અંતકરણ હંમેશા દંખ દેઆ કરતું

હતું પણ આ વખતે એ ચંડાલ આમદ પોતાના અંતકરણનો દંખ ખમી શકયો નહી, તેથી તે પોતાની ખુરશી ઉપરથી ઉઠયો, પોતાનો જભો કાહાડી નાખ્યો અને પેલા બંધવાની પાસ આવી ઉભો. પછી પોતાના ભાઇબંધ નીઆએધીસ આગલ પોતે પોતાના શેઠનું ખુન કેવી રીતે કીધું હતું તે પેહેલાં પોતે કબુલ કીધું, અને પછી બોલ્યો કે "તમે જોશો સાહેબ કે આજ નજદીક તીસ વરસ થયાં મેં મારો ગુનાહ છુપો રાખયો હતો, પણ આખરે ખોદાનુંજ ચાહાવું થયુંછે. આએ બંધવા કરતાં મારો ગુનાહ વધારેછે, અને એનો મુકદમો સાંભલી મારૂં આ સમે અંતકરણ એવાતો દંખ દેછે કે તે મારેથી ખમી શકાતા નથી; વાસતે તમોને અરજ કરૂંછું જે મારી પણ તપાસ કરી મને લાએક શીક્ષા કરવી." આ બનાવ જોઇ અદાલતના સઘલા લોકો તથા પેલા જડજો ઘણા અજબ થયા, અને તેના માગવા મુજબ તેને મોતની શીક્ષા કીધી.

---

# ભોલાનાથ કબુધી રાજા.

એક રાજાને તાંહાં એક કુળવાન હીંદુ સ્ત્રીનો ખાવંદ નોકરીએ રહયો. નોકરી જતી વખત પોતાની ઓરતે એક નીશાની આપી હતી તે નીશાની હરદમ નોકર પોતાની પાગડીમે રાખતો. ઘણા દીવસ થઇ ગઆ પછી રાજાએ નોકરને પુછ્યું કે તારી પાઘડીમો હરદમ ગુલાબનું ફુલ તાજું કેમ રહેછે? ભોલા નોકરે પોતાની ઓરતે આપેલી નીશાનીની હકીકત સરવે કહી અને બોલ્યો કે એજ માફક મારી ઓરત ચોખી છે, જે ઉપરથી રાજાએ પોતા તરફથી બે વજીર છુપી રીતે નોકર નહીં જાણે તેમ તે નોકરની ઓરતને તાંહાં ઘણો માલ ખજાનો આપી લાલચ બતાવવા મોકલ્યા કે ઓરત સદગુણ છે કે બદગુણ છે તેની પરીક્ષા કરે, આ ઉપરથી રાજાના માણસોએ પેલા રાજાના નોકરને તાંહાં જઇ મુકામ કરયો અને પેલી બાઇને તેનો ખાવંદ જે રાજાને તાંહાં નોકર રહેલો તેની સરવે હકીકત કહીને ખુશ ખબર આપી કે તેને સારી જગા મલીછે ને પાંચ હજાર રૂપી' આ નોકરીના બદલામે મોકલ્યાછે હેવું કહી રૂપીઆ પાંચ હજાર

આપ્યા. સદગુણુ બાઇએ તે વજીરોની સારી નોકરી કરી ખાન પાન કરીઉં. બીજે દીને વજીરે તે ઘેરમેની ગોલામ તથા લોંડીઓને તેડાવી લાલચ બતાવી સદગુણુ બાઇને હાથ કરવાની તલબ જણાવી. ગોલામ તથા લોંડીતો ખરીજ લાલચથી લોભાઇ સદગુણુ બાઇને હાથ કરવાની હીંમત આપી. એ બેહુ નીમકહરામ ગોલામ તથા લોંડી સદગુણુ બાઇને જઇને ઉલટપાલટ સમજાવી ઘણીક દોલત વજીરે આપેલી તે આપીને સહલા આપી કે તારો ખાવંદ દુર મંજલ ઉપર છે તે કાંહાં જોવા આવવાનો માટે આ તારા ખાવંદ તરફના આવેલા માણુસોથી અંતર કાંઇજ રાખવો નહી ને ૪ પોહોર રાતને લીધે આપણે દોલતવાન થઇશું તે વીગરે નીમકહરામીથી વાતો કહી. પેલી સદગુણુ બાઇ સમજી ગઈ કે ધરમ શાસ્ત્રથી સાંભલેલું છે કે ગુલામ તથા લોંડી એવાં માણુસો નીમકહરામ હોએછે જેથી ભરોસો કરવો નહી તે ખરૂં છે હેવો વીચાર કરી પોતાના ગોલામ તથા લોંડીને હા કહયું કે તમારી જે સલાહછે તેમ આજ કરીશું. આ વેલા મેજબાંનો મધેથી એક જણે ખેલવતખાંને ઘણીજ ભભકાદાર જગો બનાવી. તેઆર બાદ તે સદગુણુ બાઇએ પોતાની બીજી લોંડી હતી તેને પોતાનો લેબાસ પેહેડાવયો અને લોંડીનો લેબાસ પોતે પેહેડી પોતાની જગા ઉપર લોંડીને બેસાડી લોંડીની જગા ઉપર પોતે રહી. એ પરમાણે બેઉ વજીરોને ઠગીને રાજી કરી બીજે દીવસે બેઉ વજીરોને વદા કરેઆ, તેમની સાથે નીચે મુજબ સદગુણી બાઇએ કેહેવાડીઉં હતું તે વજીરોતો ન સમજીઆ પણ રાજા સમજી ગયો કે બાઇ ખરી સદગુણી છે:—

### સવાલ

ભોલાનાથ કબુધી રાજા,  
ઉસ મુરખસે કહીઓ બાત,  
ગધે ચર ગએ એરંડીકે પાત.  
જાત કપુત ગોલામોકી,  
ઉસ્સે ન બેતર લોંડીકી,  
ભરમ કીયાતો મેં ભુલાઉ તોકી,  
મત સુનીયો બાત લોંડી ગોલ મકી.

### અર્થ

પોતાનો નાથ બોલો જેથી ભેદની વાત કહી, ભેદની વાત સાંભલી રાજાએ નીચ બુધી રાખી જેથી તેને ગધેડાનો ઇલકાબ આપયો.

પોતાના ખાવંદ તથા રાજા મલી બેઊ જણાવોને મુરખ બનાવયા.

બેઉ વજીર જે સારો મેવો ખાવાના હતા તેમને દીવેલીનાં પાંતરાં ખવાડયા.

ખરાબ જાત ગોલામની અને તેથીબી ખરાબ લોંડીની જાત બતાવી; કે ખાએ તેનું ઘેર મારે.

બેઉ વજીર તથા ગોલામ લોંડાને પણ સદગુણ બાઇએ થાપ ખવાડી.

લોંડી તથા ગોલામની સહલાથી ચાલવું નહીં.

---

## નસીબવાન ચંદ્રહશ.

આગલા વખતમાં દખણમાં એક રાજા રહેતો હતો. આ રાજાને એક પુત્ર હતો. એવું બન્યું કે આ રાજાનાં છોકરાના જનમ પછી એના દેશ ઉપર બીજા રાજાએ ચઢાઇ કરી અને તેનો દેશ જીતી લઇ, રાજધાની લુટી લીધી તથા રાજાને મારી નાખીઓ. આથી કરીને રાજાની રાણીને પણ રૂઢી મુજબ રાજા સાથે સતી થવું પડયું. પણ આ નાહાના છોકરાને તેની દાસી દલગીરીથી "કુતુવાલ" નામના શેહેમો લઇ નાહાસી ગઇ અને એ છોકરા વીશે કોઇને જણાવયું નહીં. આ દાસી દરરોજ મજુરી કરતી અને જે પઇસા પેદા કરતી, તેમાંથી આ છોકરાનું તથા પોતાનું પોશન કરતી. એ છોકરો જ્યારે વરસ ૩ ની ઉમરનો થયો ત્યારે આ નીમકહલાલ દાસી મોહતનો ભોગ થઈ પડી. આ વખતે આ છોકરાની કેવી હાલત!

તે એકલો ભટકવા લાગયો, કોઇ કોઇ લોકો એને એકલો જોઇ દયા લાવતા અને કોઇ કોઇ દીન તેને ખાવાનું આપતા અને દરરોજ રાત્રે તે એક દેવાલયમાં સુઇ રહેતો હતો. જ્યારે તે છ વરસનો થયો ત્યારે તે તેની બરાબરીઆ બીજા છોકરાઓ સાથ રમ

વા લાગયો અને તેઓને ઘર પણ જવા લાગયો. આ કમનસીબ છોકરાના માબાપ મરી ગએલાં જોઇને જે જે છોકરાઓના ઘરમાં એ જતો હતો ત્યાં તેમના માબાપ એની ઉપર દયા લાવતાં અને તેને પોતાને ઘર ખવાડતાં હતા. એક દાહાડે એવું બન્યું કે તે કુતુવાલ શેહરના રાજાના પ્રધાનને ઘર ગયો, જે વખતે પ્રધાનના ઘરમાં કેટલાક રૂશીઓ અને નજુમીઓ બેઠા હતા. તેઓએ આ છોકરાને જોઇને પ્રધાનને પુછ્યું કે "આ છોકરો કોણ છે કારણકે એના મોહ ઉપર બાદશાહી નુર ચલકે છે" પ્રધાને જવાબ આપીયો કે તે છોકરા વીશે તે કંઇ જાણતો નથી પણ એટલુંજ તે જાણે છે કે તે એક ભટકતો છોકરો છે. આ ઉપરથી પેલા નજુમીઓ બોલીઆ કે "મોટાઇ અને બાદશાહીના ચીનહો એની પેશાની ઊપર એવાંતો ખુલ્લાં દેખાયછે કે કોઇ દાહાડે આ દેશનો એ રાજા થશે અને આપણી સઘલી માલ મીલકત એના હાથમાં આવશે." જ્યારે પ્રધાને આવું સાંભલ્યું ત્યારે પેલા રૂશીઓને ઘટતા માન સહીત વદાય કરીયા અને આ છોકરાને તરતજ મારી નાખવાનો ઠેડાવ કર્યો. તુરતજ તેણે કેટલાંક માણુસોને, આ છેકરાને જંગલમાં લઇ જાઇ મારી નાંખીને, તેની કંઇ નીશાની લાવવાનો હુકમ કર્યો. પ્રધાનના હુકમને તાબે થઇ કેટલાંક માણુસો તેને રાતરે જંગલ તરફ લઇ ગયાં અને તેનું ખુન રેડવાને સારૂં પોતાની તલવારો મેઆનમાંથી ખેંચી. આ ઊપરથી આ છોકરો જે અત્યાર સુધી પોતા ઉપર કંઇ પણ આફત આવી પડશે એવું જાણુતો ન હોતો, તે આવી રીતે પેલાં માણુસોને પોતાની સામે તલવારો પકડી ઉભેલા જોઇ ઘણું ભય પામ્યો, અને પરમેશ્વરની મદદ માંગી. આ ઊપરથી પેલા મારાઓને દયા આવી અને તેને ન મારી નાખવો એવો ઠેરાવ કરીઓ. પણ પ્રધાને કંઇ પણ તેના શરીરની નીશાની લાવવા કહીયું હતું માટે તેઓએ આ છોકરાના શરીર ઉપર નેગાહ કરી તો તેઓને માલમ પડયું કે તેના એક હાથ ઉપર ૭ આંગળાં છે. આઉપરથી તેઓએ તેનું એક આંગલું કાપી લીધું અને તેને જંગલ તરફ છોડી મુકી ઘર જઇ પેલી નીશાની પ્રધાનને દેખાડી, જેથી પ્રધાન ઘણો ખુશી થયો.

હવે પેલી તરફ પેલો છોકરો જંગલમાં બુમો પાડી રડવા લાગીઓ. તેની બુમો સાંભલી એક માણુસ જે કે તે વખતે જંગલમાંથી

પોતાનો રસ્તો લેતો હતો તે તેની આગલ આવી પોહોંચ્યો. હવે આ માણસ પેલા પ્રધાનનો એક નોકર હતો અને તે કર ઉઘડાવાનું કામ કરતો હતો. આ શખ્સને કંઇ પણ છોકરૂં ન હોવાથી તેને પોતાને ઘર લઇ ગયો, અને કોઇ નજુમીને તેનું તાલે પુછ્યું જેણે જણાવ્યું કે આગલ જતાં એ ઘણો પ્રખ્યાત થશે અને તેનું નામ "ચંદ્રહશ" કરી રાખ્યું કારણકે જ્યારે એ હશતો હતો ત્યારે તેનું મોહ ચંદ્ર હસ્તો હોએ એવું દેખાતું હતું. ચંદ્રહશ પોતાના પાલનારની મેહેરબાનીથી લડાઇનું બધું કામ શીખીયો અને ઊંચી કેળવણી લીધી. જ્યારે એ પુરતો જવાન થયો ત્યારે પોતાના આ નવા થએલા બાપને લડાઇ કરવાની આતુરતા બતાવી.

હવે એ શેહેરના રાજાના કેટલાક દુશમનો હતા જેઓ એના રાજ ઊપર વારંવાર ચઠી આવીને રાજાના લશકરને મારી હઠાવતા હતા. પણ આ વખતે જ્યારે તેઓ ચઠી આવ્યા ત્યારે ચંદ્રહશ હથીઆરબંધ થઇ તેઓની સામે થયો અને હજારો જનને મારી નાંખી તેઓના બઇરી છોકરાંને કેદ પકડયાં અને ઘણી લુટ મેળવી. આ ખબર જ્યારે વજીરને થઈ ત્યારે પોતાના નોકરના છોકરાએ આવું મોટું પરાક્રમ કરીઉં માટે ઘણો ખુશી થયો, અને એ વીશે રાજાને પણ વાકેફ કર્યો. રાજાએ ખુશી થઇને પેલા ચંદ્રહશને તથા તેના ધરમ બાપને એક મોટો પ્રાંત ભેટ આપીઓ. ચંદ્રહશને એ પ્રાંતની ઉપજમાંથી રાજાને દર વરસે વીસ હજાર સોનાના સીક્કા આપવા પડતા હતા. પણ તેની ઊપજ એટલી બધી હતી કે ચંદ્રહશે સાત ઘણું મેહેશુલ રાજાને આપવા માંડયું. આ પ્રમાણે આ ધરમ બાપની ચઢતી થએલી જોઈ વજીરને ઘણી અદેખાઈ આવી અને તેણે પણ પોતાના ચાકરને મારી નાંખવાનો ઠડાવ કરીઓ. આ પ્રમાણે વીચાર કરી તરતજ, તેણે પોતાની વજીરાત પોતાના એક પુરા બેટા "મદન" ને સોંપીને, ચંદ્રહશના ઘર તરફ નીકળવા માંડીયું, એવામાં તેની એક પુરી છોકરી જે કે ઘણી ખુબસુરત હતી અને પુર જોબનના બહારમાં ખીલી રહી હતી અને જેનું નામ "બીકીઆ" કરી હતું તે તેની પાસે આવી અને દીલગીરીથી નીચે પ્રમાણે કહેવા લાગી "અરે હું એક મોટો સમુદર છેઉ અને શા માટે તમે તે સમુદરને સુકાઇ જવા દઓ છો અને તેમાંથી કોઇને પાણી પીવાની રજા આપતા નથી?

અરે એક એકીમતી વગર વીધેલું ગહવર શા કામનું ?" આ પ્રમાણે આ ખુબસુરત છોકરી પોતાના બાપ આગલ પોતાની કદખુદાઇ કરવાને માટે આજુજીથી કાલાવાલા કરતી હતી, પણ પ્રધાન ઉતાવલમાં હતો માટે પોતાની છોકરીને દીલાશો આપી કહીઉં કે "હવે તુંને જલદી પરણાવવામાં આવશે અને તેટલા માટે વધારેવાર તેણીએ દીલગીર થવું નહી." એ પ્રમાણે કહી તે ત્યાંથીચ ાલતો થયો જ્યારે પ્રધાન પોતાના આગલા નોકરને ઘર આવી પહોંચ્યો ત્યારે તેણે ઘટતાં માન સાથે પ્રધાનને પોતાના ઘરમાં લીધો. પ્રધાને ચંદ્રહશને ઘણો ખુબસુરત, જોરાવર તથા અકલમંદ દીઠો તેથી તેને તરતજ ઘણી અદેખાઇ આવી અને તુરત મારી નાખવાંની યુકતી કરવા લાગીઓ, કારણકે તે શેહેરનો રાજા ઘણો ઘરડો થયો હતો અને તેને એક છોકરી સીવાએ બીજું કંઇ છોકરૂ હતું નહી તેથી તે છોકરી સાથે પોતાના છોકરા માદનને પરણાવવાનો વીચાર હતો અને રાજા પછી ગાદીનો વારસ કરનાર હતો, અને તેથી કરીને ચંદ્રહશ એક વાર રાજાની દરગામાં આવીને તેનો ઘણો માનીતો થઇ જાય એવી બીહીકથી તેને જેમ બને તેમ જલદીથી મારી નાંખવાની એક યુકતી શોધી કાહાડી. તરતજ પ્રધાને એક કાગલ ચંદ્રહશને આપીને તથા તે ઉપર પોતાની મોહોર કરીને ચંદ્રહશને કહયું કે "મારા ઘર જઇ આ કાગલ મારા છોકરા માદનને આપી આવ."

હવે એ પત્રમાં નીચે મુજબ લખેલું હતું:—"મારા છોકરા તું જાણ કે આ ચીઠી લાવનાર મારો દુશમન છે અને મારી સઘલી માલ મીલકત લઇ લેવાને એ યતન કરેછે માટે એની જુવાની, ખુબસુરતી, ડાહાપણ, જોર તથા એનાં કુલ વીશે કંઇ પણ ધારીયા વગર એને ઝેહેર ખવાડજે." આ મજનુનનો પત્ર લઇ ચંદ્રહશે પ્રધાનના ઘર તરફ રસ્તો લીધો. કેટલુંક ચાલ્યા પછી આખરે તે પોતાના ઘરથી કુતુવાલ શેહેરનાં નાંકે આવી પોહોંચીઓ. આ જગોએ તેને એક ઘણોજ શુંદર બાગ દીઠો તેમાં તે પેઠો તથા ઘણો થાકી ગયાના સબબે પોતાના ઘોડાને ચરતો મુકી એક ઝાડ નીચે ઉંઘાઇ ગીઓ.

હવે એવું બનયું કે જે બાગમાં ચંદ્રહશ ઉંઘાઇ ગયો હતો તે બાગ પ્રધાનના તાબામાં હતો અને તે દીને તેની છોકરી "બીકી

આ" તથા રાજાની છોકરી આ બાગમાં રમત કરવા આવેલી હતી; બંધે જની પોત પોતાના લગન વીશે વાતો કરતી હતી તથા એક બીજાની મશકેરી કરતી હતી. એવામાં "બીકીઆ" એકાએક કંઇ કામ સારૂં જરા બાહાર ગઇ અને થોડેક દુર ઝાહડ નીચે એક પુરૂશને સુતેલો જોઇ તેની પાસે ગઇ અને તેને જોતાંને વાર તેની ઉપર આશક પડી ગઈ અને તેને ઉઠાડવાનો વીચાર કરવા લાગી, એવામાં તેનાં ગજવામાંથી અરધું બાહાર નીકલેલુ એક પત્ર તેણીને દેખાયું. તે તેણીએ બાહાર કાહાડીયું અને સીલ ઉખેડીને વાંચીને પોતાના બાપના હાથના અક્ષર જોઈ ઘણીજ અજબ થઈ. બીકીઆને તેને માટે દયા આવી તેથી તેણીએ ન જણાએ તેમ કાગલમાં લખેલો શબ્દ "દુશમન" ને બદલે "દોસ્ત" લખીયું અને સેવટે લખ્યું કે વગર ઢીલે આપણી બીકીઆને એની સાથ પરણાવી દેવી પછી પાસે પોતાના બાપની મોહર હતી, તે કાગલ ઊપર પાછી મારીને તેના ગજવામાં મુકયું અને પાછી પોતાની શાહેલી પાસે જઈ વાત કરવા બેઠી.

હવે જ્યારે ચંદ્રહશ પેલી તરફ જાગી ઉઠયો ત્યારે ઘોડા ઉપર સ્વાર થઇ વજીરના ઘર તરફ રસ્તો લીધો. જીઆરે તે વજીરના ઘર આગલ આવી પહોંચ્યો ત્યારે તેણે પેલો પત્ર તેના છોકરા માદનને આપીયો. આ પત્ર વાંચી માદને તેજ સાંજે ચંદ્રહશ સાથે પોતાની બેહનને પરણાવવાનો ઠરાવ કર્યો અને સઘલી વાતની તૈયારી થવા લાગી. જ્યારે સાંજ પડી ત્યારે લગનની શરૂઆત થઇ અને નાચરંગ થવા માંડયો અને દરેક ઘરમાં તથા દરેક મહોલામાં ખુશીના પુકારો ઊઠવા લાગીયા.

હવે જ્યારે એક તરફ લગનની ધામધુમ ચાલતી હતી ત્યારે પેલો પ્રધાન પોતાના આ નસીબવાન ચાકરની બધી દોલત અને માલ મીલકતનો નાશ કરાવીને તથા તેની ચાકરી છીનવી લઇને તરતજ પોતાના ઘર તરફ ચંદ્રહશને મારી નાખેલો ધારી ચાલીયો. જ્યારે તે તેના ઘર આગલ આવી પોહોંચ્યો ત્યારે તેણે દરેક ઠેકાંણે રોશની થયલી જોઈ અને દરેક જણને ખુશીના પુકાર મારતા સાંભલીયા. આ જોઇ પ્રધાન ઘણોજ અજાયબ થવા લાગયો અને એ વાતનો ખુલાસો મેલવવા ઘરમાં પેઠો. જેવો તે ઘર

માં ગયો કે સરવે જન તેની છોકરીના લગન માટે તેને મુબારક-બાદી આપવા લાગયાં. આ જોઇ પ્રધાન ઘણોજ ચીરડાઇ ગયો અને પોતાનો છોકરો ઘેલો થયો હશે અવું ધારીને પોતાનો ગુસ્સો દબાવી રાખયો. તરતજ તેણે માદનને બોલાવી આ ભેદનો ખુલાસો પુછયો. માદને પેલો કાગલ દેખાડયો કે જે પ્રધાન વાંચીને ઘણોજ અજાએબ થયો અને ભુલમાં લખાયું હશે એવું ધારી પોતાની ફજેતી ન થાય તેમ વીચાર કરવા મંડયો.

હવે બીજે દહાડે સવારે પ્રધાને કેટલાએક માણુસોને શેહેર બાહાર એક દેવીનું દેવલ હતું ત્યાં મોકલ્યા અને તેઓને કહયું જે જે કોઇ માણુસ હાથમાં એક સુગંધી ભરેલું પીયાલું લઇને દેવલમાં આવે તેને મારી નાંખજો. આ ઉપરથી આ માણુસો દેવલમાં જઇ બેસી રહયાં.

હવે પેલા પ્રધાને સાંજ પડી ત્યારે ચંદ્રહશને કહયું કે "આ સુગંધીનો પયાલો શેહેર બાહાર જઇ એક દેવીનું મંદીરછે ત્યાં ચઢાવી આવ કારણકે આ દેશનો એવો ધારો છે કે જે કોઈ મરદ પરણે તે મરદે પોતાને પરણીયાને બીજે દાહાડે એ દેવીને એક સુગંધીથી ભરેલો પીઆલો અરપણ કરવો." વજીરનું આ કહેવું ચદ્રહશે કબુલ કરીને પેલો સુગંધીવાલો પીઆલો લઈ મંદીર તરફ ચાલવા માડયું.

હવે એક તરફ કુતુવાલ શેહેરનો રાજા ઘણો બુધો થયો હતો માટે તેણે, ચંદ્રહશને (કે જેની બાહાદુરી વીશે તેને સારી ખબર મલી હતી) તેને પોતાનું રાજપાટ આપી પોતાની એકજ છોકરી સાથે પરણાવીને એકાંત જઇ ઇશ્વર ભકતીમાં તેનો બાકીનો વખ-ત ગુજારવાનો વીચાર કરયો. રાજાએ તરતજ પ્રધાનનો છોકરો માદન જે કે તે વખતે રાજાની હજુરમાં હતો તેણે રાજાએ ચંદ્રહ-શને પોતાની પાસે બોલાવી લાવવા હુકમ કરયો. માદન જાણતો હતો કે તે માતાના દેહેડાં તરફ ગયલો છે પણ તેને ખબર ન હતી કે ચંદ્રહશને પોતાના બાપે મારી નાખવાંના હેતુથી તે તરફ મોકલયોછે માટે તેણે ઝડપથી તેની પાછલ જઈ પકડા પાડયો અને તેને કહયું કે "હાલમો તુને રાજા તુરત બોલાવેછે માટે તું જલદી દોડીને રાજા પાસે જા અને આ પીઆલો મને આપ હું માતાને ચઢાવી આ-વાશુ." એવું કહીને તેની પાસેથી માદને પીઆલો લીધો અને મા-

તાના મંદીર આગલ આવીને જેવો અંદર પેઠો તેવોજ પેલા માણ-
સો જે કે કોઇને આવવાની વાટ જોતા અંધારે બેઠા હતા તેઓએ
તેને તલવારથી મારી નાખ્યો.

હવે જ્યારે ચંદ્રહશ રાજાની હજુરમાં પુગો ત્યારે રાજાએ તે
ના માથે તાજ મુકયું અને પોતાની એક પુરી બેટીનો હાથ તેના
હાથમાં આપીને તથા તેના ઉમરાવોને આ નવા રાજાને તાબે થવા
કહીને જંગલ તરફ નીકલી ગયો. હવે જ્યારે પ્રધાને સાંભલયું જે
રાજાએ ચંદ્રહશને પોતાનું રાજ આપયું અને પોતાનો છોકરો માદ
ન તેના હાથમાંથી પેલો પીઆલો લઇ મંદીર તરફ ગયો. એવુ સાં-
ભલયાથી તે તુરત તે મંદીર તરફ દોડયો પણ તેણે પોતાના છોકરા
ના મુડદાં સીવાએ બીજુ કંઇ પણ માલુમ પડયું નહી. આ દેખાવ
જોઇ પ્રધાન ઘેલો થાઇ ગયો અને તેજ જગાએ માથું પટકીને મ-
રણ પામ્યો. ચંદ્રહશ પોતાના દુશમનને મુવેલો જોઇ ઘણો દલગીર થયો.
અને પોતાની રાણીઓ બીબીઆ અને શાહાજાદી સંગાથે રહી
વાજબી રીતે રાજ્ય ચલાવવા લાગયો.

## ઇરાન સર જમીનની એક વારતા.

ઇરાન સરજમીન મધે આગલા વખતમો એક નામીચું શેહેર
"શેહેરે આબાદ" નામનું વસતુ હતું અને તાંહાં અદલ ઇનસાફનો
જાંહાંગીરશાહ નાંમે એક પાદશાહ રાજ ચલાવતો હતો. તે શેહેર
મધે એક અસપંદીઆર નામે પારધી રેહેતો હતો. તે પારધી દર
રોજ જંગલમાં જઇ તરેહ તરેહવારના સુંદર પખશીઓ પકડી લા
વી સોદાગર લોકોને વેચતો અને તેની ઉપરજ પોતાનું ગુજરાન
ચલાવતો હતો. અસપંદીઆર બર જોવાંનીમાં હતો તેથી તેનાજ
એક પડોસીની મેહેરબાનું નામની છોકરી ઉપર આશક પડયો, તેજ
પરમાણે તે છોકરી પણ અસપંદીઆરને પોતાના ખરાં જીગરથી
ચાહતી હતી, થોડા દાહાડામો તે લોકોની શેઆદી થઇ અને એ
નવું જોડું પોતાના દાહાડા સુખ ચેનમો ગુજારવા લાગુ. ખોદાના હોક
મથી તે લોકોને તાંહ એક પછી એક એ પરમાણે બે ફરજંદોની વરશી

થઇ, તે બેઉ ફરજંદો પુનમના ચાંદ સરખા બેટાવો હતા, તે લોકો નો ખુશનોમાં ચેહેરો જોઇ પેલું સુખીઆરૂં જોડું હમેશ ખુશી રે-હતું હતું પણ અફસોસ તે લોકોનું સુખ કંઇ ઘણા દાહડા ટકેઉં નહી, ઇઆને પેલી પરી ચેહેરેની મેહેરબાનું આએ ફાંની જેહાન છોડી પેલી હંમેશગીની બેહેશતની જગાએ ચાલી ગેઇ. અસપંદીઆ રને આએ વાતથી એક શખત જખમ લાગો પણ ખોદા ઉપર સુકરાંના કરી બેઠો અને પોતાના બેઉ છોકરા નાંમે કાઉશ તથા મીનોચેહેરને એક આખુનજી ઇઆને મેહતાજીના સવાધીન મધે દર એક જાતની કેળવણી આપવાને વાસતે સોંપીઆ. હવે ઘણાંએક વરસ નીકલી ગયાં, છોકરાએો નજદીક ચઉદથી પંદર વરસની ઉમર ના થયા. આખુનજી કોઇ કોઈ દાહાડો અસપંદીઆરને ઘેર જતા હતા તેથી એક દીવસે તેણે અસપંદીઆરને જણાવીચું કે તમો ફરીથી શેઆદી કરો. પેહેલે અસપંદીઆરે અનાકાની કીધી પણ આખુનજીએ ઘણાંજ કાલાવાલા કીધા તેથી અસપંદીઆરે એક દી-વસે પોતાની ફરીથી શેઆદી કરવાની ખાએશ જણાવી અને તે ઓરત શોધી લાવવાનું પણ આખુનજીનેજ સોંપીયું. આખુનજી મ-નમાં ઘણાજ મગન થયા અને સોદાબે નામની પોતાનીજ એક પડો સનને અસપંદીઆર સાથે શેઆદી કરાવાની વેતરન કરવા લાગા, તે ઓરત બદફેલ તથા બદ દેઆંનતમો પુરી હતી અને લુચો આ-ખુનજી તેણીની સાથે બદફેલીમો મશગુલ હતો. હવે બીચારા અસ-પંદીઆરની બીજી વખતની શેઆદી થઈ. શેઆદી થયા પછી થોડા મહીના રહી અસપંદીઆર એક દીવસે ધારા પરમાણે જેમ પોતાના શેકાર પકડવા જંગલ મધે જતો હતો તેમ ગીઓ. આખો દીવસ જંગલ મધે ભટકયો પણ કંઈ શેકાર હાથ નહી લાગો તેથા નીરાશ થઇ પોતાના ઘેર તરફ પાછો ફરેયો. થોડુંએક ચાલઆ બાદ અસ-પંદીઆરની નજર એક પખશી ઉપર પડી તે પખશીનો દેખાવ ઘણોજ સોવાંમનો તથા સોનેરી રંગનો હતો. અસપંદીઆર વીચાર કરવા લાગો જે મારો પણ પોણો જમાનો અતવાઇ ગીઓ અને મે ઘણાએક શેકાર પકડેઆ પણ આએ મીસાલનું નામીચું પખશી કોંઈ દાહાડે મારા હાતમો નહી આવેઉ હતું, અસપંદીઆર તેની પછવાડે લાગો અને થોડા વારમો તેને પકડવામો ફતેહ પામેઓ અને

ખુશી થતો તેહેને પોતાના ઘેર મધે લઈ ગીઓ અને એક પીંજરાંમો બંધ કરી વીચાર કીધો જે અગરજો સહવારના હું એ પખશીને પાદશાહની દરબારમો લઈ જઇશ તો પાદશાહ એ નામીચું પખશી જોઈ મને કંઈ ઇનામ આપશે. રાત પડી અને સરવે પોત-પોતાની જગોએ આરમધા કરવા ગયાં. અસપંદીઆર સહવારના ઉઠયો અને પખશીના પીંજરાં પાસે આવીને જોએછે તો તે પીંજરાં મધે એક ઇડું મુકેલું હતું. તે ઇડાંનો રંગ પેલા પખશીના રંગ જેવોજ સોનેરી હતો તેથી આસતે રહીને પેલું ઇડું બાહાર કાહાડેઉ અને જોએછ તો સોનાના જેવુંજ ભારી હતું અને ભાંજવા ગીઓ તો ભાંગતું પણ નહીં હતું. બજારમાં જઈ વેચતાં માલમ પડયું કે એ તો ચોખખુ સોનું છે અને એક ઇંડાની કીમત રૂ ૮૦ ઉપજી. તે બીચારો પેલા રૂપીઆ લઈ ઘેર આવેઓ અને ઘેર મધે સરવે જોઇતો સાંમણ લાવેઓ. એ પરમાણે દરરોજ પેલું પખશી ઇડું મુકતું અને અસપંદીઆર દરરોજ વેચીને પઇસા લાવતો હતો. હેવે એ વાતની ખબર આખુનજીને પડી તેથી એક દીવસે પેલી બદફેલ રાંડ જે અસપંદીઆરની ઓરત હતી તેને પુછેઉં જે અસપંદીઆર હાલમો પઇસાવલો કેમ થયો, તે ઉપરથી પેલી ઓરતે તે સરવે હેવાલ જાહેર કીધો. થોડાએક દીવસ ગીઆ બાદ અસપંદીઆરને કંઈ કામસર બાહાર ગામ જવું પડયું તેથી પોતાની ઓરતને કેહેવા લાગો જે મારે થોડા મહીના બાહાર ગામ જવું છે વાસતે મારા બેટા કાઉશ તથા મીનોચેરની સારી સંભાલ લેજે અને તેની સાથે પેલું પખશી કે જે આપણી દોલત છે તેની પણ સારી રીતની સંભાલ લેજે અને મારાં ફરજંદોની મીસાલે પાલજે. એમ કહી અસપંદીઆર ગયો. હવે થોડા દાહાડા રહીને પેલા આખુનજી અસ-પંદીઆરના ઘેર મધે હર વખત આવવા લાગા. તે પેલા નીરદોશ કાઉસ તથા મીનોચેર સરવે જોતા હતા, પણ અખાડા કરી ફરતા હતા. આખુનજી જાતે નજુમી હતા તેથી પોતાના નજુમની મારફતે તેવણને માલમ પડયું કે અગર જો અસપંદીઆરનાં ઘરમાં જે પખશી છે "તેના માથાનો ભાગ કોઈ ખાએતો કોઈ પણ શેહેરનો પાદશાહ થાય" અને અગર જો "કલેજાનો ભાગ ખાધામાં આવે-તો એક વરસ દાહાડો રહીને એજ પખશીની મીસાલે દરરોજ એક

ઈંડું પેદા કરે.' આ જોઇ આખુનજીએ પેલી ઓરતને ફુસલાવી અને પક્ષી હાથ કરવાની તજવીજ કીધી. પેહલાં તો ઓરતે ના કહયું કે મારો ખાવંદ જો જાણશે તો પછી મારા શું હાલ, કાંએજે એ પક્ષી ઉપર તેનો ઘણોજ પ્યાર છે. વલી થોડા દાહાડા ગયા પછી આખુનજી અસપંદીઆરના ઘરમો આવેઆ અને છોકરાંઓ ઘેર મધે નહી હતાં તેટલાં ઓરત સાથે એસઅસરતમો પડી તેણીને લલચાવી અને કહયું જે આએ પક્ષી મને ખાવા ગમે છે વાસતે અગર જો તું એને પકાવશે તો આજે રાતે હું તારે તાંહાં ખાવા આવીશ.

પેલી ઓરતે પોતાનો નીચ હવસ પુરો પાડવાને આખરે કબુલાત આપી. આખુનજીએ તાકીદ કીધી કે એ પક્ષીનો કોઇ પણ ભાગ મારા જોયા વગરે કોઈના ખાવાંમો નહી આવે વાસતે રાતે ખાના ઉપર એ પક્ષીના સરવે કટકા પેહેલાં મારી આગલ લાવજે. પેલી ઓરતે તે પરમાણે કરવાને કબુલાત આપી. આખુનજી ગીઆ પછી તે મનમો વીચાર કરવા લાગી કે અગર મને અસપંદીઆર પુછશે તો એમ કેહેવશ જે જે વખતે હું એને ખોરાક મુકવા ગેઇ અને બારણું ઊઘાડું રહી ગીઉં તેથી ઉડી ગીઉં, એમ વીચાર કરી પીજરાં પાસે જઈ પેલાં પક્ષીને બાહાર કાહાડયું અને પોતાનેજ હાતે જબેહ કરી ચુલા ઉપર પકાવા મુકયું અને તૈયાર થયા પછી ચુલા ઉપરથી ઉતારી બાજુ ઉપર મુકયું અને બીજા ઓરડામો જઈ પોતાના તનને આરાસતે કરવા પડી તેટલાંમો કાઉસ તથા મીનોચેર નીશાળ મધેથી આવી લાગા અને ખાનાની ઉતાવલ કીધી. મતરાઈ બોલી જે આજે સાંજે તમારા આખુનજી આપણે ઘેર જમવા આવવાના છે વાસતે આપણે સાથે જમશું. મીનોચેર તથા કાઉસ તાંહાંથી રાંધનીમો ગયા અને શું પકાવેલું હતું તે જોવા લાગા અને વીચાર કીધો કે આજે તો મુરઘી પકાવેલી છે માટે કટકા ગણતરીનાં હશે તેથી તે ખવાએ નહી પણ કલેજી તથા મુડી આપણે વેંહેંચી ખાઇએ, એવો વીચાર કરી કાઉસે મુડી ખાધી અને મીનોચેરે કલેજી ખાધી અને જેમ હતું તેમનું તેમ ઢાંકી ઘેર મધેથી બાહાર ગયા અને રાતના કલાક સાતને અમલે પાછા ઘરમો આવેઆ તે વખતે આખુનજી પણ આવ્યા. હવે જમવાનો વખત થયો અને જમવાનો

સુફ્રો બીછાવેઓ અને પેલી ઓરત પેલા પક્ષીના સરવે કટકા એક રકાબી મધે મુકીને સુફ્રા ઉપર લાવી તે વખતે આખુનજી પેલી રકાબી ખોલવા લાગા અને તેની અંદર મુડી તથા કલેજી નહી માલમ પડી તેથી પેલી ઓરતને તે વીશે પુછવા લાગો. છોકરાઓ બોલી ઉઠયા જે મુડી તથા કલેજી તો હમો લોકોએ ખાધી. આ બોલો સાંભલી આખુનજીનો ચેહરો ફીકો જરદ થઈ ગીઓ, અને હાએ અફ્સોસ મારી ભુખાને ભુખા ચાલી ગયા. પેલી ઓરત રાતને વખત પેલા આખુનજીને ઘેરે ગઈ, અને પુછવા લાગી જે તમોએ નહીં ખાધું તેનુ કારણુ શું.? ઘણાંજ કાળાવાલા કરતાં પેલા આખુનજીએ પેલી મુડી તથા કલેજીની ખાશીએત કહી સંભલાવી તેથી પેલી નાપાખ ઓરત પણુ ઘણીજ પસતાવા લાગી. પેલી ઓરત પાછી ઘેરે ગઈ અને થોડાએક દીવસ ગુજરવા બાદ પેલા છોકરાઓ કાઉશ તથા મીનોચેર વીચાર કરવા લાગા જે આપણે આ શેહેરમો પડીને શું કરીએ કોઈ બીજાં શેહેરમો જઈ કંઈ ધંધો કરીએ. એ પરમાણે વીચાર કરી પેલા જવાંનોએ પેલી ઇડાંની સંદુક ઉંઘાડી અને અંદરથી તરણુ ઈંડાં લઈ પોતાની મતરાઇ માએ નહી જાણે તેમ બજારમો જઇ વેચયાં અને તેના જે રૂપીઆ આવેયા તે લેઇ બજાર મધેથી સફેદ બે ઘોડા ખરીદ કીધા અને બીજો પરચુટણુ મુસાફ્રીનો સામાણુ લેઇ છુપા છુપ શેહેરની બાહેર નીકળી ચાલેઆ. કેટલીએક મંજલો કર્યા બાદ તે લોકો આસરે એક મહીનાને સુમારે એક જંગલ મધે આવી પોંહચયા અને થાકથી કંટાળી ગયા હતા તેથી વીસામાની જગા જોતા હતા. થોડાએક આગળ ચાલ્યા એટલે એક જુપડું તે લોકોની નજરે પડયું અને તે તરફ્ પોતાના ઘોડા દોડાવેઆ. તે ઝુપડા મધે એક બુઢો પીરમરદ એક ચટાઈ ઉપર બેશી ખોદાની બંદગી કરતો હતો. તે લોકો તાંહાં જઇ ઘોડા ઉપરથી ઉતરયા અને પીરમરદને અરજ કરવા લાગા જે હમો બેઉ મુસાફ્રર છઈએ અને રાહાના થાકેલા છઇએ વાસતે આજની રાતના હમોને ઉતારો આપશો તો હમો મોહોટું હેશાંન થએલું સમજશું. પીરમરદે મોટી ખુશીથી હા કહયું અને તરત ઉઠી તે લોકોને ઘોડા બાંધવાની જગા દેખાડી અને ચુલા અંદર આતશ રોશન કરી પાંણી ગરમ કરી તે લોકોને નવાડેઆ તથા પોતાની પાસે જે કાંઈ

ખાવાનું હતું તે તે લોકોને સુફરા ઉપર ખાવાને આપયું. બીજે દાહાડે બામદાદાનો વખત થયો, કાઉશ ખોવાબથી બેદાર થયો અને તરત ઉઠી આંગ પાખ કરી ખોદાની બંદગીમો મંસગુલ થયો અને બંદગી કરી રહેવા બાદ પોતાના તથા પોતાના ભાઈના ઘોડાની ચાકરી કરી વીચાર કીધો જે બીરાદર મીનોચેરને હવે ઉઠાડું એમ વીચાર કરી મીનોચેરને ઉઠાડવા લાગો પણ મીનોચેર બીચારો ઉઠેઓ નહી. ગમે તેટલો હીલવેઓ પણ મીનોચેર ઉઠેઓ નહી. તેવામો પેલો પીરમરદ પણ તાંહાં આવી લાગો અને જોએચતો મીનોચેરનું આંગ બધું લીલું જેહેર જેવું થઇ ગએલું. પેલો પીરમરદ કગળીને કાઉશને કેવા લાગો કે બેટા જાંહાંછે તાંહાં તારા ભાઈને કોઈ અજદાએ રાતના દંખ મારી મારી નાખેઓ છે. થોડા વારમાં તો તે વાત ખરી પડી યાને જમણા હાથ ઉપર એક સાંપનો દંખ માલમ પડેઓ. આવો મામલો જોઈ કાઉશ જારબેજાર રડવા લાગો અને પોતાના ભાઈની છેલી ઘડીની માએતમપોશી કરવા લાગો અને જેમ એક દીવાનો માણસ હોએ તેમ હંઈથી તંઇ દોડવા લાગો. આખરે જુફડાંની પડોસમાં એક ખાડો ખણેઓ અને તાંહાં બીચારા પેલા મીનોચેરની લાસને દફનાવી. હવે બીચારા કાઉશે વીચાર કીધો કે આએ જંગલમો રેહવું મને પણ સજાવાર નથી વાસતે હું પણ અંહીથી ચાલી જાઉં. બીજે દીને પોતાના ઘોડાને પોતાની સાથે લીધો અને પોતાના ભાઇના ઘોડાને પેલા પીરમરદના હસતકમા આપી પોતે ચાલતો થયો અને જંગલે જંગલ અને પાહાડે પાહાડ પોતાના ભાઈના ગમની અંદર હાએ તથા અફસોસ કરતો પોતાનો ઘોડો ચલાવતો હતો અને જંગલ મધે કંઈ ફળ મળતાં તે ખાઇ શુકરાના કરતો હતો. જગલે જંગલ ફરતાં હાલ બેહાલ થયો અને કંટાલી ગયો તેથી કોઇ શેહેર તરફનો રસતો લીધો. થોડા દીવસ ગયા બાદ તે એક ઉંચા મીનારાના નામીચાં શેહેર "શેહેરે સીસતાંન" ની અંદર આવી પોંહોંચયો. હવે તે શેહેરે સીસતાંનનો નામીચો બાદશાહ ખોદાદાદ નામે પોતાની ટુક ઉમર મધે મરી ગયો હતો પણ તેની પાછલ તેનો કોઈ વારસ નહી હોવાથી વજીર રાજ ચલાવતો હતો. એક દીવસે તે મરનાર બાદશાહની ઓરતે ખોવાબ જોયો અને તેની અંદર પેલીને કોઈ ફરેસતો એવું કહી ગયો જે " આએ શેહેરનો પાદશાહ કોઇ-

ને હાલમો કરવો નહી પણ એ શેહેરે સીસતાંનનો નવો પાદશાહ થોડા દાહાડામાં અહીયાં આવી પોંહોંચશે પણ તેને તમો ઓળખશો નહી પણ તેની ઓળખ માતર એટલીજ છે કે આપણી દરબારના સફેદ હાથીને શેહેર મધે સહવારથી તે સાંહાંજ સુધી છુટો મુકવો અને તે હાથી જે શખસને પોતાની શુહુને કરીને પોતાની પીઠ ઉપર લેશે તે શખસ આએ શેહેરનો પાદશાહ થશે અને તે શખસ સાથ તુ ફરીથી શેઆદી કરજે." તે બાદશાહજાદીનું નામ "ફરોખજાદ" હતું, તે સહવારનાં ખોવાબથી બેદાર થઇ અને પોતે ખોવાબ મધે શું જોયુ તે સરવે પોતાના વજીરો તથા દરબારીઓને કહી સંભલાવયું. એ ઉપરથી પેલા વજીરે તરત હોકમ કીધો જે દરબારના હાથીને છુટો મુકે. વાંચનાર હવે આપણે બીરાદર કાઉશની પાછી ભેટ લઇજીએં, કાઉશ બીચારો શેહેરના દરએક ભાગ મધે પોતાના ઘોડા ઉપર ભટકતો હતો અને પોતાની પાસે પેલાં પક્ષીનું એક ઈંડું હતું તે એક દીવસે સોદાગરના મોહલામો વેચવાને વાસતે લેઇ ગયો, તે વેચીને પૈસા લઇ જેવો પોતાના ઘોડા ઉપર બેશવા જાએછ તેવોજ પેલા હાથીએ આવીને પોતાની સુહુને કરીને ઉંચકીને પોતાની પીઠ પર પાદશાહી અંમારી ઉપર બેશાડેઓ તે જોઇ સરવે સોદાગરો તથા શેહેરના બીજાં લોકો કાઉશને બા આબરૂ સાથે હાથીની પીઠ ઉપર પાદશાહી દરબાર મધે લઇ ચાલેઆ અને વજીર તથા દરબારીઓ બા આબરૂથી તેને નીચે ઉતારેઓ અને હમામ મધે મોકલી તન પાક કરી તખત ઉપર બેસાડયો, અને ચાર દીવસ રહીને પેલી ફરોખજાદ પાદશાહજાદી સાથે નેકા કીધા અને તે દીવશે શેહર મધે સરવે જગોએ શેઆદી રામસની થઈ અને શેહેર મધે સરવે જગોએ પકો બંદોબસત કરી અદલ ઇનસાફ ચલાવા લાગો.

હવે એનીમેર પારધી અસપંદીઆર થોડા મહીના રહી પોતાને શેહેર આવી લાગો અને પોતાની ઓરતને છોકરાઓ વીશે પુછવા લાગો, ત્યારે પેલી ઓરતે કહ્યું જે તે લોકોતો સઘળાં ઇંડાં લઇ નાસી ગયા તે માલમ નથી પડતા. પછી પેલાં પક્ષી વીશે પુછ્યું તારે કેહવા લાગી કે હું ખાવાનુ મુકવા ગઇ તેટલામાં બાર્‌રણું ઉઘાડું રહી ગયું અને ઉડી ગયું. અસપંદીઆરે સરવે વાત

સાચી માની પણ પોતાના જુવાન અને ખુબસુરત બેટા વીશે ઘણોજ ગમ કરવા લાગો.

હવે વાંચનારાઓ આપણે પેલા મરનાર મીનોચેરની ખબર લઇએ. જે વખતે મીનોચેરને દફનાવેઓ અને કાઉશ ચાલી ગયો પછી તરીજે દીવસે પેલા પીરમરદની મુલાકાતે કોઇ તેનો બેશા આવેઓ તે પેલા પીરમરદના કરતાં વધારે જઇફ હતો તેમ એલમ અને હોનરમાં પણ ઘણોજ કાબેલ હતો. તે પીરમરદ પેલો ઘોડો જોઇ પેલા આગલા પીરમરદને પુછવા લાગો જે આએ ઘોડો શુ તમારો છે અને અગરજો તેમજ હોયતો વળી તમોને ઘડપણને દહાડે એ શું શોખ થયો. તે વખતે પેલો જુપડી વાળો પીરમરદ કેહેવા લાગો જે પીઆરા બીરાદર આજે તરણ દીવસની વાત ઉપર કોઇ બે ભાઇ મુસાફર તરીકે આએ જુપડી મધે વાસો લેવા આવેઆ હતા, તે લોકો કોઇ ઉંચાં ખાનદાનનાં હોય તેવા ખુબસુરત દીસતા હતા અને રાતના બોઆબઘા કરવા ગયા તેટલાં કોઇ જેહરી અજદાએ તે મધેના એકને દંખ મારી મારી નાખ્યો અને સહવારના તે વાત માલમ પડી અને તેનો જીવતો રેહેલો ભાઇ હાએ અફસોસ તથા માહેતમ કરતો તેની લાસને આએ જુપડીની પાસે ખાડો ખોડી દફનાવી ચાલી ગયો, અને તે મરનારનો ઘોડો હતો તે માહારે સવાધીન કરી ગયો. તે વખતે પેલા બીજા પીરમરદે કહ્યું કે તે મરનારની દાટવાની જગા દેખાડો. તે પરમાણે જગા દેખાડી અને બેઉ જણાઓએ મળીને પેલા મીનોચેરના રૂવાનને બાહાર કાહાડયું. પછી પેલા પીરમરદે તે બદનને સરવે જગોએથી તપાશી જોઈ બોલેઓ કે એ જીવતો થશે વાસતે તમો જરા બેશો હું જંગલમો જઈ એક જાતનો ઝાડનો પાલો લઈ થોડા વખતમો પાછો આવુંછું એમ કહી થોડા વખતમો પાલો લઇ આવ્યો અને તેને એક વાસણમો ભરી પાણી નામી ચુલા ઉપર ઉકારેઓ, પછી ઠંડો પડેઆ પછી પેલા મીનોચેરના આંગ ઉપર ચોપડેઓ જેથી પેલા અઝદાનું જેહર થોડા વારમો ઉતરી ગયું અને મીનોચેર ઉઠીને ઉભો થયો, અને જેમ ઉંઘથી બેદાર થઓ હોએ તેમ પોતાના ભાઇ વીશે પુછવા લાગો, તે વખતે પેલા પીરમરદોએ તેનું આંગ પાણીથી સાફ કરી કંઈ ખવાડી પાઇ પછી સરવે વાતથી તેને વાકેફ કીધો.

હવે આંપણો મીનોચેર પોતાના ભાઇની ખોળ કરવા ઘોડા ઉપર સવાર થઇ જંગલે જંગલ ચાલવા લાગો અને જતી વખત પેલા પીરમરદને કહી ગીઓ જે તમારી નેકીનો બદલો કભી પણ ભુલીશ નહી. જંગલ દર જંગલ ચાલતાં તથા રાતના ઠાર તથા દીસનો તડકો ખાતાં શીકસ્ત બેશીકલ થઇ ગીઓ. એવાંમો એક ગાંમ આવી લાગું તાંહાં આવી પોંહોચી પોતાની પાસે કંઈ પૈસા નહી મળે તેથી ઘોડો વેચી નાખેઓ અને થોડા દીવસ રહી પોતાનું ગુજરાંન કરવા લાગો. વળી પૈસા થઇ રહયા તથા પોતાના ભાઇની નીશાંની કેયે માલમ નહી પડી તેથી પાછો જંગલ તરફનો રસતો લીધો અને રખડતાં રખડતાં ભુખો અને તરસીઓ "શેહેરે સીસતાન" મધે આવી પોંહોચેઓ, તે વખત સાંજનો હતો અને પાસે કંઈ ખાવાનું નહી હતું તેથી મોહોલાઓમાં ફરવા લાગો. ફરતાં ફરતાં મીનોચેર એક મોહલામો આવી લાગો જે મોહલા મધે રાતને વખતે ઘાંચી લોકો પોતાના બલદોને ઘાંની મધે જોડી તેલ કાહાડતા હતા. મીનોચેર એક ઘાંચીના દરવાજા તરફ જઇ પેલા ઘાંચી પાસે કંઇ ખાવાનું માંગવા લાગો, ઘાંચીએ કહયું જે ભાઈ અગરજો રાતના માહારી ઘાંની ઉપર બેશી તું પણ તેલ કાહાડેતો તુંને ખાવાનું આપું. મીનોચેર બોલેઓ હું ભુખો છેઉં વાસતે અગરજો તું મને પેહલા ખવાડશે તો હું તેલ કાહડી આપશ. પેલા ઘાંચીએ કંઇ બાજરાનો રોટલો તથા કંઈ ભાજી તરકારી મીનોચેરને ખાવા આપી તે ખાઈ ખોદાના શુકરાંના કરી ઘાંચીની ઘાંની ઉપર ચઢી તેલ કાહડવા લાગો. રાતના કલાક બારનો સુમાર થયો પછી ઘાંચીએ ઘાંની બંધ કીધા પછી મીનોચેરે અરજ કીધી જે આજની રાત તુ મને તારા ઘરમાંજ સુવા દે. ઘાંચીએ મીનોચેરને સુવા દીધો. હવે બામદાદનો વખત થયો, ઘાંચી સકારો ઉઠયો, બીચારો મીનોચેર જંગલનો થાકેલો હતો તે સુઈ રહયો હતો, ઘાંચીએ પોતાનાં બલદને પાછો જોડી તેલ કાહડવાનું પોતે શરૂ કીધું. તેવામો તેની નજર મીનોચેર ઉપર પડી કે તેની બોરદુમો કંઇ સુનાંના જેવું. જલકતું હતું તેથી ઘાંની ઉપરથી ઉતરી મીનોચેર નહીં જાણે તેમ પેલુ ઈંડું ઉચકી લીધું અને મનમાં વીચાર કરવા લાગો કે અગર સહવારના ઉઠીને એ માંગશે તો હું એને પાછું આપશ. સહવારે પડી અને મીનોચેર ઉઠયો પણ પેલાં ઈંડાં વીશે તેને કશી ખબર

નહી હતી તેથી તે કંઈ બોલયો નહી, ત્યારે ઘાંચીએ કહ્યું જે ભાઈ તું વળી કાંહાં રખડવા જશે માહરેજ તાંહાં રેહે અને તેલ કાહડી રોટલી ખાયા કરજે. મીનોચેરે તેપણ કબુલ કધું, કાંએ કે તે જગો ઉપર તેનો કોઇ પણ બેશી નહી હતું.

પેલો ઘાંચી ઇડું લઈ બજારમો વેચવા ગીયો અને તેને સુનાની મીસાલે પૈસા મળેઆ, એ પરમાંણે તરણ ચાર દીવસ સુધી પેલા મીનોચેરના પાસાં મધેથી ઈંડું લેતો ગયો અને હજારો રૂપીઆ એકઠા કરવા લાગો. પછી મીનોચેરને કહયું કે મારે પેટે કાંઇ ફરજંદ નથી માટે હું તુને મારો દીકરો કરી રાખું. મીનોચેરે આ વાત કબુલ કીધાથી ઘાંચીએ એક મોટું ઘેર બાંધયું, ઘાંચીનો ધંધો છોડી દીધો, ચાકરો રાખેઆ અને ઘાંચી તથા તેનો કરી લીધેલો દીકરો અમન ચમનમો ફરવા લાગા. પેલો ઘાંચી મીનોચેરને જરા પણ વીહીલો નહી મુકતો હતો, તેમાં ખશુશ કરી રાતની વેળાએ ઘેર મધેથી બાહાર જાવા નહી દેતો હતો, અને પોતાની સાથે સુવાડતો હતો. દરરોજ સાંહાંજના બેઉ જન ઘોડા ઉપર ફરવા જતા હતા, એ પરમાણે ઘણુંએક મહીના નીકલી ગીઆ પછી એક દીવસે મીનોચેર તથા ઘાંચી કરીને ઘોડા ઉપર બેસીને સોદાગર વારમો ફરેછે એટલે મીનોચેરની નજર એક સુંદર નાજનીન ઉપર પડી તેમજ પેલીની નજર પણ મીનોચેર ઉપર પડી તેથી ઇશારત મારી મીનોચેરને આવવા જણાવયું. મીનોચેરે વાત મનમોજ રાખી અને ઘેર ગીઆ પછી રાતના કલાક દસને સુમારે ઘોડા ઉપર સવાર થઈ પેલા સોદાગર વાર મધે ચાલેઓ તાંહાં પેલી નાજનીન મીનોચેરને જોઇ તરત નીચે ઉતરી આવી પોતાના માલ ઉપર લઈ ગઇ. ખેર આરીએત પુછી પછી પોતાની સાથે પરણુવાને મીનોચેરને લલચાવા લાગી. મીનોચેર પણ તેનું ગુલબદન જોઇ તેની ઉપર આશક પડયો અને રાતના તાંહાંજ સુવાની કબુલાત આપી. પેલી ઓરત બાંમદાદમાં ઉઠી અને જોએછે તો મીનોચેરના પાસાંમો એક સુનાનું ઈંડું હતું. પછી સહવારના મીનોચેર ઉઠયો તે વખતે ઓરતે વીચાર કીધો કે અગરજો એ માંગશે તો હું એને આપશ, પણ બીચારા મીનોચેરને તે વીશે કશી ખબર નહી હતી તેથી તેણે કંઇ માંગયું નહી તે ઉપરથી ઓરતે વીચાર કીધો જે આએ ઘાંચી આટલો બધો પૈસાવાળો થઇ ગયો તથા

એને જરા પોતાની પાસેથી ખીશવા નથી દેતો તેનું કારણ એજ હોવું જોઇએ. પછી પોતે બજારમો ગઈ અને ઈંડું વેચી પૈસા લઈ આવી અને મીનોચેરને રેહવા માટે કાળાવાળા કરવા લાગી. મીનોચેરે કહયું કે પયારી મારો બાપ મને જરા વીહીલો મુકતો નથી અને આજે ગેઇ રાતે હું તારે તાંહાં આવયોછું વાસતે તે બીચારો મારી શોધમાં ફરતો હશે અને હાએ અફસોસ કરતો હશે વાસતે મને જવા દે. પણ પેલી ઓરતે પોતાના મક્કર ચલાવામાં પોતાની જબાંનને એવી તો શમશેર મીસાલ તેજ કીધી કે બીચારા મીનોચેરને તાંહાં રેહેવાની ફરજ પડી. તરણ ચાર દીવસ એ પરમાંણે મીનોચેરને રાખેઓ પછી એક દીવસે પેલી ઓરત તે શેહેરના એક કાબેલ નજુમી પાશે જઈ પેલા ઈંડાં વીશે પુછવા લાગી. નજુમીએ કહયું કે એક સુનેરી રંગનું પક્ષી થાયછે તેને જો અગર પકાવીને તેની કલેજી કોઇ માણુસ ખાય તો તે કલેજી એમની એમ તેના કલેજાં ઉપર વળગી રેહે અને તેની બરકતથી એ જગે સુનાનું ઈંડું તેના પાસાંમે આવે. ત્યારે પેલી ઓરતે ફરીથી પુછયું જે અગર તે ઈંડાંને આપણા સવાધીનમો લેવા માંગીએ તો શું કરીએ. ત્યારે પેલા નજુમીએ જવાબ દીધો જે લીમડાના જાહાડનો પાળો લઈ તેનો થોડો રસ કાહડવો અને પછી તેની અંદર થોડો વાર તાંબાના પૈસા મુકવા પછી પૈસા કાહાડી લઇ પાણીને કઇ દારૂની અંદર ભેળીને પાવું એટલે પેલો કલેજીનો કટકો તરત નીકળી પડશે તેને ઉંચકીને તરત ગળી જવો એટલે છ મહીના રહીને પછી તે પણ એક સુનાનું ઈંડું મુકશે. એ સાંભળી પેલી ઓરત ખુશી થઇ અને ઘર જઇ મીનોચેર સાથે ઘણોજ પયાર કરવા લાગી અને તેને જાતજાતનો દારૂ પાવા લાગી. પછી પેલા નજુમીના કેહવા પરમાણે પેલું પાણી બનાવી દારૂની અંદર ભેળીને પાયું તેથી તરત મીનોચેરને નજુમીના કેહવા મુજબ થયું અને તબીઅત બગડી આવી આથી સુઈ ગયો. પેલી ઓરત કલેજીનો કટકો તરત પોતે ગળી ગઇ અને આખી રાત સુમાર જોયો કે અગર મીનોચેરના પાસાંમે પેલું ઈંડું આવે છે કે નહી. સહવાર પડી પણ ઈંડું કંઇ જણાયું નહી, પછી મીનોચેરને હુશીઆર કરી ઘેર મોકલ્યો. હવે પેલી તરફ ધાંચી મીનોચેરની શોધમાં ફરવા લાગો તેવામાં મીનોચેર પણ તાંહાં જઇ લાગો. તેને ગળે

વળગી પુછવા લાગો કે, મારા બેટા તું ચાર દીવસ સુધી કાંહાં હતો.

મીનોચેરે કંઇ અવળુ સવળુ સમજાવયું. પછી ખાઇને રાતના સુવા ગયા. સહવાર પડી અને પેલો ઘાંચી ઇંડું જોવા આયો તેતો કંઈ દેખાયું નહી ત્યારે પોતે સમજી ગયો જે કોઈ શખસે એની સાથે દગો કીધો છે. સહવાર પડી અને મીનોચેર બેદાર થયો ત્યારે ઘાંચીએ સરવે વાતથી મીનોચેરને જાણીતો કીધો કે તુંને મારી સાથે રાખવાનું આએ કારણ હતું, પણ બે તરણ દીવસ તું બાહાર જઈ આવયો તેથી કોઇ ચંડાળે તારી સાથે દગો કીધો.

મીનોચેરે આ ઉપરથી સરવે હકીકત કહી સંભળાવી તથા કંઈ પાઇને ઓકાવી કાહાડયું તે પણ કહી સંભળાવયું અને ગુસાનો મારેલો શેહેર છોડી જંગલ તરફનો પાછો રસ્તો લીધો અને જંગલે જંગલ ભટકવા લાગો અને જંગલી પાળો તથા જંગલી ફળ ખાઇ પોતાનો વખત ગુજારવા લાગો. થોડા દીવસ ગયા બાદ તે એક ફળવંત જંગલમો આવી લાગો કે તે જંગલની અંદર બે શુમાર ફળોના જાહાડ હતાં પણ કોઇ ઇનસાનની વસતી માલમ નહીં પડતી હતી. મીનોચેરને ભુખ ઘણી લાગી હતી તેથી એક ફળ તોડીને ખાધું જેવું ફળ પેટમો ગયું કે મીનોચેરની શીકળ વાંદરાની બની ગઇ. પોતાનો આવો હાલ જોઈ મીનોચેર ઘભરાવા લાગો. તે પોતાના મનમો સરવે સમજતો હતો તેથી લાગલો તે જંગલ છોડી કોઇ વસતી વાળા ભાગમો આવી પોંહોચેઓ અને કોઇ આદમજાત જનું આવતું દેખાએ તેને કાલાવાલ કરી કેહેતો હતો પણ કોઈ તેનું સાંભળતાં નહી હતાં તેથી વળી પાછો જંગલનો રસતો લીધો અને હેવાનની હાલતમો જંગલે જંગલ ભટકવા લાગો. એક દીવસે વળી બીજાં જંગલમો આવી લાગો તાંહાં વળી કેટલીએક જાતના ફલના જાહાડો દેખાયાં તેને તોડીને ખાધાં, જેવું ફળ ખાધું કે પાછો મીનોચેર ઈનસાનની હાલતમો આવી ગયો. મીનોચેર પોતાને પાછો આદમજાદ બનેલો જોઇ તે પાક પરવરદેગારની જનાબમો શોકરાના ગુજારવા લાગો અને તરત તે મધેથી થોડા ફળ પોતાની સાથે લઈ પોતે વાંદરો બનેઓ હતો તે જંગલમો ગીઓ અને જે ફળ ખાધાંથી પોતે વાંદરો બની ગીઓ હતો તે પણ ફળ થોડાં લેઇ શેહેર સીસતાંન તરફનો રસતો લીધો, અને

મંજલ દર મંજલ કુચ કરતાં ત્યાં આવી પોંહોચેઓ અને પેલા ઘાંચીને ઘર જઈ અરજ કરવા લાગો જે પેઆરા શેઠ મને ફકત તરણ ચાર દીવસ તમારે તાંહાં રેહેવા દેવો મને જરૂરનું એક કાંમ છે. પેલા ઘાંચીને દયા આવી અને મીનોચેરથી જે તેને આસરો મળેલો હતો તે દીલમો યાદ કરી ઘેર મધે રાખી સોજાં કપડાં પેહેરાવેઆં. બીજે દીવશે મીનોચેર શેહેર મધે ફરવા નીકલીઓ અને પોતાની સાથે પેલાં જંગલી ફળબી લીધાં. ફરતાં ફરતાં પેલા સોદાગરના મોહલામો આવી પોંહોચેઓ તાંહાં પેલી ઓરત ઉભી હતી તેણે પાછો બોલાવેઓ અને પુછવા લાગી જે તમો ઘણે દીવશે દેખાયા તેનું કારણ શું. મીનોચેરે જવાબ દીધો જે આપણા શેહેરનો બાદશાહ ઘણોજ બીમાર છે અને કોઇ પણ દવાથી સારો થતો નથી તેથી મને બાહરગાંમ એક જાતના સુંદર ફળો લેવા મોકલેઓ હતો તે ફળ હું હાલમો લઈ આવેઓ છું અને તે ફળ એટલાંતો ગુણવાળા છે જે અગરજો કોઈ આદમજાદના ખાધાંમો આવે તો ગમે તેવો ઘરડો થયો હોય તો તે જુવાન બને અને જેટલી ખુબસુરતી ધરાવતો હોય તેનેથી બેવડી ખુબસુરતી ફળ ખાધાથી આવે. તે વખતે પેલી ઓરત અરજ કરવા લાગી જે મારા પયારા તેવું એક ફળ તું મને નહી ખવાડે. મીનોચેરે જવાબ દીધો જે મારી પાસે ફકત તરણજ ફળ તેમોનાછે વાસતે તુંને નહી અપાએ એમ કહી પેલા ફળો દેખાડવા લાગો. પેલાં ફળ જોઇ પેલી ઓરતનું દીલ વધારે લલચાયું જેથી મીનોચેરને ગળે વળગી વધારે કાલાવાલા કરવા લાગી. મીનોચેર પણ નામને ખાતર ના હા કરવા લાગો. પછી આખરે મીનોચેરે પોતાને હાથે છોલીને પેલું ફળ ખાવા આપયું. જેવું પેલીએ ફળ ખાધું એટલે તરત વાંદરી બની ગેઈ, તેજ વખત મીનોચેર પોતાના ગજવાં મધે એક દોરી લાવેઓ હતો તે વતે પેલીને મજબુત બાંધી અને નેતરનાં ફટકા મારતો તેના ઘેર મધેથી ઉતારી ઘાંચીને ઘેર લાવેઓ અને પોતે વીચાર કરવા લાગો કે જેમ હું વાંદરાની શીકલનો થઇ ગયો હતો અને બધુ સમજતો હતો તેમ એ પણ સમજતી હશે તેથી નેતરનો માર મારી પેલી ઓરતને પેલી ચીજ ઓકવા કેહેતો હતો. પેલી ઓરત પોતે બધુ સમજતી હતી પણ અખાડા કરી માર ખાઆ કરતી હતી.

એ પરમાણે મીનોચેરે તરણ ચાર દીવસ સુધી માર માર્યો તેવામો પેલી ઓરતના સગાં વાહાલાંઓને ખબર પડી કે પેલા ધાંચીનો છોકરો તે લોકોની સગીને ઈલમના જોરથી વાંદરી બનાંવી પોતાની સાથે લઈ ગીયોછે તેથી તે લોકો તે શેહેરના બાદશાહ પાસે ફરીઆદ ગીયાં જે તમારા અદલ રાજમાં એક જાદુગર આવી જોર જોલમથી એક ઓરતને વાંદરી બનાવીછે અને આપણાં શેહેર મધે એક ધાંચીના ઘેર મધે રેહેછે. બાદશાહે કોટવાલને હોકમ કીધો જે ધાંચીને તથા તેના છોકરાને અહીઆં બોલાવી લાવે. ફોજદારના હોકમને માન આપી મીનોચેર તથા પેલો ધાંચી કરીને બાદશાહની દરબારમાં આવેઆ. બાદશાહ પુછવા લાગો જે મારા અદલ રાજમાં તમોએ જાદુગરીનો પેશો માંડી લોકોની ઓરતને વાંદરીનો અવતાર આપોછો તેનું કારણ શું. (મીનોચેર જે પોતાની સાથે પેલી વાંદરીને પણ લાવેઓ હતો) તે બોલેઓ કે બાદશાહ સલામત તમારૂં રાજ હંમેસાં કાએમ રેહેજો, પણ પરથમ મારો હેવાલ સાંભલો. એમ કહી મીનોચેરે પોતાનો અવલથી તે આખર સુધીનો હેવાલ જાહેર કીધો. પેલો કાઉશ જે હાલમો બાદશાહી તખત ઉપર બેઠો હતો તે પોતાના ભાઇનો હેવાલ સાંભલી તરત પોતાના ભાઈને ઓળખ્યો અને આંખોમાંથી આંસુ વરસાવા લાગો, પણ ઈનસાફને ખાતર અખાડા કરી બોલવા લાગો જે ચાલ હવે તું શું કેહે છે, મીનોચેરે કહ્યું જે બાદશાહ જેમ હું વાંદરો થયો હતો અને સરવે માણસોનું બોલેલું સમજતો હતો તેમજ આએ ઓરત પણ સમજે છે. વાસતે જે ચીજ એણે મને પાઈને ઓકાવી હતી તે જો એ પોતે હમણાં ઓકે તો હું હમણા એને ઓરત બનાઉ. બાદશાહે પેલી ઓરતને ઘણુંબી કહયું પણ જાણે ખરેખરૂં હેવાંન હોએ તેમ મુગી મુગી ઉભી રહી. પછી બાદશાહે વાંમીટ કરવાની ઘણીએક જાતની દવાઈઓ પેલીને પાઇ પણ પેલી ચીજ કંઇ નીકલી નહી. આખરે દરબારી વઈદે આવી હોકમ કીધો જે અગર લીમરાનાં પાતરાંનો રસ કાહાડી અંદર તરાંબાના કટકાને ભીજવીને પાએ તો ઓકે. આએ સાંભલી પેલી વાંદરી ધ્રુજવા લાગી પણ બાદશાહના હોકમથી તે પરમાણે પેલી વાંદરીને પાવામો આવયું જે પીવાને વાસતે તેણીએ આનાકાંની કીધી. પછી જોર જુલમથી પાયું તેથી તરત

પેલી ચીજ ઓકી કાહાડી અને મીનોચેર તરત તે ગળી ગયો. પછી પેલું બીજું ફળ ખવાડી પેલી ઓરતને ઇનસાનીઅતમાં લાવયો. બાદશાહે સરવે હેવાલ પેલી ઓરતને પુછી જોયો અને પેલીએ પોતાનો ગુનાહ કબુલ કીધો, તેથી બાદશાહે પેલીને દેશ નીકાળ કરવાની સજા આપી અને પોતાના ભાઇને ( મીનોચેરને ) પુછવા લાગો જે તું તારા ખોવાઇ ગયલા ભાઈને ઓલખે છે? પેલાએ ના કહયું, પછી બાદશાહ તરત તખત ઉપરથી ઉતરી તેને બગલગીરી કીધી અને કહયું જે હુંજ તારો ખોવાઇ ગયલો ભાઇ છેઊં. પછી પોતાનો સરવે હેવાલ તેને જાહેર કીધો. શેહેર મધે તે દીવસ ખુશાલીનો જાહેર કીધો અને થોડા દીવસ રહી પોતાના બાપના મુલક મધે ગયા. રસતે જતાં પેલા પીરમરદના ઝુપડાં નજદીક આવી લાગા તે લોકોને પોતાને શેહેર લઇ ગયા અને તાંહાંથી પોતાના બાપના શેહેર શેહેરેઆબાદ તરફ ચાલેઆ. શેહેરેઆબાદના બાદશાહ જાંગીરશાહને ખબર પડી જે શેહેરે સીસતાંનનો બાદશાહ ભારી લશકર સાથે તેના શેહેર તરફ ચાલેઓ આવેછે, તેથી તરત પોતાના વજીરને એસતેકબાલ મોકલયો બાદશાહ શેહેરમાં આવેઓ પછી કાઉશે તથા મીનોચેરે પેલા પારધી અશપંદીઆર જે પોતાનો બાપ થાએ તેને બોલાવી મંગાવીઓ અને પોતાના સરવે હેવાલથી વાકેફ કીધો, અશપંદીઆર પોતાના બેઉ બેટાઓને જોઇ અજબ થઈ બેશુધ થઇ ગીઓ, તેને હોશમાં લાવેઆ પછી બગલ ગીરી કીધી, પછી પેલા આખુનજી તથા પેલી મતરાઇ માએને બોલાવી જાંગીરશાહ પાસે તે લોકોના સરવે પાપનો ઇનસાફ કરાવેઓ, પછી તે લોકોને ગરદન મારવાનો જાંગીરશાહે હોકમ કીધો અને થોડા દીવસ તે શેહર મધે રહી રૂખશુદ લીધી. પોતાના બાપને તેઓ સાથે લેતા ગીઆ અને પોતાના બાકીના દાહાડા સારાં કામો કરવામાં રોકી જીંદગી ગુજારવા લાગા.



# નાપાકીનો બદલો નાશમાં.

ઈરાંનમા ત્રણ ચાર શખસો વસતા હતા, કે જેઓએ એક બીજા સાથે મોહબતનાં પાનાંને દોસ્તીની કેતાબમાં શીવી લીધાં હતાં; અને જેઓએ એકદીલી અને એકસંપીની લેહેકીથી મીત્રાચારીના બગીચાને તાજો રાખ્યો હતો, અને સુલેહની છાવણીમાં મમતાનો વાવટો ઉડતો રાખ્યો હતો. તેઓએ એક વેલા સફરપર જવાનો કસદ કીધો, અને તેથી તેઓ 'ઈશફાનથી' નીકલી 'ખોરાસાન' તરફ ચાલતા થયા. ઘણાએક દીવસોની મુસાફરી પછી તેઓ 'ડમગાન' શેહેરમા આવી પુગ્યા, અને ત્યાં કાંઈ કામકાજ કરવા માટે થોડા દીવસ રહી તેઓએ પાછું ચાલું મુકયું. થોડાક ફરસંગ તેઓ ચાલી રહ્યા, એટલે તેઓમાના એક જણને યાદ આવી કે 'આરમગાન' ખાતેના તેઓનાં ઉતારાવાલા ઘેરમા તે શુનાની અસરફીઓની એક થેલી ભુલી આવ્યો હતો, તેથી તેને પાછો જઈને તે લેઇ આવવાની પોતાની મરજી દેખાડી, પણ પોતાના સાથીઓને તેને જણાવ્યું કે તેઓએ આગલ ચાલીને બીજાં ગામડામાં ઉતારો કરીને તેના પાછા આવવાની રાહ જોવી. એમ કહીને તે ત્યાંથી ગયો; પણ જયારે તેનાં ગયા પછી બે દીવસો વહી ગયા તોબી તે પાછો નહી ફર્યો ત્યારે તેના સાથીઓને બેચેની ઉપજી, અને તેઓમાનો એક બોલ્યો કે—"તે આપણા વાહલા દોસ્તની ગેરહાજરીથી મને તો અતીઘણી ગમગીની ઉપજી છે; અને મને તો એવો વેહેમ આવે છે કે તેની હાલતનો મછવો કમનશીબીના દર્યાવમા ગોટાં ખાતો થયો હશે. માટે આપણા દોસ્તને તેની મુશકેલીમા દરેક રીતની મદદ આપવાની આપણી આઈન ફરજ હોવાથી હું એખલો તેની શોધમા નીકલું છું; અને મારા આવી પુગવા સુધી તમો સઘલા હયાંજ ઠોબજો."

એટલું બોલી તે ત્યાંથી નીકલી ચાલ્યો; પણ થોડાક ફરસંગ તો આગલ ગયો નહી એટલામાં તો તેનો પેલોજ દોસ્ત સામેથી આવતો તેને દીશયો. તે પાસે આવ્યો ત્યારે તેને તેણે પુછયુ કે—"ઓ ભલા દોસ્ત, શું બનાવથી તુને આટલો વખત ખોટી

રેહવું પડયું હતું ?" " ભાઇ," તેને જવાબ દીધો, " જો કે મેં ચોહેલી ચીજ તો મેં મેલવી છે, પણ તે સાથે એક માઠો બનાવ મારા સંબંધમા બન્યો છે, અને અજબ જેવી રીતે હું મારો જીવ સલામત લેઇને ત્યાં આવી શકયો છું. ' આરમગાન 'નાં પેલાં ઘરમાં હું જ્યારે જઇ પુગ્યો ત્યારે પેલી પૈસાની કોથલી તો મને ત્યાંથી મલી ; પણ ત્યાંથી નીકલીને બાહેર પડયો ત્યારે સાંજ પડી જવાથી, હું તે રાતે કયાં ઉતારો લેઊં તેના વીચારમા પડયો ; કેમકે આટલા બધા પૈસા સાથે રાતની મુસાફરી કરવાનુ મને ઠીક લાગ્યું નહી.

" કયાં જવું તેના અંદેશામા હું હતો તેવામાં એક ભલા દેખાવનો ગામડયો મારી પાસે આવ્યો, અને તેને મારા અંદેશાનાં કારણથી વાકેફ કરતાં તેને ઉતર વાલયો કે—"જુવાન માણુસ ! મારૂં ઘર જો તું ચાહેતો તુને ઉતારો આપવા માટે ખોલ્લું છે. તારા જેવો એક નેક ખસલતનો જવાન શખસ જો મારે ત્યાં ઉતરે તો તેથી મને અતીઘણો સંતોશ ને ખુશાલી હાંસલ થવા વીના રેહેનાર નથી "—તે ખેડુતની ભલી બોલી સાંભલી હું ખુશ થયો, અને ત્યાં જઇને રેહયો. રાતના ખાનુ ખાધા પછી જયારે શુવાનો વખત થયો ત્યારે તે મરદ મારી પાસે આવીને બોલ્યો કે—"જવાન મરદ, તારી પાસે કાંઈ પૈસો કે જરજહવેર હોય તે મને આપ. કે હું તે જાળવીને મુકું." તે મુજબ મેં તેને મારી કોથલી સવાધીન કીધી કે જેમા એક હજાર શુનાંના સીકકા હતા. પણ થોડોવાર વીચાર કરવાથી મને લાગ્યું કે મારા પૈશા તેને આપી દેવામા મેં મુરખાઈ કીધી છે, કેમકે જો તે સહવારે તે વીશે નામુકર જાય તો મારી પાસે કોઇ સાહેદીબી નથી કે તેઓના બોલવા ઉપરથી હું મારો દાવો મજબુત કરી શકું.

" એવો ખ્યાલ આવવાથી હું તુરત ઊંઠયો, અને તે શખસ પાસે જઈને બોલ્યો કે—ભાઇ તારી સચાઈ ઊપર તો મારો પુરે પુરો ઇતબાર છે, તોપણ મારી ખાહેશ એવી છે કે મારા પૈશાની કોથલી તું મને પાછી આપે. તેને તો તુરત તે કોથલી મને કાહડી આપી, અને તે લઇને ઘરની બાહેરની એક જગામા હું દાતી આવ્યો. જયારે પાછો સુતો ત્યારે થોડેવારે પાસેનો ઓરડો જયાં પેલો ગામડયો સુતો હતો ત્યાં કાંઇ બોલ ચાલ ને રીકઝીક થતી મેં સાંભલી. મેં બરાબર કાન અપયા તો તેની બા-

બેડીને મેં એવું બોલતી સાંભલી કે—" ઓ બેસમજ ને મુરખ માણુસ! તેં આજે એવી ભુલ કીધી છે કે તારૂં નામ દેવાનાઓ-ની ટીપમા પેહેલ્લું મુકાવું જોઇએ. પેલા પરદેશીની કોથલી તેં પાછી આપી! તો હવે એટલા પૈશાનો તડાકો તુને ફરીથી કયારે પડવાનો હતો? તું જો નાંજ કહેતે તો એનુ શું ચાલવાનુ હતું? જો એટલી દોલત આપણા હાથમા રેહતે તો આપણે કે-વાં સુખી થઈ જતે, અને મેહેનત કે ગમમા આપણુને કદીબી પડવું પડતે નહી. આવો શરસ તડાકો મારાં નશીબમાથીબી તા-રીજ બેવકુફીથી નાબુદ થઇ ગયો છે." એ સાંભલીને તેણીના ખાવંદે જવાબ દીધો કે—'જયારથી તું મને પરણી આવી ત્યારથી હું તુને હરદમ સારી સહલ્લા ને શીખામણો આપતો આવ્યો છું, તોપણ તારા હોટોએ લુચ્ચાઈ અને ટરકતોનોજ કડવાશ હમેશાં બાહેર પાડયો છે. તુને શરમ નથી આવતી, કે એ રીતે ડાહપણ ને સમજનો બુરખો ખીસાડી નાખી, એવા નાપાક બોલોથી તુને તેમજ મને પોતાને બેજાલત લગાડે છે? થોડાક પૈશા મેલવવા માટે, આપણી ઉપર વીસવાસ રાખીને સુતેલા એક પરદેશીને ઇજા પુગાડવી એના કરતાં બીજું વધારે નાતરસી કામ કીયું હોય? એક મેહેમાનને નુકસાન પુગાડવાનુ કામતો દરેક પ્રજામા બુરૂં ગણાય છે. અને એવું કામ કીધાથી આએ તેમજ પેલી જગતમા હીનપસ્તી અને પસ્તાવા શીવાય બીજું કશું મલનાર નથી. તે કીરતારની છુપી લાકડીનો ફટકો કદીબી ચુકવાનો નથી; અને દરેક પાપી કામનો બુરો નતીજો મોડો યા વેહેલો મલવા વીણા રેહેવાનો નથી."

પણ તેણીના ખાવંદના ઉપલા બોલોથી તે ઓરત જે અસ-લથીજ નાપાક હતી, તેણીની ઉપર કાંઇબી અસર થઇ નહી. અને તેણી બોલી કે—" ખાવંદ, એ તો તારી જુંઠી બકબક છે. ડાહપણની વાત તો એ છે કે આપણાં હાથમાં આવેલી ટક કદી જવા દેવી નહી. અને આપણુની ગરીબાઈ ભાંજવાનો સેહેલો રસ્તો તો એજ છે કે આપણે આજે રાતે એ મુસાફરનો જીવ લઈને એની દોલત તેમજ અસબાબનો કબજો લેઇએ.

"બસ-બસ! નાપાક બાએડી મુગી રેહ! કાફરોબી કદી એવું હીન કામ કરવાનું મન કરે નહી. એવાં કામથી તો આપણે

એઉ જગની નીરાંતનાં ઉમેદવાર રહી જઇએ." એ સાંભલીને તે ઓરત તો હવે ચુપ થઇ; પણ જ્યારે મારો જીવ જોખમમાં આવવાની તે વાત મેં સાંભલી ત્યારે હું તો હલવેથી તે ઘરમાંથી બાહેર નીકલી પડયો, અને એક મોટાં ઝાંડની ડાંખલીઓમાં છુપાઈ બેઠો.

હવે તે ઓરતનો આગલા ખાવંદનો એક દીકરો હૈયાત હતો. તે એવોતો દુરાચરણી અને બદફેલી હતો કે સેતાનબી તેની આગલ લાજે. તે હમેશાં રાતના ભટકતો ફરીને ઘરમાં મોડો આવીને સુતો હતો. અને તે મુજબ તે દાહડેબી સહવારનો ભટકવા ગયેલો તે છેક મોડી રાતે ઘરમા પાછો આવ્યો, અને છાકતો થયલો એટલે પેલાં મારાંજ ખાલી પડેલાં બીછાણાં પર જઈને સુતો.

એ પછી જ્યારે તે ઓરતે પોતાના ખાવંદને ભર ઉંઘમા પડેલો જોયો ત્યારે તેણી ગુપચુપ ઉઠી, અને મને મારી નાખવાની મતલબથી એક મોટો પથ્થર ઉઠાવીને તેણીએ પોતાના સુતેલા દીકરાનાં માથાંપર માર્યો, અને તેનો પ્રાણ લીધો. એ બાદ તેણીએ મારા પૈશાની સોધ કીધી પણ તેતો તેણીને મલી શકયા નહી, એટલે ગભરાતમાં પડીને તેણીએ પોતાના ખાવંદને ઉઠાડયો, અને તેને સઘલી બીણાથી વાકેફ કીધો.

તેતો સાંભલીને બુમ પાડી ઉઠયો કે—"ઓ બદકારી ને નાપાકીનાં જંગલમાં ફરતાં બુરાં વરૂ! આએ તારાં નાપાક કામનો બદલો હવે ખોદા જાણે તુને કેવો મલશે!" પણ તેની બાએડી બોલી કે—"હવે એવો ઠપકો આપવામાં ફાયેદો નથી. માટે ઉઠ કે આપણે તેનો ખજાનો સોધીને લેઇએ અને તેનુ મુરદું દાતી નાખીયે." એમ બોલી તેણી પાછી તે મુરદાં તરફ નજર કરવા ગઈતો તેતો તેણીના પોતાના બેટાનુજ જણાયું, ત્યારે તેણીના ગમનો પાર રહયો નહીં, પણ પેલા ભલા મરદેતો તેણીને એટલુંજ કહ્યું કે—"જો ખુદ્દસ્તનો ગેબી ફટકો તે આએ!"

ટુકમાં કહુંતો, તેઓએ હવે તે મુરદાંને દાતીયું, અને તે પછી તે ઓરતેબી ઘરમાં આવીને પોતાનુ માથું ફોડીને આપઘાત કીધો. સહવારે જયારે તે મરદે મને ગુપચુપ વીદાય થવાની તૈયારી કરતો જોયોં ત્યારે સઘલું ચેટી જઈને તે મારી પાસે આવ્યો, અને જે જે બનાવો તે રાતે બન્યા હતા, તેથી મને વાકેફ કીધો. એ પછી તે

બોલ્યો કે—" જવાન મરદ, એ બનાવોથી હું કોઈ રીતે ગમખાર થયો નથી; કેમકે હવે હું તો બેઉ નાપાકોના જુલમથી છુટો છું. એ બેઉ નાપાકોએ મને કાયર કાયર કીધોછે, અને તેઓના વખતમા મેં નીરાંતનો એકબી દીવસ ગુજર્યો નથી. તેઓ હવે નાબુદ થયાંછે, અને એ બનાવ તારા આવ્યાથી બનયો તે માટે મારી અરજ તુને એટલી છેકે તું એક દીવસ વધારે મારો મેહેમાન રેહ."

મેં થોડો વખત વધારે ત્યાં રેહેવાનીતો ખુશી જણાવી, પણ એક આખો દીવસ ત્યાં ઠોબવાને ના પાડતાં હું બોલ્યો કે—" ભાઈ દલગીરછું કે એક દીવસ વધારેતો મારેથી રેહેવાઈ શકાતું નથી. હુંતો હવે જઈશ એખલો, ને મારી સલામતી બાબે તુને કસી ધાસ્તી રાખવી નહી. કેમકે તે રેહેમી કીરતારની રાહનુમાઇ હેઠલ સઘલા રસ્તાઓ સલામતી તે ભર્યાંજ હોયછે. અને જે ધણીએ સીધા માર્ગ ઉપર પગલાં ભર્યા હોય તેને કોઇનાબી નુકસાનની ધાસ્તી રાખવી જોઇતી નથી." એ પછી થોડોવાર વાતચીત કરી હું તેનેથી જુદો પડયો હતો. એટલોજ મારો હેવાલછે.

---

# કોણને રડાવ્યો?

અંગ્રેજ નાટક લખનાર 'શેરીડન' ઘણો કડકો થયલો અને પૈશાની તાણમાં તણાતો તે વાતથી તેના સઘલા દોસ્તદારો માહેર એટલે એક દીવશે તેને એક દોસ્તે નવાં બુટ પેહેરીને આવેલો જોયો. "ભઇ, આએ વલી કોણને રડાવ્યો? કોઇ નવું બોકડું પકડયું કે શું?" તેને અજબ થઈને શવાલ કીધો. "કોઈબી રડયું નથી", શેરીડને ઉતર વાલ્યો. "પારખ જોઉં, એ મેં કેમ મેલવ્યા?"

પેલા દોસ્તે તરેહવાર અટકલો કીધી; અને તરેહવાર તદબીરો કહી કે જેથી એક માલ કેમ ઉધાર લેવાય. પણ ફોકટ. "એ બધી અટકલો ખોટીછે." શેરીડન બોલ્યો. "તું કયામત શુધી વીચાર કરે તોબી તું નહી જાણે કે મેં કેવી રીતે મેલવ્યાં." "ત્યારે તો હવે તુંજ કેહ." "હું કહું?" શેરીડન બોલ્યો, "ત્યારેતો, અદગરા સાંભલ, એ મેં પૈશા આપીને લીધાં!"

# એક કરપીણ સરદારને થયલી લાયક શીક્ષા.

ઇંગલાંડની જાંણીતી રાણી એનના વખતમાં નીચલો બનાવ બનીઓ હતો તે જાણવાજોગ ધારી નીચે લખીએ છીએ.

આપણે સરવે જાણીએછ કે બધી બાબદમાં લશકરી ધારા ઘણુજ કઠણુ હોયછે અને લશકરી સીપાઇઓને ક્ષુરીની ધારપર ચાલવું પડેછે. એક સરદારનો ગમે એવો અણઘટતો હોકમ પણ તે વખતે તેનાં સીપાઇને ઝટ ઉંચકી લેવો પડેછે.

કેહેછકે રાણી એનના વખતમાં એક સીપાઇ ઉપર લશકરી ટુકડી તયાગ કરી જવાનો અનીઆએ મેલવામાં આવયો અને તેની તપાસ કરી તેને ગોલી વટે વીધી નાંખવાની શીક્ષા થઈ. જે દીવશે તેને મારી નાંખવાનો હતો તે દીવશે તેની ટુકડીને તેજ જગાપર લાવવામાં આવી અને એ કમનશીબનો ભાઇ જે તયાં એક સીપાઈજ હતો તેને તેનાં વડા કરનલે હોકમ કીધો કે તેણેજ તેના ભાઇને ગોલીથી વીંધી નાખવો! એ હોકમ સાંભલતાંજ તે ઘણો રડવા લાગો અને પોતનાં કમબખત ભાઈને વલગી પડી તે કરનલનાં ઘણુંજ કાલાવાલા કીધા કે તેણે તેને આવા કાંમથી અટકાવવો. પણ એ કરનલ તો કોઈ ખરેખરો ચંડાલ આદમી હતો, તેણે પોતાનો હોકમ ફેરવવા ના પાડયું અને ગુનેગાહરને તેનાં ભાઇના હાથેજ મારવો કે બીજાને વધારે ચાણુક આપનારો બોધ થઈ પડશે એમ જણુાવયું. તે ભાઈએ જાર જાર રડીને ઘણુજ બનયાં તેમ કાલાવાલા કીધા. તેનાં કેહેવાની અસરથી બીજા સરદારોની ચશમમાં પાંણી ભરાઈ આવ્યાં; તેઓએ પણ એ હથીલા કરનલને તેથી હાથ ઉઠાવી એ કાંમ કોઇ બીજા સીપાઇને સુચણુા સોંફવાને કીધી પણ એ વજર છાતીનો જરાબી સમજીઓ નહીં. જયારે સઘલાઓ નાચાર થયા તયારે તે કમબખત પુરૂશનાં ભાઇને તે કાંમ કરવાને તાબે થવુંજ પડયું. પાદરી સાથ છેલી બંદેગી તે બચારાએ કરી લીધી અને નીશાંન કીધી હતી ત્યાં માથુ નાખી પોતાના ભાઈને હાથે મરવા એ સીપાઇ પડયો. તે કરનલ ત્યાં ઉભો રહયો અને પોતાની નજર આગલ પેલા ભાઇ સોડે તેની બંદુખ ભરાવી; પછે

તેને કેહયુંકે તે જેવી પોતાની લાકડી વટે ત્રીજી નીશાંન કરે કે તેણે તુરત બંદુખ તેનાં ભાઈ ઉપર ફોડવી અને તેનો જાન લેવો. સઘલી તઈયારી થઇ ચુકી હતી દરેકજણ ગમખાર નજરે તે ભાઇઓ તરફ જોતા હતા; અને એક ક્ષણમાં પેલા કમબખતનો પોતાના ભાઈનેજ હાથે જીવ જતો રેહશે એવી વકી સઉ કોઇ રાખી ઉભા હતા. પણ જુવો ખોદાનુ કેહેવું કરવું છે! પેલો ચંડાલ જેવી ત્રીજી નીશાંન કરેછ કે, પેલા ભાઇને ખોદાતાલાએ કાંઇ એવું ઝુમ આપી દીધું કે તેણે લાગલી પોતાની બંદુખ પોતાનાં ભાઇ તરફથી ફેરવી દેઈ એ ઘાટકી દીલનાં તરફ ફેરવી ફોડી દીધી. અને તેને માથામાંથી વીંધી જમીનપર મરતો નાખ્યો. સઘલે ઠેકાંણેથી અરે અરે થઇ રહયું! પછી પોતાની બંદુખ નાખી દેઇ તે બોલ્યો કે "જેણે કોઇને સારૂં દયા બતાવી નહીં તેને સારૂ કોઇએબી દયા બતાવી જોઇએ નહીં! હવે હું તમોને સવાધીન થાઉંછું. અને મને એવેજ મોતે મારી નાખો એવું હું ચાહુંછું કે જે મોતે મારા બીરાદરને મારે હાથે મારી હું સો વરશ જીવું તેનાં કરતાં તે સો દરજજે મને ભલું છે!"

એ અચબુચ બનાવથી કોઈ દલગીર થયું નહી અને એ શેહેરના કેટલાક મુખીઓ ખામુખા એ શીક્ષા જોવા તયાં ભેગા મલીઆ હતા. તેઓએ વચે પડી હાલ તુરત એ બેઉ ભાઇના જાન બચાવાને માગી લીધું કે તેઓ તેઓને સારૂ રાણીને અરજી કરી તેમનુ જીવતદાંન માગી લેવાના હતા. તેમની અરજ કબુલ રાખવામાં આવી. અને તેજ રાતરે ઘણીજ અસરકારક ધપે એક અરજી ઘડી તેઓએ રાણીને આપી. રાણીએ તે વાંચી તે વીશે એકદમ અભીપરાય આપવાને બદલે તે વીશે તેહેકીક કરી જવાબ દેવાને જણાવ્યું. તેણે તુરતજ એ વીશે પુછપરછ કીધી જેમાંથી તે અરજીમાં સમાવેલી સઘલી વાત સાચી માલમ પડી. એ ઉપરથી તે અરજી કરનારાઓનો ઉપકાર માની એ બેઉ ભાઈઓને જીવતદાંન બખશયું એટલુંજ નહીં પણ તેમને પોતાની લશકરી ચાકરીમાંથી તેઓને ગમે તો છુટા થવાની પણ પરવાનગી આપી. એ વખતનાં લખાંણ પરથી જણાયછે કે આ રાંણીનાં કાંમ અને દયાથી આખા શેહરમાં તેણીની વાખવાખી થઇ રહી.

# ફુટેલાં કરમની કાંહાની.

દોહા.

"અકબરે જમ્લા કર ધરયો.
મોતન બરસત નીર—
જાસર છત્ર દલદરકો;
બુન્દ ન ઠરે સરીર."

"અકબરે જમલાનો હાથ ધરીયો અને મોતીનો વરસાદ વરશાવીઓ, પણ જેના માથાં ઉપર દલદરનું છતર હોય, તેના બદન ઉપર કેમ કરીને તે વરસાદનું એક ટીપું પણ ઠરે?"

શાહનશાહ અકબરને રોજ રાણી કમલા કાયર કરે, કે ભલભલાઓને તમો દરબારમાં માનઆદર અને જાગીરો બખશો છો, અને મારાજ ભાઈને તમો કાંઇ કામ કે મેહરબાની બતાવતા નથી. જાંહાં શેંહેકડો ખપેછે, તાંહાં એક વધતો; પણ અકબરે પોતાની રાણીને ઘણું સમજાવીને કહયુંકે, તાહારે જોયે તે તાહરે હાથે તાહરા ભાઈને ઉચકીને આપ, જોઈયે તો રાજ બક્ષ, પણ મને તું કંટાલો ના આપ. અકબરના આ ડાહપણ ભરેલા ચુકાડાને તે બાહતું સમજી રોજ છાણી રેહ. એક વખત શાહનશાહને ખુશીમાં જોઈ, કમલાએ વળી તે વાત છેરી, તે સાંભલતાંજ એક દવારરખ પાસે જમલાને કેહવરાવ્યું, કે અકબર તુને તારા ખાસ પોશાગ સાથ રંગ દેવાનખાનામાં બોલાવેછે. તે પેગામથી તરતજ જમલો પોતાના રાજવંશી પોશાગમાં તે શાહાનશાહ પાસ બીરાજેઓ; તેને તરત દરજજાવાલી ખુરસી અપાવી પોતાની રાણી કમલાને બે મુલાં મોતીથી થાર ભરી લાવી તેની ઉપર વધાવા ફરમાવીઉં; તેથી કમલાએ બહુ મગંન થઇ મોતીથી ભરેલી ઠાર લાવી પોતાના ભાઇના સર ઉપર વધાવી, અને બીજી તરફથી અકબર બોલીઓ," જમલા જેટલાં મોતી તાહરાં બદન કે શીરપેજ કે કોલામાં ઠરે તે તું માહરી તરફથી મેહરબાની તરીકે કબુલ કરજે." નસીબનો જોયે તેવો ખીલેલો તેથી એકબી મોતી તેના આખાં બદન કે માઠાં કે કશામાં ઠરીયું નહી, તે ઉપર આ ઉપલો દોહો છે. એક બીજો દાખલો—કમલા રાણીના કંટાલાથી વળી એક વખતે અકબરે પો-

તાના સાલા જમલાને મુએલો હાથી ગજ ગોરસ્થાનમાં દાતવા લઇ જવા ફરમાવીઉં. તે દાટીને તેનો ખરચ ખજાનચી પાશે જમલાએ લીધો. રાણી મનમાં બહુ ખીજાણી, કે મારા ભાઈને મુએલો હાથી દાતવા આપેઓ, એ રગજીક ચાલી હતી તેવામાં બીજો હાથી મુઆના સમાચાર અકબરને મલીઆથી તરત બીરબલને તે હાથી દાતવાને હોકમ દીધો. જાતે તેજ બુધીનો તથા મોટો અજમાએશી, તેથી તે હાથીને જે ગલીઓમાં સાઉકારોના મોટાં ઘરો, તાંહાં લઈ જઇ ભરત ભરાવી પછે તે ઘરો ભાંજવા હોકમ કરતાં તેવા સાઉકારો પાસ પુશકલ લાલચ મેલવતો, જાંહાંથી લખો મલે, તાહાંથી વલી તે મુએલો હાથી ઉચકાવી બીજી ગલીમાં લઈ જતાં, રસતો તો સાંકરોજ, તેથી વલી બીજા સાઊકારની હવેલી ભાંજી રસતો પાડવા કેહતાં, તે વલી મન મનાવતાં બીજી ગમ જઈ કોઇનો બાગ જમીન બરાબર કરવા માટે માણસ લગાડવાની ગત, તાલ હેકમતથી, જાણે રસતો મલતોજ નથી—પાદશાહનોજ હાથી, તેથી કોઇની મકદુર શું કે કાંઇ બોલે, માતર ગુપચુપ મોટી રકમથી તે પીડાને બીજી ગમ કાહડે તેજ તો, એમ સાંજ પડતાં બીરબલ હાથીને દાટેયા આગલ ખજાનાની ઠેલીઓ લાવી દરબારમાં ઉતરીઓ, તે જોઇ રાણી બોલી, કે એ ગંજ કાંહાંથી લાવેઓ! આજે તો હાથી દાતવા ગયો હતો, તાંહાંથી એ શું સરોપાવ લાવ્યો? તારે અકબર બોલીઓ જોઅ, તારી નજરે જોઅ, કે ફકત મુએલા હાથીને દાતવાનું કામ સોંફવાથી હું માહરા અમીરો ઉપર કેટલી મેહરબાની કરનાર કેહવાઉંછું, તાહરા ભાઈને હાથી દાતવા આપેઓ, તો ઉલટો ગોરસ્થાનના ખરચનો આંકડો ચુકવવા માટે માહરા ખજાનચીને ચેટવણી મલી હતી. આ ઉલટો તેના બદલાથી મારે માટે ભેટ લાવેઓછે. એટલામાં બીરબલે આવી નમન કીધાં પછી શાહનશાહને ખજાનો નજર કીધો, અને બોલીઓ કે નામદાર શાહાનશાહ હજી હું હાથીને ગજશાળાથી ૪૦ ગજ દુર લઇ ગયો નથી, તેટલામાં મને આ રવેશેની તાહરી મેહરબાનીનો લતીજો મળીઓછે. આ સાંભલી રાણી પોતાના ભાઇ જમલા ઉપર મેહરબાન થવાની અકબર સાથની જીકરને તદન તજી બેઠી હતી.



# અબુનું નસીબ.



મુસલમાન પાદશાહોના વખતે દીલીની પાસેના એક શેહરની અંદર અબુ નામનો મુલ્લાં એક નાની સરખી ભાગી ગયલી ઝુંપડીમાં તેની બાયડી અને ચાર પાંચ છોકરાં સાથે રેહતો હતો. તે જાતે એક આળસુ માણુસ હોવાથી, તેમજ ગુજરાન કરવાનું કંઇપણ સાધન ન જાણુવાથી, તેનાં કુટુંબનું ગુજરાન કરવું તેને બહુ મુશકેલ પડતું હતું. પણ તેની બાયડી માહા મેહનતે જેમ તેમ કરી બે ચાર આંનાનો ખુરદો લાવતી હતી, જેમાંથી તેઓ વરતાતા હતા. એક દીને આખું શેહર ભટકયા પછી તેની બાયડીને એક ઠેકાણેથી એક સુકી રોટલીનો કટકો પણ મલયો નહી, ત્યારે પોતાપર ગુજરતાં દુઃખનો બલાપો અબુ ઉપર કાહડવા મંડી. તેણીએ કહયું કે આટલા દીવશ મેં તારૂં તથા બચ્ચાંનું ગુજરાણ કરવા મેહનત કીધી, પણ હમણા મારામાં શકતી રહી નથી કે તમારૂં પુરૂં પાડી શકું. વલી હું અબલા જાતને સો તરફની ફીકર રહો છે. માટે જો તું કેથે જતો રેહતો હું મારાં બચ્ચાંનું ગુજરાણ જેમ તેમ કરીશ. પોતાની બાયડીના સખુનોથી લજવાઈને અબુ ઘર છોડી ચાલતો થયો. થોહુંક એમ તેમ રખડયા પછી તેણે પોતાને કહયું, "અરે જીવ એમ રખડવાથી અંતે મરી જવાનો, પણ હમણા તો સાંજ પડવા આવી છે, પાસે એક ફુટી બદામ પણ નથી કે કંઇ ખોરાક લઈ ખાઊં, માટે જીવ, પાછો ઘેર ચાલની, જોકે બાયડી તો દેખી વઢશે, પણ શું કરીએ નાચારીએ સેહેવું પડે." જોકે આવો ઠેરાવ કરી અબુ પોતાના ઘેર તરફ પાછો ફરયો ખરો, પણ તેની બાયડીની બીકને લીધે અંદર ગયો નહી, અને પાસે એક ખાલી જગ્યા હતી ત્યાં સંતાઇ રહયો.

"ખરેખર તેજ બાયડી સુખી હશે કે જેનો ધણી તેની પાસે હૈયાત બેઠેલો હોય" આ સખુનો બોલનાર તેજ અબુની બાયડી હતી. આ વખતે જે કઠણુ સબ્દો તેણીએ પોતાના પતી સામાં કાહડયા હતા તે ગોયા તેણીને યાદ આવીને તેણીપર ધીક્કાર નાખતા હોય તેમ તે નાચાર સ્ત્રીને લાગયું. "આવી અંધારી અઘેર

રાતના તે કયાં મારે લીધે ભટકતો હશે ; વલી પાસે ખાવાનું નથી કે જે ઉપર તે આજની રાત કાહાડે. અરે, પરમેશ્વર, આ મારી નાની સરખી ઝુપડી જાણે મારાં ધીક્કાર ભરેલા કૃત્યને વાસ્તે ગુસ્સામાં આવી ખાઇ જતી હોય તેમ દેખાય છે !" આ વખતે તે બીચારીની છાતી ભરાઇ આવવાથી તે રડી પડી, જેનો અવાજ સાંભલી દયાવંત પડોશીઓ દોડી આવી તેણીને રડવાનું કારણ પુછયું.

જેઓની પાસે તે બોલી, પણ નાચાર, બાયડીએ પોતાનો વાંક કબુલ કીધો. શું આ બાયડીનો વાંક સાંભલનાર પડોશીઓજ હતાં ? નહી ; અબુ જે પાસેની જગામાં સંતાઈ રહયો હતો તેણે બધી બીના સાંભલી હતી. આ વખતે જઈ તેની બાયડીને દીલાસો આપવાને અબુ તુંરતજ દોડી ગયો, કારણકે એવી તક તેને જોઇતી હતી. "અરે મારે લીધે કમનસીબ બનેલી બાયડી, મારી પછવાડે શું કરવા આટલી રડાપીટ કીધી, કે જેથી મારી મંજલ કરવામાં મને ખલલ પડી ! હું સવારે કયાં પોંચી જાત," અબુ બોલયો.

એક પડોશીએ પુછયું કે તમારી બાયડીનાં દુઃખની તમને કેમ ખબર પડી. અબુએ જવાબ દીધો કે હવે હું એવો એક એલમ શીખયો છું કે જેના બલથી બધાનાં દીલની વાત મને ખબર પડેછે. આ વાત સાંભલી ત્યાં ઉભેલી સ્ત્રીઓ અજાયબ થઇ પોત પોતાને ઘર ચાલી ગઇ. તેમાંથી કોઇએ ઉપલી વાત આખા ગામમાં જાહેર કીધી. બીજી સવારે કમનસીબ અબુ—"અબુ પીર" ગણાવા લાગ્યો, અને ત્યાર પછી દરરોજ કેટલીક વેહમી સ્ત્રીઓ પોતાનું ભવીશ અબુ પીર પાસ પુછવા આવતી હતી.

થોડાક દીવસ પછી એક સરકારી ચોકીબાને આવીને તે શેહેરના રાજાને ખબર આપી કે મોહટા ખજાના ખાનામાં ચોરી થઇ છે, અને ચોરો તેમાંથી અમુલ્ય માણેકનો દાબડો ચોરી ગયા છે. તુરતજ આખાં ગામની અંદર થારી પીટવામાં આવી કે ઉપલા ચોરોને જે કોઇ પકડી આપે તેને રાજા તરફથી મોહટું ઇનામ મલશે. ઘણીજ તજવીજ કરયાં છતાં અંતે ચોરોની ખબર પડી નહી તેથી રાજા બહુ દુઃખી થવા લાગયો, એટલામાં કોઈ દરબારીએ ખબર આપી કે આ ગામની અંદર અબુ કરીને એક

પીર વસે છે તે જો ચોરી પકડી આપે તોજ ચોર મલે. તુરતજ રાજાએ અબુને બોલાવી મંગાવ્યો, અને કહયું કે આ ચોરી પકડી આપવાથી તુંને એક મોહટું ઈનામ મલશે, પણ તું તેમાં નીશફળ થયો તો તુંને ગરદન મરાવીશ. દુઃખી અબુ સાત દીવસની રજા લઈ રાજા પાસથી ગયો, પણ તેને નહી ગમયું ખાવાનું કે નહી ગમયું પીવાનું, તેથી એક ઓરડીની અંદર પોતાની માલા પઢી હશે તે લઈ "રહીમ કરીમ"ના નામની જપ જપવા લાગયો. હવે આ વાતની ખબર ચોરોને પડી કે રાજાએ તેમને સોઢી કાહડવાનું કામ અબુ નામના પીરને સોંપયું છે, તેથી તેઓ બંને જણ અબુનાં ઘર પાસે આવ્યા કે તે શું કરે છે તે જુએ. થોડો વાર થયો નહી કે તેમને "રહીમ કરીમ" સબ્દો કાને પડયા. બનાવ એવો બન્યો કે ઉપલા ચોરોમાંથી એકનું નામ રહીમ હતું અને બીજાનું નામ કરીમ હતું. રહીમ કરીમને કહે છે કે જો અબુ આપણું નામ ભુલી ન જાય માટે તે "રહીમ કરીમ" બોલીને પાઠ કરે છે, પણ માહારૂં કહયું જો માનતો હોય તો આપણો બચાવ તેને બધી વાત કહી આપવાથી થશે. આ વાત બંનેનાં ધ્યાનમાં ઉતરવાથી તેઓએ માણકનો દાબડો લઇ આવી અબુ પાસ મુકયો, અને પોતાના ગુનાહને માટે પગે પડી માફ માગવા લાગયા. અબુ તે દાબડો લઈ પોતાનો જીવ બચાવનાર પાક પરવરદીગારના સોકરાના કરવા લાગયો. અને બીજે દીવસે તે દાબડો લઈ રાજા પાસે ગયો. અબુની આવી ચતુરાઇ માટે રાજા બહુ ખુશી ખુશી થઇ ગયો, અને ઇનામ તરીકે એક મોહટું ગામ આપી દીધું, કે જેથી અબુની સાત પેહડીનું દુરભાગ્ય જતું રહયું. પણ એક દીવસ અબુ પાકપરવરદીગારની બંદગીમાંથી ફારેક થવા પછી એકલો બેઠો છે, એવામાં તેને વીચાર આવ્યો કે આટલા દીવસ સુધી પરમેશ્વરે મારી લાજ રાખી, પણ વલી કદાચજ ઉલટો બનાવ બની આવ્યો તો ખરેજ મારૂં મોત છે. એમ વીચાર કરતાં તેને ફાંટો આવવાથી પોતાના શરીર ઉપરની લગોતી શીવાય તે ખુલે અંગે રાજા તરફ દોડયો, અને રાજા જે પોતાની ભર કચેરીમાં બેઠેલો હતો તેનો હાથ પકડી બહાર ખેંચી કાહાડયો. જેવો રાજા બહાર સહીસલામત આવ્યો કે કચેરી વાલો મેહલ તુટી પડયો. આવી રીતે પોતાને બચેલો જોઈ રાજા અબુને પગે પડવા જતે

હતો, તેવામાં તે બોલ્યો, "ખુદાવંદ મેં તમારો જીવ બંચાવવાની ધારણાથી મારા અંગ ઉપર લુંગડાં છે કે નહી તેની દરકાર કીધી નહી અને દોડતો આવ્યો તેથી મારો ઇલમ જતો રહયો." રાજાએ કહયું, "હે અબુ મારો આપેલો ખજાનો તારી પાસ પુસ્કલ છે તે છતાં આ વખતે તેં મારો જીવ બંચાવ્યો તેનો બદલો વાલી આપવા સારૂં હું તને રજા આપું છું કે ખાઈ પી ચમન કર."

## ઉસ્તાદ અને ચેલો.

વેલાતની એક પાઠશાળામાં આસરે વીસ વરસની ઉમરનો એક જવાન અભ્યાશ કરતો હતો. એક દીને તે પોતાના ઉસ્તાદ સાથે પાઠશાળાની પાસેની વાડીમાં ફરતો હતો, કે જે ભલો ઉસ્તાદ પોતાના ચેલાઓને સારી શીખામણ આપવા માટે સારી પઠે જાણીતો હતો. બંધે જણા ફરતા ફરતા એક જગ્યા ઉપર આવ્યા, કે જયાં કોઇના જુના બુટની એક જોડ પડેલી હતી, જે તેઓએ જાણયું કે કોઇ એક ગરીબ ખેડુત જે નજદીકમાંજ કામે લાગ્યો હતો તેની હશે આ ઉપરથી તે જવાન અભ્યાશીએ પોતાના ઉસ્તાદ તરફ ફરીને કહયું, "સાહેબ આપણે આ બુઢાની કાંઈ રમુજ કરીએ. આપણે તેના આએ જુના જોડા કેથે સાંત્યે, અને પછી અહીં ઝાડીની ટલે ભરાઈ બેસ્યે, કે જયારે તે પેહેરવા જશે, અને નહી જડશે, ત્યારે તેના ગભરાતથી આપણને ખુબ હસવાનું થશે."

ઉસ્તાદ—મારા પ્યારા મીત્ર ગરીબને પૈસે આપણે રમુજ કરવી નહી જોઈએ, પણ તમે તો તવંગર છો, માટે તમારે પૈસે તમો તો વધુ રમત મેળવી શકસો. જુઓ, હું કહુંછું તેમ કરો. આ દરેક જોડામાં અકેકો ડાલર મેલો, અને પછી આપણે સંતાઈને શું બને છે તે જોઇએ.

આ પ્રમાણે તે અભ્યાશીએ કર્યું, અને તે તથા ઉસ્તાદ શું બને છે તે તપાસવા પાસેની ઝાડીમાં સંતાઇ ગયા, કે જયાથી તે

ખેડુત શું બોલે છે અથવા કરે છે તે બરાબર સંભલાતું તથા દેખાતું હતું. ખેડુત જે અજાયબી તથા ખુશાલી બતલાવે તે જોવાની તેઓની મુળ મતલબ હતી.

તે બીચારો ખેડુત પોતાનું કામ પુરૂં કરી તુરતજ જ્યાં પોતાનો ડગલો તથા બુટ મુકયાં હતાં ત્યાં આવ્યો. જેવો ડગલો પેહડીને પેહલાજ જોડામાં પગ બોસ્યો કે પગને કાંઇ કઠણુ કઠણુ લાગ્યું; તેથી તે જોડો કાહાડી વાંકો વલીને જોયું તો માંહે એક ડાલર પડેલો!

તે ડાલર હાથમાં લઇને ફેરવી ફેરવીને જોયો, પછી પોતાની આસપાસ ફરીને જોયું, પણ ત્યાં કોઇ નજર ન આવ્યાંથી તરતજ તે ગજવામાં સેરવી દીધો, અને પછી બીજો જોડો પેહડીયો તો તેની અજાયબીનો શો પાર.! બીજા જોડામાં બીજો ડાલર! આથી તેનુ હૈયું ભરાઇ આવ્યું, અને તરતજ ઘુંટણુ મંડીએ પડીને આકાશ તરફ મોંહ કરી મોટે અવાજે ખુદાનો પાડ માનવા લાગ્યો, કે જેમાં તેણે પોતાની બાયડી, કે જેની માંડી અને નાતવાન બીછાંનામાં પડી હતી, અને તેનાં બચ્ચાંઓ કે જેઓ રોટી વગર ભુખે મરતાં હતાં, તેઓના છુટકારાને માટે કોઇ સખી દીલના શખસે આ અણુધારેલી બક્ષેસ તેને માટે મુકી હતી તેને હજારો હજાર દુઆ દીધી.

આ સાંભલી તે જવાન અભ્યાશીનું હૈડું પણ ભરાઈ આવ્યું, અને તેની આંખોમાથી આંસુઓ ટપકવા લાગ્યાં. આ જોઈ તે ઉસ્તાદ બોલ્યો, "જે નાખુશ રમુજ તમો કરવા ચાહતા હતા તેથી આ દુઃખી આદમીના દુઃખમાં કેટલો બધો વધારો થતે! તેના કરતાં આ રમુજથી શું તમોને વધારે ખુશાલી અને રમુજ નથી ઉપજી?"

અભ્યાશી—અરે મારા મેહરબાન સાહેબ! તમોએ મને એક એવો ધડો શીખવ્યો છે કે જે હું જન્મ સુધી ભુલીસ નહી. ખરી વાતછે કે લેવા કરતાં આપવામાં વધારે સારૂં છે."



# પાપનો ઘડો.



ઈરાન મધ્યે યઝદના મોટાં આતશબેહેરામનો દસતુર અરદશીર ઘણોજ પાકીજા આદમી હતો, રોજ સહવારનાં તે આતશકદેહ આગલ ખડો રહીને પોતાની ભેટ લેનારા લોકોને ખુદાઈ કલામ સહમજાવતો હતો. તેની ખુશ પેશાની, કોમલ સાધ, હસતું મોહોડું, અને દાનાઇથી તેના સાંભલનારા મગરૂબ રેહતા હતા, પણ આ દસતુરનો એક કોમળ વયની સ્ત્રી ઉપર પ્યાર બંધાયો હતો. તે સ્ત્રી આદરબાદ નામના એક ઇરાની સોદાગરની બેટી હતી, તેણીનું નામ શીરીન હતું, આ નાર દરરોજ સહવારનાં પોતાના બાપ સાથે બંદગીને માટે આવતી હતી તથા ખરાં અંતઃકરણથી પોતાના પેદા કરનારની દરગાહામાં હાથ જોડી સેજદો કરતી હતી. આ જોઈ દસતુર અરદશીરનું દીલ બાગ બાગ થતું હતું, તેણીની હાજરીથી દસતુરનું મગજ વધારે તેજ પકડતું હતું, તેનો આ પ્યાર ખાલેશ હતો તે એટલાં સુધી કે શીરીનને પોતાનો પ્યાર જાહેર કરવાને તેને ગમતું ન હતું અને બીહીતો હતો કે રખે તેમ કેહવાથી તે આવતી અટકી જાય. ઉંઘમાંબી તેને પોતાની પ્રીયનો સપનો આવતો, વાંચતાં લખતાંબી તે તેણીનોજ વિચાર કરતો અને તેણીનો ખુશ અને ચંચલ ચેહેરો હરપલે તેની આગલ આવી ઉભો રેહતો, તેણીની ઉમર ૧૬ વરસની હતી. કોઈ વાંચનાર વખતે ઠપકો આપશે કે અરદશીર જેવા ફરેસતાઈ ખસલતના આદમીને ખોદાઇ મકાનમાં મોહોબતનો ખ્યાલ આવે તે પસંદ કરવા જોગ નથી, પણ તેઓએ જાણવું જોઈએકે ગમે એવા દસતુર છતાં તે આદમી હતો અને તેના દીલમાનો જોસ્સો તેની સામે બળતા આતશના જેવોજ સ્વચ્છ હતો.

શીરીનના એક કાકાનાં મરણથી તેણીના હાથમાં પાંચ હજાર દીનાર આવ્યા હતા જેથી બીચારો અરદશીર મનમા વિચારવા લાગો કે આ કોમલ અબલા પોતાની મીલકતને લીધે તેના હાથમાં આવનાર નથી.

આ ફીકરમાં તે હંમેશ રેહતો એટલામાં આદરબાદ સોદાગરના ઘરની પડોશમાં ઝોરાબ નામનો એક ઇરાની આવી રહયો.

આ નવા આવનારને સઘલા લોકો પસંદ કરતા હતા, પણ બચારા દસતુરને તેને જોઇને તાપ આવતી હતી. શીરીન સાથ આ પહરોણાને ઓળખાણ થાઈ અને રફ્તે રફ્તે તેઓ વચે એખલાસ વધતો ગયો, જેમ જેમ અરદશીર અને ઝોરાબ વચે ઓળખાણ વધતી ગઇ તેમ પેલાની ખાતરી થતી ગઈ કે ઝોરાબ શીરીનને મુદલ લાયક નથી. તે મનમાં વીચાર કરવા લાગો કે "હું અદેખોતો નહીં હોવું? કદાચ માહારો હરીફ સારૂં માણસબી હોય અફ્શોસ જ્યારે શીરીનનું સુખજ આ શખસ ઉપર ટંગાયલું દીસેછે ત્યારે મારાથી ચુપ કેમ બેસાય?"

એક દીને સાંહાંજનાં અરદશીર એક બાગમાં ફરતો હતો, બુલબુલો માલામાં પોતાનો ખુશનુદ અવાજ કહાડતાં હતાં, ગોલાબ પોતાના પુર બાહારમાં ખીલી રહયો હતો તેટલાં તેના કાન ઉપર એક બુલબુલને હઠાવે એવો સાધ પડયો, પણ તે સાંભલતાંજ તે ચોંકયો, ખુશી થવાને બદલે તેના દીલમાં લખલખું આવ્યું કારણ કે તે સાધ શીરીનનો હતો અને "હું તાહરીજ છું" હેવા સબ્દો તેને કાણે પડયા. બીજો બોલનાર ઝોરાબ હતો.

બીજે દીને સહવારનાં અરદશીરનું મોહો ઉતરી ગયલું અને ફીકું તેના મીતરોએ જોયું, તે દીને તેણે પોતાના હમદીનોને 'સબુરી' વીશે મોતેબર સલોકો કહી સંભલાવ્યા અને તે આંસુ ભરી આંખે અને ગમગીન ચેહેરે એટલાતો અસરકારક સબ્દમાં બોલ્યો કે સઘલાઓની આંખમાં પાણી ભરાઇ આવ્યું, પણ આ તેના જોસ ભરીયા વાકચાતુર્યનું કારણ તેઓ સમજ્યા નહીં. આ ઠેકાણે જણાવવું જોઈએ કે શીરીન પોતે અથવા બીજું કોઇબી જાણતું ન હતું કે તેઓનો માનવંતો ગોવાલ કોઈ પરબી મોહોબતની જાલમાં લપટાયો છે.

આ વાતને બે ત્રણ માસ ગુજરી ગયા અને એક સમે દસતુર પોતાના એકાંત ઓરડામાં અભ્યાસ કરતો બેઠો હતો તેટલાં બારણું ઉઘાડી ઝોરાબ તેની પાસે આવ્યો, અંદર દાખલ થતાંને વાર તે હસીને બોલ્યો કે, "તમારૂં કામ પડયું છે."

આ સાંભલી બચારો અરદશીર સફેદ પુની જેવો થઇ ગયો.

ઝોરાબ બોલ્યો "માહરાં અને શીરીનનાં લગણ ૮ દહાડા

પછી કરવાનો ઠરાવ થયોછે માટે મેહેરબાંની કરી આ પવીત્ર ગાંઠ જોડી અમને હંમેશનું સુખ આપશો તો તમારો ઉપકાર થશે."

અરદશીરે બેદરકાર દેખાવનાં ઘણાબી ડોલ ઘાલ્યાં પણ ફોકટ. તે ઉદાસ સાથે બોલ્યો કે "એટલાં જલદી? હું ધારૂંછું કે તમોને અને શીરીનને ઓલખાણ થવાને ઘણીજ થોડી મુદત થઇ છે?" એમ બોલી ઝોરાબનુ મોહોડું ટીકી ટીકીને જોવા લાગ્યો. જાણે તેના દીલની વાત આએનાની માફક જોતો હોય તેમ તે ઘણો નેહાલીને ઝોરાબ તરફ જોવા લાગ્યો.

આ વખતે ઝોરાબને ઘણી આનાકાની લાગી, તે એમથી તેમ હીલવા લાગો અને તાણી ટોડીને હસતું મોહ કરી બોલ્યો કે "અમારાં એકમેકનાં દીલ મલી ગયાં છે માટે હવે સઘલું નક્કી કરવામાં કાંઇ અડચણ નથી."

આટલી વાતચીત થયા પછી ઝોરાબ ગયો અને અરદશીર એખલો બેઠો બેઠો વીચાર કરવા લાગ્યો.

"હુ માહારો પ્યાર ભુલી જઇશ, મને મારી ફરજ બજાવવી જોઇએ, એ હીચકારાપણું મારી દાનાઇ અને નામને છાજતું નથી, શું લગણનો ગાંઠ બાંધતાં માહારા હાથ ધ્રુજશે? મારો સાધ બેસી જસે? ના એમ હું થવા નહી દઈશ, જો શીરીન તેની સોહોબતમાં સુખી હશે તો વચે અડચણ કરવાને મને શું હક છે!

બીજે દીને દસતુર અને શીરીનના બાપ આદરબાદ વચ્ચે વાતચીત થઈ ત્યારે તેણે પોતાનો શક આદરબાદને કહી સંભલાવ્યો.

આદરબાદ બોલ્યો "ખરી વાત છે દસતુરજી સાહેબ, કાંઇબી દંગો હોય એવું તો મારા ધ્યાનમાં આવ્યુંજ નહીં. ઝોરાબ દેખઈતો તો આબરૂદાર છે અને તે પોતાની મીલકત વીશે——"

"મીલકતને માટે મુતલગ વીચાર કરશો ના, પણ મારા મીત્ર! એ ધણી કેવો છે, કોણ છે, તેના વીચાર શું છે, તેનાં ખબર કાહાડજો."

આ પરમાણે બોલવાથી આદરબાદ ઘભરાયો અને શું કરવું તેની સલાહ પુછવા જાય છે તેટલાં ઝોરાબ આવી લાગ્યો, સલામઅકરામ થવા પછી આદરબાદે દસતુરને ઇસારત કરી કે ઝોરાબ પાસેથી ખોલાસો માગવો.

અરદશીરે ધીરે સાધે અને ગુસ્સો ન લાગે તેમ સવાલ કર્યો કે "ભાઇ ઝોરાબ તમારે કાંઇ અપમાન લેવું નહીં પણ તમો યઝદમાં નવાજ આવ્યાછો માટે મેહેરબાની કરી તમારા ખાનદાનની ઓલખ આપશો અને કેરમાનમાં તમારા મીત્રો કોણ છે તે જણાવશો કે કદાચ તેઓ હમારાબી ઓલખીતા નીકલી આવે ?"

આ સવાલ સાંભલી ઝોરાબનું મોહો લાલ થઇ આવ્યું પણ જાને કાંઇ દરકાર ન કરતો હોય તેમ બોલ્યો કે "હું તમોને વખતે મારી વનસાવલી જોઈતી હશે, અજબ છે કે મને તે કેહેવાને પેહેલેથીજ નહીં યાદ આવ્યું" એમ કહી પોતાના ગજવામાંથી તુરતજ એક કાગજ કાહાડી ઉપર કેટલાંક નામ લખ્યાં અને તે આદરબાદના હાથમાં મુકયું અને સલામ કરી ચાલી ગયો.

આ તેની ચાલથી આદરબાદ અને દસતુર ઉપર જુદી જુદી અસર થઇ.

આદરબાદ બોલ્યો "જોયું હું જાણતો હતો કે તે આબરૂદાર છે, નહીં તો તે આપણુને ઓલખ શા માટે આપતે ?"

દસતુર બોલ્યો "પણ આપણે આ ધણીઓને પુછાવવું જોઇએ. તેણે શું નામ લખ્યાં છે ? એક તો મુલ્લાં મરઝબાન અને બીજો તો કેરમાનનો કોઇ જાણીતો હકીમ જામાસપ બીન શેહરીઆર છે, માણસોનાં નામતો સારાંછે, હવે આપણે એની ચોકશી કરશું."

એમ કહી દસતુરજી બાહેર નીકલયા, નીચે બાગમાં ઝોરાબ અને શીરીન ફરતાં હતાં, ઝોરાબના નેણ ચહડેલાં હતાં, અને શીરીન પોતાના લગણની ખુશાલીમાં ગોલાબી રંગની બની રહી હતી. કોઇનાબી મનમાં ઝોરાબ વીશે હવે શક આવે નહી, પણ દસતુરેજીના મનમાંથી સંદેહ ગયો નહી, કાંઇબી ખોટું છે એવું તેને લાગ્યા કરયું.

તરણ દાહાડા પછી આદરબાદ જોગું કેરમાનથી કાગજ આવ્યું તેમાં મુલ્લાં મરઝબાનની સહીનો એક પત્ર હતો અને તેમાં ઝોરાબની ઘણી તારીફ કરી હતી તે વાંચી અરદશીરના હોંશકોશ ઉડી ગયા, તેની છાતી ધડકવા લાગી પણ તે વીચારવા લાગ્યો જે મરઝબાન જેવો ઊંચ કુલનો ગરહસથ એક માણસને આટલો સાતમે આસમાને ચહડાવે નહીં. તે દીને અરદશીરે એક બીજો

કાગજ કેરમાનના હાકમ ઉપર લખ્યો જે તેનો મીત્ર થતો હતો, એ દાહાડામાં તેનો જવાબ આવી પોંહોચ્યો, તેમાં નીચે પ્રમાણે હતું.

" માહારા માનવંત દસતુરજી અરદેશર બીન કેરસાસપ, કેરમાન મધે મુલ્લાં મરઝબાન નામનું કોઇ રેહેતું નથી અને એ નામ મેં કોઇ દાહડે સાંભલ્યું હતુંબી નહીં પણ આજ થોડા દાહાડા થયા એ નામનાં કાગજો આવે છે તે એક શખસ હાથોહાથ લઈ જાય છે. ઝોરાબ નામનો શખસ હઈઆં રેહતો હતો ખરો પણ હું તેને ઓલખતો નથી.

આ વાંચી દસતુરજી ઝહડપમાં ઉઠયા, પોતાના મીતરોને જણાવ્યું કે તેને એકાંએક બાહાર જવું પડેછે માટે એક બે દીવસમાં આવશે એમ કહી ઘોડા પર સવાર થઈ કેરમાન તરફનો રસતો લીધો. ભારી જેહમતે કેરમાન આવી પુગા પછી તયાંના હાકમની મુલાકાત લીધી અને પુછ્યું કે,

" કેરમાનમાં મુલ્લાં મરઝબાન કોણછે ?"

હાકેમે ઉતર વાલીઓ કે " એ નામનું અત્રે કોઈ નથી."

અરદશીરે બીજાં નામો દેખડાવ્યાં અને પુછ્યું કે " આ માહેના કોઇને તમો ઓલખો છો ?"

અમીર બોલ્યો "ના, પણ એ સઘલાં નામના કાગજ પુછતો એક શખસ હંમેશ મારી કચેરીમાં આવતો હતો."

અરદશીરે કહ્યું " તે કાગજો લેવા આવનાર કોણ છે ? "

"તેનું નામ જંદલ કરીછે અને આ શેહરમાં ભઠીઆરાનો ધંધો કરેછે." તેનું ઠેકાણું વગેરે પુછી લઇ તથા તેનો ઉપકાર માની અરદશીર ત્યાંથી ભઠીઆરાને ત્યાં ગયો, અને તેના આવવાની વાત જોતો બેઠો, સાંજને છેડે જંદલ બાહરથી આવ્યો ત્યારે તે સરાબની કેફમાં ચકચુર હતો. અરદશીરે તેને દાબીને પુછવાથી તેણે સરાબમાં ચકચુર હોવાને લીધે સઘલો ભરમ ફોડી દીધો અને પાપનો ઘડો ફુટી ગયો. જંદલના જણાવવા પરમાણે ઝોરાબ એક મોટો ચોર હતો તે રસતામાં લોકોને લુટતો હતો, પણ વધારે અગતનું માલમ એ પડયું કે તે પરણેલો હતો અને તેની બાયડી જીવતી હતી. અરદશીર આ સઘલી બીના સાંભલી ઝોરાબના સસરાને મલ્યો અને તેની પાસેથી સઘલી વીગત મેલવી.

આ વખતે યઝદમા દસતુરના અચણુચ જવાનું કારણ કોઈને ખબર ન હતું. ઝોરાબ તો દસતુરની ગેરહાજરીથી ઉલટો ખુશી થયો કે વચેથી પીડા પતી. લગણનો દાહાડો આવી પુગ્યો, મીજલસ એકઠી મલી અને શીરીને મોટા દમામથી પોતાના ખુબશુરત બદનને સણગારીયું. આતશબેહેરામ મધે ગયા પછી હજીબી અરદશીર આવી પોંહોચ્યો ન હતો માટે લોકો આતુરતાથી તેની રાહ જોવા લાગ્યાં પણ શીરીન મનમાં એવું ચાહાતી હતી કે તે ન આવે તો સારૂં કારણકે અરદશીરના પ્યારની અસર શીરીન ઉપર હમણા હમણાજ થવા લાગી હતી તે તેણીને અંતઃકરણથી ચાહે છે એવું તેણીને હવડાંજ માલમ પડયું હતું અને તે ગુચવારામાં પડી હતી.

વખત ઘણો થયો આદરબાદે નકી કરયું કે અરદશીર વખતે આવી ન પોંહોચશે માટે એક બીજો દસતુર જે ત્યાં હાજર હતો તેની પાસે ક્રીરીઆ કરાવવી. સઘલાઓ રાજી થયા, ઝોરાબ મલકાવા લાગ્યો, પણ શીરીનનું મોહો ફીકું પડી ગયું, તેણીની છાતી ધગધગવા લાગી. ક્રીરીઆ સરૂ થઇ અને તેટલાં બે ઘોડાનાં પગલાં ઝડપથી આવતાં સંભલાયાં અને અરદશીર ધસારાબંધ દાખલ થયો અને પેહલો સવાલ કરયો કે "ક્રીરીઆ પુરી થઇ કે હજુ થવાનીછે ?"

જવાબ મલ્યો કે "ફકત બે ઘડીનોજ વાર હતો."

અરદશીરે પાકદાદરના શુકરાના કરયા પછી બોલ્લે સાધે તે બોલ્યો.

"ઝોરાબ ! શું તમો આ સ્ત્રી સાથ નેકા કરવા માગોછો ?"

ઝોરાબે હા, જણાવ્યાથી તે બોલ્યો કે "જો તમે તેમ કરવાનો વીચારજ રાખ્યો હોય તો તમો પાકદાદર હોરમજદ તથા આદમ જાતના ગુનાહમાં ગયાછો."

સઘલું લોક પુતલાંની માફક એક એકનું મોહો જોવા લાગ્યું. શીરીન પોતાના હાથ કબજ કરી સફેદ સંગેમરમરના પુતલાંની માફક ઉભી રહી અને કોઈને કાંઇ સહમજ પડે નહીં. પછી આદરબાદ બોલ્યો "મેહરબાન સાહેબ, સઘલી મીજલસ ઘભરાઈ ગઈ છે માટે ખોલાસો કરવાની જરૂર છે." અરદશીરે બારીએથી પો-

તાની સાથ આવનાર બીજા સુવારને બોલાવ્યો, તે ઝોરાબની જીવતી બાયડીનો બાપ હતો, તે દાખલ થતાંજ બોલ્યો.

"ચંડાલ! પાપી! અહેરેમન તું શું મને ઓળખતો નથી? મારી કમબખત દુકતીને આએજ પરમાણે ફસાવનાર તુંજ કે કોઇ બીજો? અફસોસ, સદહજાર અફસોસ! પગે લગો આએ પહરેજગાર પીરમરદને કે તેણે તમને આ પાપના ગારના હાથમાં ફસતાં છોડવીઆં છે!"

ઝોરાબ કાંઈ ના પાડવા જતો હતો તેવામાં ભીડને ખસાડીને બે સરકારના સીપાહીઓ દાખલ થયા અને ઝોરાબને પકડયો. તેણે કંગાલ સાથે આ પરમાણે કરવાનું કારણ પુછયું."

"ખુંન."

આ બે અક્ષરનો એકજ બોલ સાંભલી ઝોરાબ તુરત સરણ થયો. તેણે યઝદમાં આવ્યા પછી એક રાતનાં એક વતેમારગુને લુટી તેનું ખુંન કરયું હતું. અંતે પાપનો ઘડો ફુટો, ઝોરાબને મુસકા બાંધીને લઈ ગયા.

આ વાતને ચાર વરસ નીકલી ગયાં અને તેના દરમીઆનમ શીરીન ઘણી બેમાર પડી હતી જે વેલા અરદશીર જે હકીમું પણ જાણતો હતો તેણે તેણીની ઘણી બરદારસત લઈ પાછી ઉઠાડી હતી, એક દીને સાંજનાં આતશબેહરામ મધે ધાંમધુમ મચી રહી છે, રોશનીઓ દીવાલીની મીસાલે ઝલકી રહી છે, જરતોસતીઓ મોટી ખુશીમાં આમથી તેમ દોડેછે તેટલાં એક ઇરાનીએ આદરબાદને રસતામાં મલતાં પુછયું કે "ભાઈ આજે અહીંયાં શું છે?" જવાબ મલ્યો કે "આપણા ટોલાના વડા માનવંતા દસતુર અરદશીરનાં મારી બેટી શીરીન સાથ આજને મુબારક દીને લગન થનાર છે."



**માહા ગુરૂ મીલટનને** કોઈએ સવાલ કીધો કે "એક મરદ ચઉદ વરસનો થાય તો રાજા થઇ શકે પણ અધાર વરસનો થયા વના તે પરણી નહી શકે એવો કાયદો રાખવાનો સબબ શું?"

એ પરથી એ માહા ગુરૂએ જવાબ દીધો, "કારણ કે એક દેશ પર રાજ ચલાવવું શેહેલું છે પણ એક બાયડીને તાબે રાખી તે ઉપર અમલ ચલાવવો ઘણો બીકત છે."

# એક દીકરાની પોતાના બાપ ઉપરની પ્રીત.

એકતીઅમની લડાઇની ફ્તેહથી ફારેગ થવા પછી જયારે રૂમી ઓકતેવીઅશ સેમોસમા હતો તયારે તેણે પોતાના દુશમન એનટનીની તરફેનમાં આવેલાઓને બંધવા પકડેલા હતા તેમની તપાશને માટે એક પંચ ભેગી કીધી. એ બંધવાઓમાં એક મેતીલીઅશ નામનો ઘણોજ બુઢ્ઢો શખસ પણ હતો. ઘણાં વરસ ભરાઇ જવાને લીધે તેની ચાંમડી કરચલી વલી ગઈ હતી. દાઢી અને માથાનાં બાલ વધી જવાથી તથા કપડાં ઘણાંજ ફાટી તુટી હાલતમાં હોવાથી તે મુદલ ઓલખી શકાતો હતો નહીં. હવે તેઓની તપાશને સારૂં જે પંચ કરવામાં આવી હતી તેમાં એક નીયાય કરનાર તરીકે એ બુઢાનો છોકરોબી હતો. તેણે પણ ઘણો વાર લગીન તેને ઓલખીઓ નહીં પણ તેનાં તરફ તીકી તીકીને જોવાથી તેને પોતાના પીતાનો ચેહેરો ધયાનમાં આવયો તેથી તેની હાલતથી શરમાઇ અખાડા કરવાને બદલે તે લાગલો પોતાની જગાપરથી તેની આગલ દોડી ગયો અને તેને વલગી પડી બીજા પોતાના ભાઈબંધ નીયાયધીશની આગલ ફરી બોલયો, "નામદાર સીઝર, આએ મારો પીતા તારો દુશમન થયોછે, અને હું તારી ચાકરીમાં એક સરદાર થયોછું. મારા પીતાને તેના ગુનાહ સારૂં મોતની શીક્ષા થવી ઘટેછે અને મારી ચાકરીના બદલામાં મને ઇનાંમ ઘટેછે માટે હું તમો કણે માંગી લેવું છું કે મારે ખાતર તમે એને બચાવો અથવા તેમ ધીઆનમાં નહીં આવે તો બેલાશક મને એની સાથ મારી નાંખો!"

એ સાંભલી બધા નીયાયધીશોની આંખમાંથી આસું પડયાં અને બધાઓને ઘણું લાગી આવયું અને એ સરદારને એક દીકરા તરીકેની ચાલને સારૂં સાબાસી આપી તેના પીતાને તેઓએ જીવતદાંન બક્ષયું.

# લાએક શીક્ષા.

કેહે છે કે પેહેલા જેમશ રાજાના વખતમાં શંહી અને બુલદાગ જાતનાં કુતરાં સાથ લડાઇ કરવાનો તમાશો થયો. એ વેલા એવી જાતની લડાઇ કરાવી લોકને ગમત ભોગવવાનો જંગલી ચાલ હતો. એ લડાઇ જોવાને ઘણા લોક ભેગાં મલયાં હતાં તેમાં રાણીની ખાશ ઓરતોમાંની એક પણ એક જવાન એશકી મરદ સાથ ત્યાં જોવા આવી હતી. એ મરદ એ ઓરતને બહુંજ ચાહતો હતો અને ઘણીવાર પરણવાને સારૂં માગું પણ કરી ચુકયો હતો. લેકીન એ ઓરત તેને કાંઇ મચક આપતી હતી નહીં. હવે એ દીવશે એ ઓરતે એ જવાનની હીમત તપાશવાનાં હેતુંથી ઈઆતો તેનાંથી શદા છુટી પડવાના વીચારથી તાલ કરી પોતાના હાથનું એક મોજું જયાં શંહી જેવાં વીકરાલ પરાણી લાવી ઉભાં રાખ્યાં હતાં ત્યાં નાખી દીધું અને ઘભરાએલા ચેહેરાથી પોતાના એ જવાન મરદ તરફ જોયું અને જણાવયું કે એ મોજું જવાથી તે ઘણી દલગીર થઇ હતી. પણ એ જવાન તુરત તેણીની મતલબ સમજી ગયો તોભી ખામોશી પકડી પોતાની જગાપરથી ધીરજ રાખી ઉઠયો અને દાબે હાથે એક જાડો લુંગડાંનો કકડો બાંધીઓ અને જમને હાથે પોતાની તલવાર પકડી તે જગા તરફ ચાલ્યો અને હીમતથી તે મોજું કાહાડી પાછો આવ્યો. એ વેલા ત્યાં હાજર રહેલી આખી દરબારે તેને સાબાશી આપી. પણ એ ઓરત તદન ખશીઆની પડી ગઇ. એટલુંજ નહીં પણ તે દીવશથી એ જવાને તેને તદન વીશારી મુકી ને તેને ઘતતી શીક્ષા કીધી.

# બેલમોંટની અમીરજાદીની બાહાદુરી.

ફ્રાંન્સનાં રાજા ૧૪મા લુઇની સામે લડતાં તથા પોતાના નબલા કીલ્લાનો બચાવ કરતાં અમીર બેલમોંટને કેદ પકડી લઈ જવામાં આવ્યો એ વેલા કીલ્લાની રખેવાલી તેની બાયડીને હશતક આવી. એ ઘણી બાહાદુર હતી. તેણીનો જુશો પેહેલવાંણી હતો. એ વેલા એ દુશમન તરફથી આવેલા એક સરદારે તે કીલ્લામાં પોતાની છાવણી કીધી. જે કામ વગર રજાએ તેણે કીધું હતું તે ઉપરથી એ કીલ્લાના માલેકે તેને ત્યાંથી જતું રેહેવાને નરમતાથી જણાવયું અને તેણે કીધેલું કામ કેહેવું ગેરવાજબી હતું તે દેખાડયું; પણ એ પત્રની દરકાર ન કરતાં તેણે તે ધીકારથી ફાડી નાખયું! એ જાંણતાંજ અમીરજાદીને ઘણી ઝાંજ ચહડી અને તેની જોડે આ તેનાં અપમાંનનો બદલો માગવાનો ઠેરાવ કીધો તેણે તેને બેલમોંટનાં એક પેહેલવાન અથવા સરદારને નામે "ચેલેંજ" મોકલી જે પેલાને કબુલ કરવી પડી. અને જગા તથા દીવસ ઠેરવ્યો; અમીરજાદીએ તુરત મરદનો પોશાક લીધો અને પુરતાં હથ્યાર સાથ એક લડાઇમાં જતા પેહેલવાન મીશાલે પોતે મેદાનમાં જઇ ઉભી. પોતાના હમનબરદ સાથ હાથ મેલવતાં પોતાનું નામ બેલમોંટનો એક જોધો એવું કહયું! તેણી જેવી બાહાદુર હતી તેવીજ હથ્યાર ફેરવવામાં કુશલ હતી તેથી તેણે પોતાના હરીફને જમીનપર પટકયો અને તેની કણેનાં હથ્યાર મુકાવ્યાં! પછે તે હશીને બોલી કે "સાહેબ—મને જરાબી શક નથી કે તમે હજુર લગન એમજ માનોછ કે તમે એક મરદ શીપાહ સાથે લડયાછો. પણ નહીં સાહેબ એ લડનાર અને તમોપર ફતેહ મેલવનાર તો બેલમોંટની અમીરજાદી—એક અબલા છે! જે તમારી કણેથી જીતી લીધેલી તમારી તરવાર પાછી સપુરદ કરતાં કેહેછ કે હવેથી ઓરતો તરફ વધારે માન અને મરીઆદાથી ચાલજો!" એટલો ચટકો લગાડી તે ત્યાંથી ચાલી ગઇ અને પેલો બીચારો એટલો તો શરમાઈ અને ઘભરાઇ ગયો કે આવી ફજેતીને બદલે મોતને વધારે પશંદ કરવા લાગો.

# દગો કોઇનો સગો નહી.

ઘણા વરસની વાત ઉપર દાદુમીયાં અને કાલુમીયાં નામના બે દોસ્તો ઈનસાફની દરબારમાં આવી ઉભા.

દાદુમીયાંએ માજીસ્ટ્રેટની આગલ ફરીઆદ કરી કે, " ત્રણ વરસની વાત ઉપર હું જ્યારે મુસાફરીએ ગયો હતો ત્યારે મેં આ મારા જાની દોસ્ત કાલુમીયાંને એક હીરાની કીંમતી વીટી રાખવા આપી હતી. પણ હમણા એ તે વીટી આપવા ના પાડેછે."

આ ફરીઆદ સાંભલી કાલુમીયાં પોતાનો હાથ છાતી ઉપર મુકી બોલયો કે, " સાહેબ એ વીટી વીશેની વાત હું કંઈજ જાણતો નથી. મારા દોસ્ત દાદુમીયાંનુ ચીત કંઇ ઠેકાણે નથી, તેથી એવું બકે છે."

**માજીસ્ત્રેટ**—દાદુમીયાં આ વાતનો તમારો કોઈ શાક્ષી છે?

**દાદુમીયાં**—અફસોસ! સાહેબ તે વખતે અમો બંને જણે મેદાનમાં એક વડના ઝાડ નીચે ઉભા રહી છેલ્લી સલામ કરી હતી; ત્યાં તે ઝાડ સીવાય બીજું કોઇ હાજર નહી હતું. હવે હું સાહેબની આગલ શાક્ષી કોણને લાઉં?

**કાલુમીયાં**—હું સોગન લેવાને તૈયાર છું અને કહુંછું કે હું ઝાડ તથા વીટી વીશે કશું જાણતો નથી.

**માજીસ્ત્રેટ**—દાદુમીયાં તમે હમણાજ જઈ તે ઝાડની ડાંખલી મારી આગલ લઇ આવો; મારે તે જોવી છે. પણ તું કાલુમીયાં, જ્યાં સુધી દાદુમીયાં પાછો ફરે ત્યાં સુધી હીયાંજ ઉભો રેહે.

દાદુમીયાંના ગયા પછી થોડે વારે માજીસ્ત્રેટ બોલ્યા કે, "દાદુમીયાં હજી લગણ રસ્તામાં શું કરયા કરતો હશે? કાલુમીયાં, જલદીથી પેલી બારી ઉંઘાડી જો કે દાદુમીયાં આવેછે કે નહી."

**કાલુમીયાં**—અરે સાહેબ, એટલા વારમાં તે કયાંથી આવતોતો તે ઝાડ આગલ જતાં એક કલાકથી પણ વધુ વખત જોઇએ.

આથી કાલુમીયાં પોતાને મોહોડે માજીસ્ત્રેટની ચાલાકીથી સપડાંઈ ગયો, અને વીટી આપી દીધી. પણ તેને સકત મજુરી સાથની એક વરસની ટેપ મલી.

# ગાંડો રાજા અને ડાહાયો છોકરો.

કોઈ એક રાજાને ઘણોજ જાલમ મરજ થયો હતો, તેથી તેના હકીમોએ છેલ્લે સરવાલે એવું જણાવયું, કે જો એક ચોક્સ ગુણવાલાં માણસનું કલેજું મલે તો ઉપાય થાય. રાજાએ તુરત તેવાં ગુણવાલાં આદમીને હું‌ડી કાહાડવાનો હુકમ આપયો. શોધ કરતાં કરતાં એક ખેડુતનો છોકરો મલી આવયો, જેણામાં પેલા હકીમોએ કહેલો ગુણ હતો. રાજાએ તે છોકરાના માબાપને તેડાવી મંગાવયાં, અને તેમને મોહટી બક્ષીસ આપવા કહી તેમની રજા લીધી. કાજી સાહેબે પણ પોતાનો એવો અભીપ્રાય આપ્યો, કે રાજાના સુખને માટે રઈયતનું ખુન રેડાયતો તે કાયદાથી ઉલટું નહી ગણાય.

જ્યારે જલાદ પેલા છોકરાને કત્તલ કરવા તઇયાર થયો, ત્યારે તે છોકરાએ પોતાની બંને આંખ આસમાન તરફ ફેરવી, અને હસ્યો. રાજાએ પુછ્યું કે, "આવી વેલાએ હસવાનો સબબ શો?" તે છોકરાએ ઉત્તર વાલયો કે, "છોકરાંઓ મોહોબતને માટે પોતાના મા-બાપ તરફ જુએછે; કજીયો કાજી સાહેબ પાસે જાય છે; અને રાજા ઇનસાફ આપે છે. હવે, મારાં પોતાનાં મા-બાપ આ દુનીયાંની નાચીજ દોલત ઉપર લલચાઈ જઇ, મને જબે કરવાની રજા આપી ચુકાં છે; ન્યાયધીસ મારાં મરણની ટેપ મારી ચુકો છે; રાજા પણ પોતાનાં સુખને માટે મારા જીવનો તરસયો થઈ બેઠો છે;—ત્યારે, હે રાજા! હવે હું મારા પેદા કરનાર શીવાય બીજા કોણની પાસે ઈનસાફને માટે ફરીયાદ કરૂં?"

આવા સબ્દો સાંભલી તે રાજાની છાતી ફાટી ગઈ, અને તેની આંખમાં આંસુ આવી ગયાં. તે બોલયો—"એક નીરપરાધી માણસનું ખુન રેડવાનાં કરતાં હું પોતે મરૂં તો બેહેતર." પછી તેણે તે છોકરાને ગલે લગાડી, તેનાં કપાલ ઉપર તથા આંખો ઉપર ચુંમીઓ લીધી, અને તેને પુસકલ જર આપી છોડી દીધો. ત્યાર પછી તેજ અઠવાડીયામાં તે રાજાનું દરદ સારૂં થઇ ગયું હતું.

# સખાવતનું ફળ.

---

શીરાજ શેહેરના એક મુખ્ય મોહલ્લામાં એક ભઠીઆરાની દુકાન આગલ એક જુવાન સતર વરસની ઊમરનો ભુખ્યો સરખો છોકરો એવી તો ચાતુર નજરથી ત્યાં બનતાં સમુસા તરફ ટીકી ટીકીને જોતો હતો, કે તે રસ્તેથી ચાલી જતા તેહેરાનનાં એક વેપારી નામે ધસતમની નજર તેની તરફ ખેંચાયા વગર રહી નહી. ધસતમ વેપારને અર્થે શીરાજમાં આવ્યો હતો. કુદરતથીજ તેનું દીલ દયાલુ અને સખી હતું. પેલા છોકરા તરફ તેને થોડોકવાર જોયા પછી પુછયું, "છોકરા થોડાક સમોસા ખાવાની તાહારી મરજી થાયચ કે?" તે છોકરો, જો કે તેના દેખાવ પરથી કોઇ ઊંચા કુળનો હોય એમ લાગતું હતું, તોયપણ ઉપલા સબ્દો સાંભલતાંજ તે ધસતમ તરફ ફર્યો, અને આતુર્તાથી ડોકું હુનાવી હા પાડી. ધસતમ તુરત તેને પોતાની સાથે દુકાનમાં લઇ ગયો, અને ફરમાવ્યું કે તારૂં મન ધરાય તેટલા સમોસા તું ખા. પેલો છોકરો બીજી વખત બોલવાની વાત ન જોતાં, તુરત પોતાના કામ ઉપર મંડી ગયો, અને થોડા વખતમાં તેણે એટલાં તો સમુસા, સાંધણા, ને નાન પુરાં કરી નાખ્યાં કે જેથી ધસતમને ઘણી અજાયબી લાગી. પેટમાં ખાલી પડેલી જગા જ્યારે પુરતી રીતે ભરાઇ રહી, ત્યારે સખી ધસતમે તેના ખીસામાં ખાલી રહેલી જગા ભરી નાખવાને રજા આપી. પેલા છોકરાએ આ હુકમ પણ માથે ચહડાવ્યો, અને પોતાનાં બંને ગજવાં સમુસાથી ખુબ ઉપસાવી તથા બંને હાથમાં બબે નાન લઇ, પોતાના ઉપકાર કરતા તરફ ફરીને નામ જાણવાની ખાહેસ કીધી. "મારૂં નામ ધસતમ," પેલા સખી ગ્રહસ્થે પોતાનું નામ જણાવતાં કહયુ "અને હું તેહેરાન શેહેરનો એક વેપારી છું," "સાહેબ તમારો મોટો ઉપકાર થયો." એટલું બોલી પેલો લાગલો દુકાન ઉપરથી ઉતરી ચાલતો થયો; અને ધસતમ જ્યાં સુધી તેની નજર આગલથી તે ગુમ થયો ત્યાં સુધી તેની પછવાડે ટીકયા કરતો ઉભો રહયો.

ધીમે ધીમે આ વાતને વરસ પછી વરસ વેહતાં ગયાં, અને ઘસતમના ધ્યાનમાંથી પણ આ કામ વીશેનો વીચાર નીકલી ગયો. હવે દીન પર દીન વેપારની હાલત પડતી ચાલી, તેથી ઘસતમને પણ વેપારમાં મોહટી મોહટી ખોટો આવવા માડી, તે એટલા સુધી કે આગલ જે પેહડીના ભાગ્યા તરીકે શીરાજમાં આવતો હતો તે પેહડીનાં નવા માલેકોએ તેને હાલ પોતાના એક પગારદાર નોકર તરીકે શીરાજ મોકલ્યો. શીરાજમાં એક દીવસે તે ઉપલાંજ ભ-ઠીઆરખાનાં આગલથી ચાલી જતો હતો, તેવામાં ત્યાં બનતાં સ-મોસાઓ તરફ તેની નજર પડવાથી તેને પોતાની આગલી સખા-વત તથા પેલો છોકરો તુરત પાછાં યાદ આવ્યાં. તે છોકરાની પણ પોતાનાજ જેવી પડતી હાલત થઇ હશે કે કેમ તેનો તે હજી તો વીચાર કરે છે તેટલાં "ઘસતમ, ઘસતમ શું તમો મને ઓ-ળખતા નથી?" એવા એક અવાજે તેનું ધ્યાન ખેચયું, આ બોલાવનાર શખસ નીશાપુર શેહેરનો શીરકોફ નામે અમીર હતો, જેની હદીસો ચોરસ માઈલની જાગીર હતી, જે જાગીરની દર વરસે દોઢ લાખ રૂપ્યાની ઉપજ હતી. હજી તો ઘસતમ તેને કઇ જ-વાબ દે તેટલામાંજ પેલા અમીરે પાછું કહયું કે "શું ઘસતમ તમો મને ભુલી ગયા? આહા હું તો તમને કદી પણ ભુલનાર નથી; ચાલો, ચાલો મારી સાથ. આજ કેટલાં વરસ થયાં હું તમારીજ સોધમાં છું." અજાયબી સાથે ઘસતમે પેલા અમીરને ઓળખ્યો, તે કોઇજ નહી પણ તેજ દુકાન આગલનું તેનું સમો-સાનું ઘરાક હતું!

ઘસતમ તુરત તેની સાથે તેને ઘર ગયો. શીરકોફ જેને તેનાં સખી ગુણની અગાઉથીજ અજમાયસ મેલવી હતી, તેણે તેની પ-ડતી હાલતનો હેવાલ દયાથી સાંભલ્યો. ત્યાર પછી તેને પોતાની વેપારી પેહડીની નોકરી છોડી દઈ પોતાની સઘલી જાગીરનો મુ-ખ્ય કારભારી બનવાને સમજાવ્યો. તે દાહાડા પછી ઘસતમનું નસીબ પાછું ફરયું.



# એક નાખોદાએ પોતાના છોકરાને આપેલી શીખામણ.



એક નાખોદાએ મરતી વખતે પોતાના છોકરાને બોલાવીને કહયું કે "દીકરા હું જેમ મહારા બાપ દાદાની શીખામણ પ્રમાણે ચાલ્યો છું, તેમજ હું તુંને ચાલવાની ભલામણ કરૂંછું."

છોકરો—પીતાજી, તે શીખામણ શીછે ?

બાપ—સાંભલ, દીકરા જો તારાં વાહાણની અંદર વાંદરો, ઉંટ અને એક આંખે કાંણો શખસ એકઠાં મલે, તો તું તેમને લઇને કોઈ કાલે પણ સફર કરતોજ ના જોકે આ શીખામણ તુંને હમણા ધણીજ નજીવી લાગશે, પણ વખત જતાં તુ તેની કીંમતને પીછાણવા શીખસે. આ છોકરો પોતાના બાપના મરણ પછી પોતે નાખોદા થયો.

એવું કહેછે કે આ અનુભવી બુઢા નાખોદાના મરણ પછી ઘણે મહીને એક એવો બનાવ બન્યો. કે તેના છોકરાના વાહાણ પર ઉંટ અને વાંદરો બંને ચહડેલાં હતાં. અને વાહાણ પોતાનું લંગર ઉઠાવી જવાની તૈયારીમાં હતું, એવામાં કીનારે એક આંખે કાંણો શખસ આવી લાગ્યો, અને અરજ ગુજારી કે, "ભલા નાખોદા જો તું મને જલદીથી પેલે પાર ઉતારે તો તારી મોટી મેહરબાની."

આ કાંણા શખસને જોઇને નાખોદાને તુરત પોતાના બાપની શીખામણ યાદ આવી. તેણે વીચાર્યું કે હાલ વાંદરો અને ઉંટ બંને વાહાણ ઉપર ચહડી ચુકાંછે, અને તેમાં જો આ કાંણો ઉમેરાય તો કોણ જાણે શું થઈ જાય. બાપ તો આવી કીસમના ઉતારૂને લઇને સફર કરવા ના કહી ગયોછે. પછી તેણે ધીરજથી પેલા કાંણાને કહ્યું કે, "ભાઇ મારાં વાહાણ ઉપર જગ્યા નથી; મને માફ કર."

પેલા કાંણાએ ચાર ઘણું નોલ આપવા કહયું, તથા નાખોદા સાથે બીજા ઉતારૂ હતા તેઓએ પણ તેની ભલામણ કીધી તેથી નાખોદાએ જણાવ્યું, કે, જોએ પોતાના હાથે પગે બેડી ઠોકવા દે, તો એને મારાં વાહાણ પર લેઉં. આ વાત નાચારીએ કાંણાએ કબુલ કીધી.

હવે વાહાણ પોતાનું લંગર ઉઠાવી આગલ ચાલવા માંડયું, પછી બપોરનું ખાણું ખાવાનો વખત થવાથી વાહાણ માહેલા સઘલાં લોક ખાણું ખાવા બેઠાં. એ ઉપરથી પેલા કાંણાએ નાખોદાને અરજ કરી કે, હું મારૂં ખાણું ખાઉ તેટલો વખત માહરી બેડી કાહાડી નખાવશો તો તારી મોટી મેહરબાની થશે. પેલા નાખોદાને દયા આવવાથી બેડી કાહડી નખાવી અને તે ખાણું ખાવા બેઠો આ તરફથી પેલો કાંણો વીચાર કરવા લાગ્યો કે નાખોદાએ મને નાહક બેડી ઠોકી હેરાન કરયોછે, માટે પાછી બેડી ઠોકે તેની આગમજ મારી "જીવન કલા" કામે લગાડું અને જોઉં કે તેનું પરીણામ શું આવેછે. એટલું વીચારી તે ત્યાંથી કોઇ જોય નહી તેમ ઉઠી, પોતાની તપકીરની દાબડીમાંથી થોડી તપકીર પોતાના ખોબલામાં લઈ, જ્યાં પેલો વાંદરો બેઠેલો હતો ત્યાં જઈ, તેની આંખમાં ફુંકી દીધી, જેથી પેલો વાંદરો ચીરડાઇ જઇ, કીચ કીચ કરતો પાસે જે ઉંટ બાંધેલું હતું, તેની પીઠ ઉપર સવાર થઈ તેને નખરયાં દેવા લાગ્યો. આ બનાવથી પેલું ઉંટ ધાબરૂં પડી, વાહાણમાં આડુ પડી જઇ, એમથી તેમ લોટવા લાગ્યું, જેથી તેની સાથે વાહાણ પણ જમની બાજુથી દાબી બાજુ અને દાબી બાજુથી જમણી બાજુ લોટવા લાગ્યું.

આ બનાવથી વહાણ ઉપરના ઉતારૂઓ તથા ખલાસીઓ ધાભરા બની ગયા, અને ફીકે ચેહરે એકમેકના મોહડાં જોવા લાગ્યાં; સ્ત્રી તથા છોકરાં ભયની દુઃખ દાયક ચીચીયારીઓ પાડી વીલાપ કરવા લાગ્યાં; પુરૂશો "ખોદા! ખોદા!" કરી જોતા ઉભા રહયા; શું કરવું અને શુ નહી કરવું તે કોઇને સુઝે નહી; કોઈથી પગપર ઉભુ રહી શકાયું નહી; તેઓ એકમેક સાથ તથા વાહાણના સામન સાથ અઠડી જખમી થવા લાગ્યાં; અને થોડા વખતમાં તેમના દુઃખનો અંત આવ્યો—વાહાણ ડુબી ગયુ. પેલો કાંણો તો તરી પેલે પાર ગયો, પણ બીજાં સઘળાં નાખોદા સહીત, પાણીની ધોરમાં ગયાં.

પેલા નાખોદાએ મરતી વેલાએ પોતાના બાપને યાદ કીધો, અને તેણી શીખામણ પ્રમાણે નહી ચાલયાથી જે પરીણામ આવ્યુ તે માટે ભારી પસ્તાવો કરી, જમરાજાની થંડી બગલમાં હંમેશની ઉંઘમાં નીરાંતે ઉંઘાયો.



# "સારાં માણસને જોઇને નાંખજે!"



એક ઇજતદાર મીરજાં પોતાના સાથીઓ જોડે પોતાના મકાનમાં ચોસર ખેલવાને મશગુલ હતો. એટલામાં એક સોહોબતીએ મીરજાને અરજ કરીકે આએ વાનમાં કચડો પડેલો છે તે માણુસ પાસે કાહડી નખાવો. એટલા ઉપરથી મીરજાએ માણસ ઉપર ખફા થાઈ હુકમ કીધો કે "આ સઘળો કચરો સાફ કરી બારીએથી ફેંકીદે, પણ જો કોઇ ઈજતદાર માણુસને જોઈ તપાસીને નાંખજે." નોકરે મીરજાંનો હોકમ માની સઘળો સાફ કરી તોપલી ભરીને બારી આગળ કોઈ સારાં .ઇજતદાર માણુસને રસ્તા પર આવવાની રાહ જોતો બેઠો.

એટલામાં પેલા નોકરે દુરથી એક સવારને ઘોડો દપતાવતો આવતો જોઈને વીચાર કીધો કે "આ ઈજતદાર સાથે મોટો અમલદાર જેવો છે એનાં ઉપર કચરો નાંખું જેથી મીરજાં પણ ખુશ થાશે." એવો વીચાર કરેછે એટલામાં પેલો સવાર બારીની નીચે આવી લાગતાંજ પેલા એહમકે તેનાં માથા ઉપર કચરાનો તોપલો ખાલી કરી આદાબ સાથે સલામ કરી બારી આગળ ઉભો રહ્યો. એટલામાં નીચેથી પેલો મરદેમાણુસ મોટે આવાજે ગાલો ભાંડતો પેલા મુરખાને કહેછે કે—"આએ નીચ! રસતેમે કોઈ શોરફાઓર અછે આદમીકું દેખતા નહી ઓર કચરેકા તોકરા ફેંકતાહે?" પેલા એહમકે બારીએથી જવાબ આપ્યો કે,—"આએ મુજી કેઆ બક રહયાહે? મેનેતો મેરે મીરજાંકે હોકમસે તુજકું ભલે ઓર મરદેઆદમી સમજકે તેરે ઉપર તોકરા ફેંકા, અગર મેં એસા સમજતા કે તું કોઇ લફ્ંગા આદમી હેતો મેં કબસે તેરે જેસે અછે આદમીકી રાહા દેખતા નહીં જે કબસે કચરા દાલકે ચલા ગયા હોતા, લેકીન મુજે મેરે મીરજાંકા નમખ હલાલ કરના જરૂરથા ઇસ વાસ્તે તુંજ જેસે ખાનદાનીકી રાહા દેખની પરી!"

પેલા એહમક નોકરના ગોસો ઉપજાવનારા આવા સખુનો સાંભલી નીચેનો અમલદાર બંધે હાથેથી પોતાના માથા અને દીલ પરનો કચરો સાફ કરતાં કરતાં પુર જોશાથી નોકરને કેહવા લાગ્યો

કે " મુજી, કોનશા એશા બરા તેરા મીરજાં લશ્કરી સફ્કા જેનરલ હોકે શોરફા આદમીઓકે સીરપર કચરા દલાવતાહે ? બોલાવ ઉશકુ મેરે નજદીક, પુછુંતો સહી કોનશા બરા મીરજાં હે, બોલાવ ?' નોકરે "અછા. બોલાતા હું" એમ કહી મીરજાં આગળ જઇ અરજ કીધી કે " મીરજાં સાહેબ ખીરકીકે નીચું કોઇ અસરાફ જાદા આયા હે સો આપકું બોલાતાહે." મીરજાં ધભરાઈને રમતપરથી હાથ ઉઠાવી બારીએથી દોકું બહાર કાઢે છે એટલામાં નીચેથી પેલા સ-વારે મોટા તકાદા સાથે ધોંધાટ મચાવી કહયું કે " અએ મીરજાં, તું કોણ એસા બાદશાહકા દામાદહે કે અછે ઈજતવાર લોકોકું દેખ-કર એસી બેઅદબીસેં કચરા ફેંકવાતા હે ? બેશરમ અબી તેરા મીરજાંપણાં ભુલા દેતાહું, નીચે આ ? " મીરજાં આ શરમ ભરેલી વાત સાંભલી આજેજીથી કાલાવાલા કરી કેહવા લાગો કે " ખાં સાહેબ, બંદેસે કભી એસા નાંશાએશતા હોકમ આદમીકું કરનેમે આયા નહી હે, એ નામાકુલ આદમી ગલત બોલતા હે."

મીરજાનો આવો જવાબ સાંભળી નોકર મીરજાને કેહવા લાગોકે " આએ બેઇમાન મીરજાં, તું મુજે હોકમ નહીં દીયાથા કે ભલે ઓર અછે લોકકું દેખ કર કચરા ફેંકીઓ ? અબ જુઠ બોલતા હે કે મેને હોકમ કબ દીયાથા ? મેં કેહેતાહું કે તુંમને હોકમ દી-યાથાં ઉસકા ૩ શાહેદી હે, જો આપકી સાથ ચોસર ખેલતેથે, ને અબ ફીરજાતે હો કે હોકમ નહીં દીયાથા ? શરમકી બાત હે !"

આ નોકરની બેઢંગી વાતથી મીરજાં શરમીંદો થાઇ બોલ્યો "બેઅદબ મેનેતો એસા કહાથા કે ભલે આદમીકું દેખકર ફેંકીઓ યાને કીસીકે સીરપર નહીં ગીરે." નોકર બોલ્યો કે "કીસીકેસીપર નહીં ગીરે એતો આપને અબી કહા, અવલસે કહા હોતાતો ભલે આદમીકી મેં રાહાબી દેખતા નહી ને જલદી કચરા ફેંકઆતા. અબ ઈસમે મેરી ક્યા કસુર હે ?" મીરજાંએ આ બેઢંગા એહમકની ઉંધી ચાલ ઉપર અફસોસ કરી પેલા સવારને નમતાઇથી કહયું કે " ખાં સાહેબ, જો કસુર હુવાહેસો મેરેસે સમજકર માફ કરના." એમ કહી સધળા છુટા પડયા.

# બુઢો ભરથાર અને જુવાન બાયડી.

## અદેખાઇનું ફળ.



એક બુઢો શખસ જુવાન બાયડી પરણી લાવયો હતો. એક વખત આ બુઢે મીયાંને ગામ બહાર જવાની ફરજ પડવાથી તે વીચારવા લાગયો કે મારી આવી જુવાન બાયડીને એકલી કેમ મુકી જાઉં. તે પટપટવા લાગયો કે, "અફસોસ! જુવાન માણસો એવાતો ખરાબ છે, કે કોઇ નહી ને કોઇ પણ મારી બાયડીનું માથું ફેરવવા વીના નહી રેહેશે, ઇશવરે બધાં જુવાનોને મારા જેવા બુઢા બનાવયા હતે તો કેવું સારૂં, કે આ વખતે મને તેમનાથી કશી ધાસ્તી નહી રેહેતે!"

એમ વીચાર કરતાં કરતાં તેને એક નવાઇ જેવો—પણ હસવા સરીખો—ખયાલ આવયો, કે કોઈપણ મરદ તેણીને કંઇપણ પુછે, તો તેનો તેણીએ બધી વખતે "ના" કરીને જવાબ આપવો, અને હા કરીને મરતાં જવાબ નહી દેવો. એ પ્રમાણે ચાલવાની તેણે પોતાની બાયડી પાસની કબુલાત લીધી, અને પોતે પરદેશ ગયો.

તેજ દાહડે તેણી પોતાના બાગમાં ફરતી હતી, તેવામાં એક શખસ ત્યાંથી પસાર થતો હતો, અને તેણીને જોઇને તેણે ઘણી નમ્રતાથી સવાલ કીધો કે, બાઇ, મધનપુર જવાનો રસ્તો એજ કે?" "ના" "મેહરબાની કરી તે રસ્તો દેખાડશો?" "ના" "માફ કરજો, બાઈ, પણ તમોએ મારૂં સાંભલવામાં કંઇ ભુલતો નહી કરી હોય?" "ના" "ખચીત એ ઘણું અજબ જેવું છે, નહી વારૂ?" "ના"

આટલા બધા સવાલનો જવાબ "ના" ને "ના" મલવાથી પેલા શખસનું ઘણુંજ ઉભાઇ આવયું, તેથી તેણે ઠેરાવ કરયો કે "ના" ને કંઇ ઉપયોગમાં લાવવો જોઈએ.

તે બોલયો, "બાઈ હું જરા તમારી આગલ બેસું, તો કાંઇ અડચણ જેવું છે?" "ના" "હું તમારા ઘરમાં જરા લતાર મારી આંઉં, તો તમો ગુસ્સે તો નહી થાવો?" "ના" "હું તમારા હાથ

ઉપર ચુંમબન કરૂં તો તેની કાંઈ હરકત છે?" "ના" "હું તમારી આ હીરાની વીટી મારી આંગળીએ લટકાઉં, તો તમો કંઇ બોલશો કે?" "ના" "જો હું તમારી પોતાની માલા મારાં ગળામાં સેરવી દેઉં, તો તમો દલગીર થશો કે?" "ના"

એવા એવા બીજા ઘણાક સવાલો કરી, પેલાએ પોતાનું કામ કાહાડી લીધું અને નગદ માલથી પોતાનું ગજું ભરી ત્યાંથી ચાલતી પકડી.

જ્યારે પેલી સ્ત્રીનો ધણી પરદેશથી પાછો ફરી ઘર આવયો ત્યારે તેની પોતાની બાયડીને મોહોડેથી સઘળો હેવાલ સમજી, માથું કુટી, મુગે મોહોડે ચુપ બેસી રહયો.

# હીકમતે અકબરી.

કહેછે કે અકબર પાદશાહનાં વખતમાં એક ગરીબ માણસ પોતે મેહેનત મજુરી કરીને કેટલીએક મોહોરો પોતાની દોલત તરીકે સંભાલીને રાખતો હતો, પણ તે મોહોરોને ચોરોની ધાસ્તીને લીધે ઘરમાં રાખવાને બદલે એક મોટું જંગલ કે જ્યાં કોઇ માણસનો પગ નહી હતો ત્યાં "અજુબા" નામના ઝાડ નીચે તેણે ડાટી અને પછી થોડે થોડે દહાડે પેલી અશરફીઓને જોઈ આવ્યા કરતો હતો. એ મુજબ પેલો ગરીબ શખસ એક દહાડે પોતાની અશરફીની નીશાંનવાલી જગો ખોદીને જોય છે તો મટોડાં સીવાએ બીજું કાંઇ તેને જણાયું નહી જેથી નીરાસ અને નાસીપાસ થતો રડતો અને પીટતો અકબર પાદશાહની દરબારમાં આવી પોતાના ઉપર પડેલાં દુઃખને માટે ભયંકાર પોકારથી દાદખાહા થયો.

એ વાતની કેફીઅતથી વાકેફ થવા માટે અકબરશાહે પેલા લુટાઈ ગયલા ગરીબને પોતાની હજુરમાં બોલાવી તેનાપર પડેલાં દુઃખનું કારણ ધીરજથી પુછતાં જેમ ઉપર કહ્યું તે પ્રમાણેનો સઘલો એહેવાલ ખરેખરો બેઆન કહી સમજાવ્યાથી અકબરે તેની ચાલ ઉપર ધીકાર નાખી સવાલ કીધો કે એ બનાવનો કોઇ શાહેદ છે

કે નહી. આ સવાલ સાંભળતાં નીરાશ થયલા ગરીબે પોતાના માથા ઉપર ફુટેલાં કીસમતને માટે બંધે હાથો ઠોકી ફોક મુકી કહ્યું કે "ઓ આદેલ બાદશાહ, ખોદા સેવાએ એ મારાં કામનો બીજો કોઈ શાહેદી રાખતો નથી."

આ વાતને બાદશાહ અકબરે ધ્યાનમાં રાખી પેલાં કંગાલને કેટલાએક ધીરજના સખુનો ફરમાવીને હોકમ કીધો કે "જયાં લગીન તારી અશરફીઓ તને મલે નહી ત્યાં લગીન બાદશાહી બાવરચી-ખાનાંમાંથી ખાંનાનો ખાનચો લઇ જાઇ તારૂં ગુજરાન ચલાવજે." આ પાદશાહી હેશાનથી પેલો ગરીબ બેહદ મગન થતાં પાદશાહને કુરનેશ બજાવી પોતાનો રસ્તો લઇ પાદશાહી ખાતું ખાતો થયો.

હવે એક હાથ પર અકબરે પેલા લુટાઇ ગયલા ગરીબને આ-શરો આપી રાજી કીધો અને બીજા હાથ ઉપર દાનાવ અને દુર-અંદેશ તબીબોની દરબાર ભરી તેઓને હોકમ કીધો કે "અજુબા નામના ઝાડના પાતરાં, ડાલી, ફુલ અને તેનાં મુલીઆં કેવો ખવાસ ધરાવે છે અને તેઓ કીઆ કીઆ મરજો ઉપર લાગુ પડે છે?" પાદશાહનાં આ દાનાઇ ભરેલા સવાલને હકીમઓએ સરોચશમથી કબુલ કરી રજા માંગવા બાદ દરબાર બરખાશત થઇ.

એ વાતને દરમેઆંનમાં કેટલાએક દીવસો ગયા પછી પેલા તબીબોએ હીકમતની તજવીજ અને તપાસ મુજબ 'અજુબા' ઝાડના પાતરાં, ડાળી, ફુલ અને મુલીઆંના ખવાસ અને તે કીઆ કીઆ મરજો પર લાગુ પડે છે તેની ખોલ કરી અકબરની દરબારમાં રજુ થાઇ અરજ ગુજારી કે "અએ પાદશાહે આદેલ, અએ મુનસફે આમેલ, હજુર જેહાપનાંહનાં મોબારેક હોકમ મુજબ "અજુબા" ઝાડનાં પાતરાંનો ખવાસ એ છે કે તેનો ભુકો કરી કમલાની બેમારી વાલાં માણુસને પાણી સાથે ફકાડયો હોય તો એક દીવસમાં તેની બેમારી દફે થાય છે. તેમજ "અજુબા" ના ફુલો "મસલુલ" (એક જાતની બેમારી) ના આજારીને ખવાડયાં હોય તો તેનું દુઃખ જલદી દફે થાય છે, વલી તેની ડાંખલીની એવી તાસીર છે કે તેને છુંદી તેની લેફરી બનાવી ફુલેલી તલીના ભાગ ઉપર મુકતો થોડા વખતમા બેમાર તંદુરશત થાએ છે. વલી "અજુબા" ના ઝાડનાં મુલીઆંની એવી ખાસીએત છે કે જલંદરનાં મરજવાલો તેનાં મુલી-આંની ધુઈ લે તો તે તુરત આરામ પાંમે છે."

એ મુજબ મજકુર તબીબોની તપાસથી અકબરે વાકેફ થઇને શેહેરના સઘલા હકીમોને બોલાવી હોકમ ફરમાવ્યો કે "ચાલતા માસમાં જલાંદરના બેમારો તમો તરફ કેટલા આવ્યા ને કેટલાને આરામ થયો ને કીયા કીયા એલાજોથી તેઓને આરામ થયો તેનાં તફસીલવાર બેઆંન સાથે તે દરદીઓને સાથે લઇ હાજર થવું." પછી મજકુર હોકમે હોમાયુન મુજબ સઘલા હકીમો પોતાનાં જલંદરી દરદીઓ કે જેઓ ચાલતા માસની દરમેઆનનાં હતાં તેઓને લઇ દરબારે શાહીમાં ઠેરવેલે દીવસે રજુ થયા બાદ દરએક હકીમે પોતાના દરદીઓને હાજર કરીને જે એલાજેથી તેઓ આરામ પામ્યાં હતાં તે તે એલાજોનું બેઆંન અકબરની હજુરમાં અરજ કરી બતાવ્યું.

એ એલાજોનાં દરમેઆનમાં જે હકીમે પોતાના દરદીને "અજુબા" નાં મુલીઆંની ધુઈથી આરામ પાડયો હતો તે હકીમને અકબરે પોતાની નજદીક બોલાવી ધમકી આપી ફરમાવ્યું કે "એ ઝાડ કયાં છે અને તેનાં મુલીઆં કોણ ખોદી લાવ્યું હતું તે ખરેખરૂં હજુરમાં અરજ કરવું, નહી તો મોટી શીક્ષાને પાત્ર થશે. "પેલા હકીમે પાદશાહને મોહોડેનો આ હોકમ સાંભલી ધુજતાં અને કાંપતાં હજુરે ખુતરમાં ખરેખરી અરજ ગુજરી કે "અએ જેહાંપનાંહ, એ ઝાડ ફલાંનાં જંગલમાં છે અને તેનાં મુલીઆં મારા ફલાંનાં નોકર પાસે મંગાવઆં હતાં." એ વાત સાંભલતાંજ શાહે નોકરને બોલાવાને ફરમાવ્યું, તે મુજબ નોકર હાજર થયો ને તેને પાદશાહે સુલતાંની કાનુન મુજબ ધમકીથી કહ્યું કે "ફલાંનાં જંગલમાં "અજુબા" ના ઝાડને તું પીછાને છે અને પીછાંનતો હોય તો તારા ધણીના હોકમથી તેની જડ તું કાંહાંથી લાવ્યો છે?" નોકરે જવાબ દીધો કે "હા જેહાંપનાંહ, તે ઝાડના મુલીઆં હું ખોદી લાવેઓ છું."

અકબરે નોકરનો આ જવાબ સાંભલી ગોસ્સા ભરેલી આંખો કાહાડી તેને ફરમાવ્યું કે "તે ઝાડ નીચે ફલાંનાં શખસની આમાનત અશરફીઓ ડાટેલી તું લાવ્યો છે તે રજુ કર નહી તો જેરબંદના ફટકા નીચે તારાં શરીરનાં ચાંમડાંની ખરાબી થશે." પાદશાહાના ધાસતી ભરેલા ફરમાંનથી હકીમનાં નોકરે આનાકાનીની સાથે કબુલ કીધું કે "પાદશાહ મારા ગુનાહની માફી બખશે તો અશરફીઓ હજુરમાં લાવી રજુ કરૂં." અકબરે તેને જાન બખશી કીધાથી અશરફીઓ તેણે રજુ કીધી ને તે અશરફીઓ અકબરે તેનાં ધણીને કેટલીએક શીખામણો સાથે આપીઆથી તે ગરીબ હજારો દોઆ પાદશાહાનાં હીકમતી ઈનશાફ ઉપર દેતો દેતો દરબારમાંથી પોતાને મકાને ગયો.

# પોંહોચાજી પટેલની દીનમાય.



મારી આ વારતાની શરૂઆતમાં પોંહોચાજી પટેલ નામના એક શક્ષ્શ અને પંચાવન વરસની ઉમરના એક પારસી ગ્રહસ્થની ઓલખાણ આપવી પડે છે. આ પારસી ગ્રહસ્થ મુંબઇ નગરીમાં વાલકેશ્વર ખાટે એક સુંદર બંગલામાં પોતાની એકપુરી વાહલી ભત્રીજી દીનુ સાથે એશઆરામમાં વસતા હતા. પોંહોચાજીની મોહરદાર તેવણના હાથની કેટલીક લીલી સુકી જોઇ આજ પાંચ વરસ થયાં માર્ગે લાગાં હતાં. તેવણ જાતે બાહોશ અને એક અચ્છા વેપારી હતા. અને ચીન બંગાલાનો વેપાર કરી લક્ષ્મી દેવીનું ઘણું સુખ જોયું હતું. પોંહોચાજી પોતે પોતાના પૈસાને બદલે વાઘ જેવા જહતુની સ્વભાવ માટે વધારે જાણીતા હતા. તેવણનો સ્વભાવ બહુજ તીખો હતો; અને જરાક જરાકમાં બધા સાથે 'ગ્રહણ' લેતા હતા. ચાકર નફરો વટીક તેવણથી તરાહે તરાહે કરતા; અને કોઇબી ચાકર કે ઘેરમાં કોઈબી માણસ જો તેવણના પડતા બોલો ઉચકી લેતાં વીલંબ લગાડતું તો પોંહોચાજી તરફનો સરોપાવ છેજ; એવું તેઓ સંધા નક્કી માનતાં.

તેવણની ઘરડી ઉમરમાં આ તીખા સ્વભાવ સાથે વલી તેવણ એક લોભી દાખલ પણ ઓલખાતા હતા. પૈસાનો લોભ તેવણને બહુજ હતો. અને બચ્ચાં કચ્ચાંથી પણ પૈસાને ઘણાજ હેતથી ચાહતા. ટુંકમાં "ચમડી દેવું પણ દમડી ન દેઉ" વાલી કેહવતને એ બુધા ગ્રહસ્થ અચ્છો ઇનસાફ આપતા હતા.

આવી જાતનાં બે બુરા દુર્ગુણ માટે તેવણે પુશકલ ખમ્યું હતુ. અને તેથી તેવણ સરવેને અકારા થઈ પડયા હતા. આ સ્વભાવ માટે સર્વે કોઈ તેવણની અરાસે જવાની હીમત કરતું નહી. પણ ફકત તેવણની વાહલી ભત્રીજી જે તેવણનો સ્વભાવ જાણી કામ પાડતી હતી, તે ફકત તેવણને બહુજ વાહલી હતી. જેમ પોંહોચાજી કેહતા તેમ તે બજાવતી; અને તેવણના કહ્યાસર રેહવાથીજ તે પોતાના વાહલા કાકાજીને આટલી માનીતી થઇ પડી

હતી. તેણીના કાકાજી તેણીના સખુનને કદીબી રદ થવા દેતા નહી. અને પોતે જાતે લોભી હોવા છતાં પોતાની દીનુ પાછલ મહીને દાહડે 'પાંચ પઇસા' વેરવાને જાજુ ગણતા નહી.

દીનું એક ખુબસુરત, ચાલાક, કદે ઉંચી, આંગે પાટલી, અને ચેહરાવે પુશકલ મનમોહન અને દીલ ખેંચનારી હતી, તેણીના પરવાલા સરખા હોથોથી શેહરની તમામ છોકરીઓ તેણીની અદેખાઇ કરતી. વલી સાથે લાગી એટલીતો ભલી હતી કે સર્વે કોઈ ઘરડાં કે જવાન એકજ સરખાં તેણીને દીલોજાનીથી ચાહતાં. તેણી એલેકક્ષાનદ્રીઆ સ્કુલમાં અંગ્રેજી કેલવણી લેતી હતી. અને એક સારૂં અંગ્રેજી બોલી જાણનાર સ્ત્રી તરીકે સારૂં નામ કાહડયુ હતું. વાજીંત્રો ઉપર પણ તે બરાબર 'જસતીસ' આપી શકતી હતી. અને આ હુનરનો તેણીએ એટલી તો સરસ રીતે અભ્યાસ કર્યો હતો કે થોડા વખતમાં તેણી જગ આશકારા થઇ પડી હતી. તેણીએ પોતાના કાકાના સ્વભાવનો ખુબ અભ્યાસ કર્યો હતો, અને કાકાની તે ગોયા ઘણીજ વાહલી દીકરી દાખલ પલોતાઈ ગઈ હતી. કાકાનું સુખ તે તેણી પોતામાં ગણતી અને કોઈબી રીતે કાકાજીને ખુશી રાખવાની યતના કરતી. આથી તેણીને સઘલાં ચાહતાં, અને શેહરના તમામ કુમારા જુવાનીઆ તેણીને પોતાની મોહરદાર તરીકે મેલવવાની હરીફાઈ કરતા. જ્યાંબી જતી ત્યાં તે બધે માન પામતી, અને સર્વે જણ તેણીની દોસ્તી સોધવા બેશક આરજુમંદ હતા.

દીનનો કાકો તરેહવાર સુખ તેણીને દેખાડતો. ઉંચા ઉંચા પોશાકો અને મનગમતાં લાડો લડાવવામાં તે કોઇબી દીવસ આંચકો ખાતો નહી. તેણીને માટે તેવને એક ઘોડાની જોડી અને એક ઉમદા બ્રુમ વેચાતી લીધી હતી; જેમાં દીનું અવારનવાર બેસી એપાલો કે બેન્દ સ્ટેન્દ ઉપર ફરવા જતી. તેણીના માબાપ મરણ પામ્યાં હતાં, અને દુન્યાંમાં જો કોઈ તેણીને સુખ દેખાડનાર હોય, તો તેણીનો કાકોજ હતો. ફરવા હરવામાં દીનુને કશીબી પાંતીનો અટકાવ હતો નહી. અને જેટલી છુટ તેણીને પોતાના કાકા તરફથી બક્ષવામાં આવી હતી, તે છુટનો તેણી પુરેપુરો લાભ લેતી; અને કદીબી આડે માર્ગે જવાની બેઅદબી કરતી નહી. અને ટુકમા કહીએ તો કંઇબી જાતના સુખની બાકાત તેણીના કાકા તરફથી હતી નહી.

જોકે તેણી આટલી બધી સુખી હતી, તોપણ તેણીના મોંહ ઉપર દલગીરીના ચીન્હો પુશકલ દેખાતાં હતાં. તેણીના મોંહ ઉપરથી એવું માલમ પડયું હતું કે તેણીના દીલમાં કાંઇક છુપા ગમે રેહડાણ કર્યું હતું, જે ગમ તેણીના કાકાના ઘેરના સવલાં સુખો છતા તેણીનો ખુશનુમા ચેહરો બાલીને ભશમ કરતો હતો. હમેશ તેણી દલગીર અને ગમગીન ફરતી જણાતી હતી; અને છુપી રીતે દાંતો કચકચાવી ગોયા મુગે મોહડે કોઇને હાય મારતી હોય તેમ દીસતું હતું. આ ગમમાં ને ગમમાં તેણીનો તમામ ચેહરો બલીને ભશમ થયા કરતો હતો. વલી ગરીબ બીચારી દીનુ નાનપણથીજ માબાપ વગરની થઇ પડી હતી. જ્યારે તેણીનો બાપ ચીન હતો ત્યારે તેણીના માયને એકદમ કોલારો થવાથી પોતાની નાની બેટીને પોતાના દેરના અસરક હેઠલ સોંપી પોતે પેલી જાહનમાં કુચ કરી ગઇ. છ એક મહીને તેણીનો ભરથાર મુંબઇ આવવા માટે નીકલ્યો પણ પાછલથી ખબર પડી કે જે સ્ટીમરમાં તે મુસાફરી કરતો હતો તે એક ખરાબા પર અથડવાથી તેના ટુકડે ટુકડા ઉડી ગયા અને તે ઉપરનો કોઇ પણ ઉતારૂ સહીસલામત રહયો નહી. આવી ખબરથી દીનુના મગજ ઉપર નાનપણથીજ ધાહ પડયો હતો; જે ધાહ એટલો તો ધાટકી હતો કે દીનુ કદાચ પોતાનો પ્રીય જાન પણ પોતાના માબાપના આસરા હેથલ જઇ મલવા માટે સોંપતે; પણ સારાં ભાયગે તેણીના કાકાએ તેમ થતું અટકાવ્યું. અને ત્યારથી કે આજ દીન શુધી તેણીને લાડમાં ઉધાડી પોતાની દીકરી દાખલ પરવસી કરીને ઓગનીસ વરસની ઉમર શુધી તેણીને પુગાડવાનું માન તેણીના કાકાને ઘટે છે.

તેણી આટલી સુખી હોવા છતાં આપણે આગલ કહ્યું તેમ તેણી સારો દીવસ ગમમાંજ કાહડતી. આ ગમ શાનો હતો, તથા શું કામ માટે તેણી એટલી ઉદાસ ચેહરે ફરતી હતી તે કોઇ કહી શકતું નહી. કદાચ તેણીના માબાપના અકાલ મરણને લીધે તેણી આટલી દલગીર માલમ પડતી તો ન હોય?—પણ નહી? તેમ નહી હતું. તેણીની દલગીરીનું કારણ ફકત આપણે નીચે જોઈશું.

રાતનો શમય હતો. શુમારે નવએકનો અમલ થયો હતો ચાકરો નફરો ખાઇ પીને પોતાના આખા દીવસની થાક ઉતારવા માટે પથારી માંડી પડેલા હતા, અને ખુરરરર ખુરરરર બોલી દાચ

વકાશી પુર ઊંઘમાં લપેલાં ખાતા હતા ; અને બંગલાની આસ-પાસ ચુપ અને શાંતી ફેલાઇ હતી. તેવે વખતે દીનું પોતાના બંગલાના હોલમાં એખલી બેસી તેબલ ઉપર બે હાથના થેભાં વચ્ચે પોતાનું માથું મુકી વીલાપ કરતી હોય એવી માલમ પડતી હતી. તેણીની હીલચાલ ઉપરથી માલમ પડતું હતું કે તેણી ઘણાજ ઊંડા વીચારમાં ગીરફતાર હતી. તેણીની આખોમાંથી ના વધાર આંસુઓ તેણીના ગોરા ગાલો ઉપરથી રસ્તો લઇ મોટીની મીસાલ ટપ ટપ તેબલ ઉપર ટપકતાં હતાં. અને તેણીના બાલે-પવનની થંડી લેહકીથી ફર ફર ઉડી અંહી તંહી તેઓનો રસ્તો સોધતા હતા તેવે સમય આવી ખુબસુરત નાર વીલાપ કરતી બેઠી હતી.

"અરે ખોદા? હવે મારૂં શું થશે? મારાં કેવાં કમબખત ભાયેગ કે આજે મને રડવું પડેચ. શું મારે વાસ્તે એજ સરજેલો છે કે શું? ગામમાં જાણે મારે વાસ્તે લાયક વર હોયજ નહી તેમ મારા કાકાબી વેહરે તો બાર પાંટીયાં પરે તેવો વર મારે સારૂં સોધી લાયાચ અરેરે! મારો દાહરો બરે કે આજે માબાપ વગરના છોકરાં કેવી હાડમારી ભોગવે તે આજે હું નજરે નજર જોવુંચ બસ મેંબી વીચારજ કીધોચ કે પરણવું તો મારા જાંહાગીરજ સાથે નહી તો મારો સારો ભવ કુંમારો કાંય નહી જાય, પણ પેલા મુવા દીનસા સાથે તો કદીબી પરણું નહી." આવો વીચાર કરતી તેણી ઝાર બેઝાર રડતી હતી, તેવામાં ઘરઘર કરતી બે ઘોડાની ગાડી તેણીના બંગલા તરફ આવતી સંભલાઇ, આ વેલાએ શુમારે દસએકનો અમલ હતો, અને તેણીના કાકા પોંહોચાજી વાડીએથી ખાઈ પીને ઘેર આવતા હતા. ગાડી બંગલા આગલ ઉભી, ઘોડાવાલાએ બારણું ઉઘાડયું, ને અંદરથી એક દેડકો કુડે તેમ.દપ દેતાકે પોંહોચાજી બાહર આવ્યા. દીનુંએ લાગલાં પોતાની આંખોમાંથી આસું નુછયાં ને મોહનું સાફ કરીને પોતાના કાકાને દાદર આગલ લેવા ગઇ

"કેમ દીનું હજુર સુધી વાંચ્યાંજ કરેચ કે? વલી સીક બીક પડશેની?" દીનુના કાકાજી બોલ્યા.

"નહી, કાકાજી," દીનું બોલી "હું તો સુતેલીજ ઉતી, પણ

તમારી ગાડીનો સાદ સાંભલી અહીઆં ઉઠી આવી. દીનું પોતાનાં જનમમાં પેહલ વેહેલું જુઠું બોલી.

"વારૂ, ચાલો કંઇ નહી," તેણીના કાકા બોલ્યા. અને તેણીને પોતાના ઓરડામાં આવવાની એસારત કરવાથી પોંહોચાજી આગલ ને તેવનની પછવાડે દીનું બેઉ જણા હોલમાં દાખલ થયાં.

પોંહોચાજી આરમ ચેર ઉપર બેઠા અને દીનુ બરાબર તેવણુનીજ સાંમેના કોચ ઉપર બેઠી. થોડોક વખત વેર ધુરકા ધુરકી ચાલવા બાદ પટેલે વાત છેડી:—

"દીકરી દીનું, હવે તું મોહતી થઇ, ને તને વીચાર કરવો જોઇએ કે હજુર સુધી તું કેટલો વખત એમ કાહડવા માંગેચ. ભલો તું મારા ઘેરમાં વસેચ તે વાસ્તે મને બીલકુલ અડચણ નથી, પણ મારી હૈયાતી છે તેટલા વખતમાં તું ચાર ચોખા પડાવી લેતો સારૂં. મેં તારે સારૂં પેલું ઘેર સોધ્યુંચ તે——" હજીતો એટલું બોલેચ તેટલામાં દીનબાઇ બોલી ઉઠયાં,

"વાહાલા કાકાજી, તમે મને કેહોચ તે બધું ખરૂં છે; પણ તમે જે ઘર સારૂં વીચાર કરોચ, તે મારેથી કદીબી બનશે નહી. જો કે તમુને તે પસંદ પડતો હશે, પણ મને બીલકુલ ગમતો નથી; જો કે તે પૈસાવાલાનો દીકરો છે ને ઉંચી કેલવણી વટીક લીધી છે, પણ તેની બીજી એટલી તો બદી છે કે તેવા બદીવાલા પુરૂષ સાથે પરણીને પાછલથી ઘોથલાં ભાંજી ઘેર બેસું તેની વતી સારો ભવજ કુમારો કાહાડું તો કેવો?" "પણ તેના એવા તે શું ગુણ છે તે તો કેહ?" તેણીના કાકાજી બોલ્યા. "કાકાજી," દીનુ રડતે ચેહરે બોલી, "તે કેટલાક હવસોનો માલેક છે, અને જુગારના બુરા લખમાં તે ફસેલો છે તે ઉપર જરા વીચારતો કરો ને પછી એવી વાત કરો?"

"નહી, નાપાક ને હથીલી દુકતી, હું કદીબી તુને બીજા સાથે પરણાવનાર નથીજ એટલું તો તું સત કરી જાણજે." તેણીના કાકાએ ચીરડઇને કહ્યું.

અહીયા વાત અટકી, અને બેઉ જણા પોતપોતાના ઓરડામાં સુવા ગયાં. પોંહોચાજી પોતાની ભત્રીજીને એક એવા ધણી સાથે પરણાવવા માગતા કે જેનો સારો ભવજ જુગારમાં ગયલો હતો. હજારો રૂપીઆ તેણે પોતાના બાવાના ધુરધાંણા કરી નાખ્યા

હતા. અને બીજી બદીમાં એટલો તો ચકચુર હતો કે દર વરસ, દરરોજ, ને દર ઘડીએ પોતાના દેવામાં ઉમેરો કરયો જતો હતો. તે મુંબઈની યુનીવરસીટીનો બી. એ. હતો; પણ એ ટાઇટલનો તે એટલો તો ખરાબ ઉપયોગ કરતો કે દરએક જણ તેની આવી ચાલ જોઇ લજવાતું. દીનુના કાકાને આ વાત સારી પેઠે ખબર હતી કે દીનસા એક લફંગો ને લુચ્ચો જુવાન છે તે છતાં પણ તેવણ પોતાનો લોભ છોડતા નહી. તેવણ પૈસાને પુતરી આપવા તૈયાર હતા. અને પછવાડેથી પૈસા ગયા તો પોતાની વાહાલી દીનુનું શું થશે તેનો લેસભારબી વીચાર કરતા નહી, પણ ઈયાહોમ પોતાના ભઈની દીકરીને આવા જનમ સુધીના રંડાપામાં નાખવાને ઈંતેજાર હતા.

દીનુ એ વાત સારી પેઠે સમજતી હતી અને તેણીએ પેહેલેથીજ વીચાર કર્યો હતો કે આવા લેભાગુ જુવાન્યા સાથે કદીબી પરણવું નહી. તેણીએ પેહેલેથીજ પોતાનું દીલ એક જાંહગીર નામના અતી રૂપાલા ને કાબેલ જવાનને સોપ્યું હતું; અને રોજ તેણી જાંહગીરનાજ બલાપામાં લેવાતી ચાલતી હતી. કદાચ તેણીના કાકાની રજા વગર પરણવાથી પછવાડેથી ખતા પાંમે એવી ધાસ્તીથી રોજ તેણીનું દીલ તવાતું ચાલતું હતું. બીજી બાજુપર તેણી પોતાના કાકાની આવી જીત આગલ કદીબી ફાવી જનાર નથી તે માટેબી તેણી રોજ પોતાની ગમગીનીમાં વધારો કરતી જતી. દીનુંનો ભવીશયમાં પરણવા ધારેલો વર એકવીશ વરસનો એશકી, રૂપાલો અને શીખેલો જુવાન હતો. તેબી એક બી. એ. હતો; પણ પોતાના ઓધ્ધા મુજબ તે હમેશ કામ લેતો હતો. તેનોબી બાપ પૈસાવાલો હતો. પણ પોંહોચાજીને તે વીશે બીલકુલ ખબર હતી નહી. તેનો વીચાર ઇંગલંદ બારીસ્ટર થવા જવાનો હતો પણ પરણ્યા વગર કદીબી જવાય નહી, એવો તેના પેદરનો મજબુત ધાક હતો. તે દીનુને દીલોજાનથી, તનોમનથી, અને પોતાનાં ખરાં જીગરથી ચાહતો હતો. દીનુ પણ તેને ચાહવામાં ઓછી હતી નહી; અને જે ઘડી જાયચ તે ઘડીમાં બેઉ જણા માતી બઇએર થશે એવું તેઓ નક્કીજ માનતાં હતાં.

પણુ તેઓ પરણે તે અગાઉ તો જાંહગીરનું વેલાત જવું થયું; તેથી અતી દલગીરી સાથે દીનુને છેલ્લી ટકે મલી ભેટીને

મુંબઇને તથા દીનુને એક વરસ સુધી કદીબી નહી જોવાની સલામ કીધી. જાંહગીર દીનુથી આટલો દુર હતો તો પણ રોજ તેણીને યાદ કરતો, અને દર મેલે દીનુપર કાગજ લખી પોતાનો પ્યારનો ઉભરો જાહેર કરતો. દીનુ પણ આ કાગજના ઉત્તરને જેમ બને તેમ વેહલાં વાલતી, અને દર વખતે જાંહગીરને મુંબાઈ આવી તેણીને કબુલ કરવાની ધીરજ આપતી. આ સંધું પોંહોચાજી બરોબર સમજતા હતા, પણ પોંહોચાજીએ પોતાના આખા ભવમાં પોતાના હોકમને કોઇને પણ નાફરમાની કરવા દીધી હતી નહી, તેથી આએ વખતે પણ દીનુને પોતાના હોકમને તાબે થવાની ફરજ પાડવામાં આવી હતી. તેવણે જાંહાગીર તથા દીનુ વચ્ચે ચાલતાં કાગજ પત્રોનો પણ અતકવા ર્ક્યો હતો, પણ દીનું તેની લગાર દરકાર કરતી હતી નહી. દીનુ એ સઘલાં કાગજો પોતાની સહીની મારફતે મંગાવતી, અને ત્યાંથીજ પોતાનો જવાબ પણ વાલતી.

હજીતો જાંહાગીરને ઈંગલંદ ગયાને પુરા પાધરા છ માસ થયા નહી તેટલામાં તો તેવણને તારની મારફતે પોતાના બાપના એકદમ મરણના સમાચાર મલ્યા. આ શોકાતુર ખબરથી એકદમ નીરાશ થઇ પોતાનું શીખવા ભણવાનું પડતું મેલી લાગલો ઈંગલંદ છોડી મુંબઇ આવ્યો, જ્યાં ખબર કાહાડતાં માલમ પડયું કે તેનો બાપ એકદમ મરણ પામ્યો હતો. પોતાના ઘરનો સઘલો અસબાબ ખોલતાં, તથા પોતાના બાપની તીજોરી ખોલતાં, તેને માલમ પડયું હતું કે જેટલું તે પોતાના બાપ સોડેથી આશા રાખતો હતો, તેનો આઠમો ભાગ પણ બાકી રહ્યો હતો નહી; અને તેનો સબબ શું હતો, તથા તે કેમ મરણ પાંમ્યો, એ સંધુ કોઈ સમજાવી શકનાર રહ્યું નહી. તેથી તે પુશકલ મુંઝાયો ને હવે બાપીકું ઘરબાર વેચી સાતી જે પૈસા આવે તે ઉપર તથા ચાકરી ધંધે લાગી તે ઉપર પોતાનું ગુજરાણ ચલાવવાનો વીચાર ર્ક્યો. તે પોતાના મનથી હવે એટલો તો બલતો હતો, કે પૈસા ગયાથી દીનુ કદાચ પરણવાને સાફ ના પાડશે; અને પોંહોચાજી જેવા એક લોભી પુરૂષને ખરેખર એક બાહાણુ દાખલ થઇ પડશે. આ વાત તેને એક દીવસ દીનુ આગલ છેડી પણ દીનુ તેથી પોતાનો પવીત્ર કોલ તોડવાને તથા કદીબી બેવફા નહી થવાનો સંધીયારો આપતી હતી. “પૈસા ગયા તો શું

થયું, પણ તેથી કાંઈ આબરૂ ગેઈ કે ?" એવા બોલો બોલી દીનુ જાંહગીરને સંધીયારો આપતી, ત્યારે જાંહગીર પૈસા માટે લાગેલું સંધુ ભુલી જતો અને પ્રીય દીનુ તેજ પૈસા, એવું માની પોતાના મનને મનાવતો.

જાંહગીરે પોતાના બાપની બાપીકી મીલકત મેલવવાના ઘણાંએ ફાફાં માર્યા પણ તે ફોકત, કારણ કે તેનો બાપ કેમ મરણ પાંમ્યો તથા દોલતનું શું થયું તે વીશે કોઇએબી બીલકુલ પત્તો આપ્યો નહી.

પરભનો તેહેવાર હતો ને સર્વ જણાના મોહ ઉપર ખુશખુશાલી રમી રહી હતી. તેવે તેહેવારે આખો દાહડો હશી ખુશીમાં કાહાડયા બાદ પોંહોચાજી પટેલ પોતાની પ્રીય ભત્રીજીને બે ઘોડાની ગાડીમાં બેસાડી મેલો દેખાડવા લઇ ગયા. મેલો જોઇ આવ્યા પછી ખાઇ પીને રાતના વલી પાછી પોંહોચાજીએ વાત છેડી, ને દીનુને દીનસા સાથે પરણવાનો વીચાર પુછયો.

"વાહલા કાકાજી, મને આએ મારો છેલ્લો વીચાર કેહવા દેઓ. કે હું કદીબી એવા સાથે પણનાર નથી, અને તે છતાં તમે મારા મુરબ્બી થઈ મને ફરજજ પાડશો તો હું સાફ કેઉચ કે મારા જીવ પર કરી હું મરી જવસ; પણ કદીબી હું એવા નીચ કુતરા સાથે પરણવા બેસનાર નથી." દીનુએ બહુજ ગંભીર સાદે અને હીમતથી કહ્યું.

"ત્યારે શું તું મારા ફરમાનની સાંમબે થવા માંગેચ," પોંહોચાજી ચીરડાઇને બોલ્યા.

"નહી," તેણી બોલી, "વાહલા કાકાજી, આએજ ફરમાનને મને સામણું થવું પડેચ બાકી બીજા બોલો હું કદીબી તોડનાર નથી, અને તોડવાનીબી નથી. વાસ્તે હજીબી મારૂં સાંભલો ને એ કામ ઉપરથી તમારો હાથ ઉચકો નહી તો પછી તમે મુખતીઆર છેઓ."

"નહી, આએ શું કે બીજુ શુ ? કોઈબી શખુનને તારે આડે આવવું નહી, ને જો સામબે થવાની કોઈબી હીમત કરશે તો તેને મારા બાપના સોગંદ ખાઇ કહૂં છું કે હું કદીબી જીવતો જવા દેઈશ નહી." તેણીના કાકાએ વધારે ખંખાર મારી કહ્યું.

"પણ હું કાંઇ આડે આઉચ. હું તો ફક્ત તમુને કેહુચ કે જે ધણી મને પસંદ પડતો હોય તેની સાથે પરણું કે તમે પૈસાની લાલચે એક નીચ ચંડાલ સાથે પરણાવવા માંગોચ તેની સાથે પરણું? નહી કાકાજી હરગીજ તે બનનાર નથી! માટે હજીબી તમારો વીચાર ફેરવો ને મને મારા મન ગમતો વર અપાવો. જો વાહલા કાકાજી તમોએ તમારી આખી જીંદગી શુધી મને પાલી પોસીને મોહોટી કીધી, મારૂં દુઃખ તેજ તમારૂં દુઃખ, ને બધી રીતે અમન ચમનમાં રાખી મને તમે જે સુખ દેખાડયું, તે સુખ માટે હું તમારી જાવેદાન શુધીની આભારી છું, અને જેટલી દુઆ હું આએ સુખ માટે ચાહુછું તેટલીજ કદુઆ આ નહી બની શકે એવાં લગનને માટે હું દેવશ, તેથી માહરૂંબી લોહી પાણી બલી જાયચ, અને તમારાબી જીવનેબી હાણી થાએચ." દીનુ પોતાના કાકાને ગલે લાગી બોલી.

"નહી નાપાક દુકતી તેમ થવાનું નથી," પોંહોચાજી બોલ્યા, "તું આએ પ્રમાણે બદજીત થઇ મારૂં લોહી બાલેચ, વાસ્તે જા નીકલ અહીથી? નાપેકાર દુકતી? તારી આએ જીટને લીધે તુને શીક્ષા માત્ર એટલીજ થશે કે તારી મરજી ઉપરાંત તુને દીના સાથે પરણાવવાની ફરજ પાડશ, નહી તો જોઈએ તો સારો ભવ કુમારો કાહાડી માર્ગે લાગી જશે તોબી હુ તુને પુછનાર નથી. જા તારૂં કારૂં કર? ને જો તું મારૂં કહ્યું કરવાનીજ હોય તો મારી આગલ આવજે, નહી તો તારો ચેહરો મને જોવો નથી; જા મર અહીથી???"

આએ પ્રમાણે બોલી પોંહોચાજીએ દીનુને ગલેથી છોડવી ને જોશમાં પાખરૂં પકડી આચકો માર્યો, ને દીનુ બીચારી એક ચીશ પાડી ધમ દઇને નીચે પડી. પોંહોચાજીએ કોલોનવાતર, પાણી વગેરે છાંતી જેમ તેમ કરીને હુશીઆર કીધી ને દીનુ એકવાર ફરીથી પોતાના કાકાને પગે પડી પોતાના સુવાના ઓરડામાં ગઇ.

* * * * * * * * *

આલબલેશ બાગ પુર જોરમાં દીપી નીકલ્યો છે. રસ્તા ઉપરની ચકચકીત રોશની ગોયા તારાઓ સાથે હરીફાઇ કરતી હોય તેવી નજરે પડે છે. બાગના કમપાઉન્દમાં રંગબેરંગી કપડાંનો એક મોહટો માંડવો આરાસ્તે કીધેલો નજરે પડે છે. નાના નાના ભુલ-

કાંઓ અંહીથી તહી ખુશાલીમાં દોડે છે. બંગલાના અંદરના ભાગમાં એક સુંદર બેન્દ સાહજનમાં બેઠેલા માટીડાઓને તથા ઉપર બેઠેલાં બઈરાં તથા છોકરાંને સુંદર શરોવ વજાડી મજાહ ચખાડે છે. હવે સાહજનની મીજલસ ગરોગર ઉઠવા માંડે છે. ને લોકો પોતાને જામો પીછોડી કાહાડતા બંગલાની બાહર પડે છે. અને બીજી બાજુ ઉપર બઈરાંની પાંત બેસાડવાની ધમાલ ચાલે છે; અને ટુકમાં કહીએ તો જ્યારે સર્વે પોત પોતનાં કામ પાછલ રોકાયલાં હતાં તે વખતે બંગલાની અંદરના છેક ખુણામાં એક માટીડો ને એક જુવાન, લાંબી, પાતલી, ને ગોરી જેવી છોકરી કોઈનીબી નજરે નહી પડે એવી રીતે ઉભાં રહી વાતો કરવામાં મશગુલ રહેલાં છે.

"દીનું આએ આપુને પેત ભરતી વાતો કરવાનો પુરતો વખત છે; વાસ્તે જેમ બને તેમ આજે મલી ભેટી લેઇએ, કારણ કે આવતી કાલે હું કલકતે જવાનો છેઉં."

આ સાંભલી દીનુના દોલા છેકજ ઉપર ચહડી ગયા, અને આંખમાં આસુ આવી ગયાં તોપણ દસકે દસકે બોલી "કલકતે, કલકતે કાય?" "શું કરૂં" જાંહગીરજી તેટલોજ દલગીર થઈ બોલ્યો, "મુંબઇમાં મારે વાસ્તે ચાકરી છેજ નહી તેથી મને કલકતે જવું પડેચ, તેબી વલી નક્કીજ, એવો મારો વીચાર છે. વાસ્તે જો તારો કાકો એવો સખી થાય, કે તુને મારી સાથે પરણાવવા રાજી હોય તો બેલાશક મને લખજે ને હુ એક કલાકનીબી ધીલ નાખ્યા વગર તારી સનમુખ હાજર થવશ."

આએ સાંભલતાંજ દુખનો ભંયકાર છાપ દીનુના ગોરા ને નીર્દોષ ચેહેરા ઉપર ઘણોજ જોરમાં પ્રગત થયો. તેણી ચુપ થઈને ઉભી ને જાણે જાંહગીરને એવું કેહવા માંગતી હોય કે હજીબી તે કલકતે જવાનો વીચાર માંડી વાલે. પણ આ દુ:ખભરી વાતથી તેણીની છાતી એટલી તો ભરાઇ આવી હતી કે આએ ઠેકાણે એક બોલ પણ બોલ્યા વગર મુગી મંત થઈને ઉભી રહી.

"દીનુ," જાંહગીર તેણીનો હાથ પોતાના હાથમાં લઇ બોલ્યો "દલગીર શા સારૂં થાયચ જો તારા કાકાની મરજીજ નહી હોયતો મારે સારૂં તું શું કરવા આપદા ખમેચ; આજથી તારૂં આપેલું વચન તું જો ખેંચી લે તો વધારે સારૂં. અને જે વચન તુંએ એક પાક દામનની ખરી બઇરી ને માહરી મોહરદાર તરીકેનું

આપ્યું તે એક બેહન તરીકેનું સમજ, ને જેમ ગમે તેમ તું પરણી જા અને તારા કાકાને ગુસ્સે કરી, મારે માટે દુઃખ શું કરવા ખમેચ ?"

"નહી હું મારા મુવેલાં માએ બાપના કસમ લઇને કેહુચ કે હું કદીબી પાછી હઠનાર નથી. ચાહે શો થાઓ ? જીવ જાઓ દુન્યા મારી સામબે થાઓ, પણ આએ ઠેકાણે મારો કોલ કદીબી પાછો ખેંચનાર નથી. ને કંઇબી રીતે હું તારી ને તારીજ છેઉ અને તારી ગેરહાજરીમાંબી થઇ રેહવસ." દીનુંએ જવાબ આપ્યો.

"વારૂ ચાલો ખોદાય આપુને યારી આપશે તો ચંદરોજમાં તું અને હું પરણી જઈ સુખી થઈશું."

આ પ્રમાણે વાતો કરે છે એટલામાં બઇરાંઓની જમવા જ-વાની આવજાવને લીધે તેમજ મરદોના જામો પીછોડી ઉતારી, પાછા ફરવાને લીધે તેઓ વાત કરતાં અટકયાં અને એકએકના હાથો ચુમી પોતાના ખરાં જીગરના વધુ ઉભરા કાહાડયાવના છુટાં પડયાં, અને દીનુ જાંહગીરનો કલકતેનો એડ્રેસ લઇ બઈરાંઓની પાંટમાં જમવા જવા સારૂં ગેઇ.

રાતના લગનમાંથી ઘેર જવા બાદ આ કમનશીબ જોરૂં કેટલું ઉંઘાયું હશે તે તો એવી આફ્ત વીટેલાને ખબર પડે. આખી રાત દીનુએ અકરવકરે કાહડી, અને દર પલે સહવારૂં પડવાની વાત જોતી હતી. તેમજ તેણીનો ખરો આશક કાંઇ ઉંઘાતો હતો નહી. તે પણ માશુકની ગેરહાજરીમાં આખી રાત હાય મારતો હતો, અને સહવારૂં પડતાંજ તેની ઉપર ગોયા કેવો એક કેહર પડવાનો હોય, તે માટે હરઘડી તે પાક યઝદાનનુ નામ હઈડે ધરી બલાપો કરતો હતો તેવામાં સહવારનું પોહર પડયું.

સહવાર ? કેવી કમબખત સહવાર ? બામદાદનો ખુશનુમાં વખત હતો. પવનની થંડી લેહકી બાગના ફુલની લંપત સાથે ભે-લાઇ તેમાં રેહનારાઓને ખુશબખતી બક્ષતી હતી. બારણે "દુધચા પપ, અને જેલીચા તમલેર"ની બુમો પડતી હતી. સરવે જણાં આખા દીવસ માટે જોઇતો ખોરાક મેલવવાની તૈયારી કરતાં હતાં, અને આપણા પોંહોચાજી શેઠતો બાગના કમપાઉનદમાં 'ઇઝીચેર' કાહાડી ફુલોની વચ્ચે સુગંધ લેતા પરયા પરયા ન્યુસપેપર વાંચતા હતા, અને દીનુ પોતાના હોલની બારી આગલ એક ખુરશી મુકી

ગમગીન ચેહરે પોતાના જાંહગીરના છુટા પડવાનો વીલાપ કરતી હતી, અવે હવે જાંહગીર વગર તેણીનું શું થશે તે માટે જાર બેજાર મોતીપેરે આસું પોતાની ભરેલી આંખોમાંથી વરસાવતી હતી. એવે સમય તેણીએ પોતાના માનવંત આશકને ઘણે દુરથી જોરમાં ધસ્યો આવતો જોયો. એ કોણ? મારો જાંહગીર કે? આહ ખોદા! રખેને તેને કંઈ થયું હોય! એવો એવો વીચાર કરતી હતી, તેવામાં જાંહગીર છેક નજદીક આવતો જણાયો. તેણીએ પોતાનો ઉજલો ફુલ જેવો હાથ બારીએથી બાહર કાહડી જાંહગી-રને બાહરજ ઉભા રેહવાની એસારત કીધી, કારણ કે પોંહોચાજી બંગલાના દરવાજા આગલજ હોવાથી ગરીબ બીચારા જાંહગીરને જત દઇને કંઈ થઈ જાય તેવી મતલબથી ઉપરથીજ એસારત કરી બંગલાના પછવાડેના ભાગ આગલ આવવા ઇસારત કીધી. જાંહગીર ગયો કે તરતજ દીનુ ગઇ.

"પ્યારી દીનુ," જાંહગીર હાંફતો હાંફતો બોલ્યો, "મેં મારો કલકતે જવાનો વીચાર માંડી વાલ્યો છે, અને મારો વીચાર છે કે આપણે બેઉ જણા પુને જતાં રહીએ; કારણ કે તારા વગર મને બીલકુલ ચેન પડતી નથી; અને તારો કાકો જ્યારે તુંને પરણાવવા સારૂ નાજ પાડે છે, ત્યારે સુતરો રસ્તો તો એજ છે કે આપણે બેઉ જણા છુપા નામે પુને જતાં રહીએ; તેથી આખા દીવસમાં જેટલું તારેથી બને તેટલું નાણું એકઠું કરી આજે પાંચ વાગતે ભાયખલાના સ્ટેશનપર મલજે અને ત્યાંથી આપણે મુંબઇને છેલ્લી સલામ કરશું."

"ઠીક છે મારા જાંહગીર, હુંબી એમજ કરવા ધારતી હતી, કારણ કે હવે હુંબી પુશકલ કંતાલી ગઇ છું. વાહાલા જાંહગીર હમણા તમે જાઓ કારણ કે મારા કાકાજી આવી લાગશે, હું સાંહજે જરૂર તમુને ભાયખલાના સ્ટેશન ઉપર મલશ." દીનુએ હાથમાં હાથ થોકી કહ્યું. જાંહગીર ગયો, અને જ્યાં શુધી તે નજરથી ગુમ થઈ ગયો ત્યાં શુધી દીનુ ખસી નહી. એમ કરતાં કરતાં છેક નવએકનો અમલ થયો, અને પોંહોચાજી રાખેતા મુજબ પોતાનો નાસ્તો ખાવા આવ્યા. સારીકાની નાસ્તાં પર હાથ મારવા પછી પોંહોચાજી બાહર જવા સારૂ પોતાના કપડાં પેહરવાની તૈયારી કરવા લાગ્યા. બીજી બાજુ ઉપર દીનુ પોતાના હોલનું બારણું બંધ કરી

પોતાની પેતીમાં સઘલુ જર જહવેરાત જે તેણીના કાકાએ તેણીનીજ પાસે રેહેવા દીધું હતું તે તથા બીજું જેટલું રોકડ નાણું પોતાની પાસે હતું તે સઘલું પોતાની પેતીમાં મુકી બંધ કરી દોરડાંથી બાંધીને પોતાના એક ચાકર પાસે પોતાની સહીને ત્યાં મોકલાવી. ચાકર બીચારો એમજ સમજ્યો કે બાઇના કપડાં ભરવાની પેતી હોશે તે બાઇ પોતાની સહીને ત્યાં મોકલતાં હશે તેથી જરા પણ શક વગર તે પેતી ઉંચકી તેની બાઇની સહીને ત્યાં પોંહોચાડી. બપોરનું ખાનુ ખાઈ, ચાહ પીને દીનુ લાગલી તૈયાર થવા માંડી, અને ત્રણ વાગતે ભારી હઇએ, ધ્રુજતે પગે, અને રડતી આંખે પોતાનાં કાકાના ઘેરને છેલ્લી ને છેલ્લી વાર સલામ કીધી. આએ પ્રમાણે પોતાના કાકા સાથે બેવફાઈ ભરેલી ચાલ માટે તેને પુશકલ પસ્તાવો લાગનો હતો, પણ એ જનમ સુધીના દુ:ખમાંથી છટકવાનો આએ સીવાય બીજો કાંઈ ભલો માર્ગ હતો નહી, તેથી તે પુશકલ મુન્જાઇ, ને જાર બેજાર રડી પોતાના કાકાનુ તે ગોયા પોતીકા બાપીકુ ઘેર છેલ્લી વાર છોડયુ. ?

દીનુ લાગલી પેહલાં પોતાની સહીને ત્યાંજ ગેઇ, અને ત્યાંથી પોતાના કપડાં લતાંની પેતી લઈ કલાક ચારએકને અમલે બાયખલાના સ્ટેશન ઉપર જવા માટે એક ભાડુતી વીકતોરીઆમાં બેસી સ્તેસન ઉપર નીકલી જતાંજ તેણીએ પોતાના જાંહગીરને ત્યાં કાગલે દોરે વાર જોતો ઉભેલો જોયો. તેણી વીકટોરીઆમાંથી ઉતરી અને તરતજ જાંહગીર ત્યાં દોડી આવ્યો, અને વીકટોરીઆવાલાની મદદથી પેલી પેતી ઉતારી તોલાવીને ગાડીમાં મુકાવી, અને પોતે અને દીનુની સેકન્દ કલાસની પુને જવાની ટીકીટ લઇને ગાડીમાં બેઠો. ગાડી ઉપડવાને જો કે અરધા કલાકનો વખત હતો, તોપણ રખેને કોઈ આવી જાય, એવી ધાસ્તીથી એક પલ તેઓને એક વરસ જેટલી લાંબી જણાતી. અરધા કલાકના અરસામાં તેઓ બહુજ બીકથી અને દેહશતથી કોઈ ઓલખીતો પાલખીતો આવી જાય તે જોવા માટે તેઓ ગાડીના બારણાં આગલજ બેઠા. અંતે ગાડીનો ઘંટા થયો, અને મીનીટ એકમાતો સરાકાબંધ આગલ વધવા લાગી. સારો વખત ગાડીમાં એનીએજ વાત કરવામાં કાહડયો, અને રાતના ગાડીએ પુનાનું સ્ટેશન કર્યું. ગુપચુપ રાતના ગાડીમાં બેસીને પુણામાં ધર્મશાલામાં મુકામ

કર્યું. અલબતાં કોઇ તેઓને ઓલખે નહી, અને કદાચ ખરાં નામથી પકડાઇ આવે તેથી તેઓ આગલથીજ નામ બદલી દીનુએ રતનબાઇ નામ અને જાંહગીરજીએ કાવસજી નામ ધારણ કર્યું હતું.

હવે જાંહગીર ને દીનુની વાત પરતી મુકી બીજી તરફ પોહોંચાજી પટેલનું શું થયું તે જોઇએ. રાતની વખતે ચાકરોએ દીનુનું બારણું ઉઘાડું જોવાથી અને તેણીનું બીછાણું તદન ખાલી માલમ પડવાથી તેઓએ લાગલી પોંહોચાજીને ખબર પોહોંચાડી. અને પોંહોચાજી એક છેરાએલા ગોધ્ધાની માફક આખા ઘેરમાં તલાસ કીધી પણ કશોએ પત્તો મલ્યો નહી; બીજે દાહડે સારાં ગામમાં હોહા થઇ રહી. પોંહોચાજીએ ગામેગામ તાર કીધા, કાસદો દોડાવ્યા, અને થાલીઓ પીતાવી પણ દીનુનું શું થયું તે વીશે કોઈને પણ સંસારો ખબર પડયો નહી. પોંહોચાજીએ વીચાર્યું કે તે જાંહાગીર સાથે વેહવાર રાખતી હોવાથી કદાચ જાંહાગીર સાં નીકલી ગેઇ હોશે; તેથી જાંહાગીરની પણ ખબર કહડાવી, પણ જાંહાગીરનોબી પત્તો મલ્યો નહી, ત્યારેતો પુરા ચેતી ગયા, અને એ લુચ્ચાનો પત્તો જેબી કોઇ મેલવી આપે અથવા તો જાંહાગીર અને દીનુનું શું થયું તે વીશે જો કોઇ જરાબી સનસારો આપશે તો તે પત્તો લાવી આપનાર પુરૂશને રૂ૧૦૦૦ નુ ઇનામ આપશે. આ ખબર આખાં ગામમાં ફેલાઇ; અને સર્વે કોઈ કમબખ્ત પોહોંચાજીને દીલાસો દેવા લાગ્યાં. આવી વખતે લોકો સ્ત્રી કેલવણીને પુશકલ વગોવા લાગ્યા, કેટલાકો ઓરત જાતને આટલી બધી છુટ આપીઆમાં આવી તે ઉપર ટીકા કરવા માંડયા, કોઇ અંગ્રેજી કેલવણીની ઉપર ઉતરી પડતું, કોઇ સુધારા ઉપર વીવેચન ચલાવતું, અને કોઈતો પારસીના આવા માથા દાહાડા આવેલા સમજતું, પણ દીનુને જાંહાગીર સાથે નાહસી જવાનું મુલ કારણ જેઓ અંદરખાનેથી પકી રીતે સમજતાં તેઓ પોંહોચાજીની આવી બેઅદબી ચાલ ઉપર હસતાં, અને દીનુને તથા જાંહાગીરને સુખી થએલાં સમજતાં. ખરેખર રશીક વાંચનાર? આવાં એક બુધ્ધા, લોભી, અને પૈસા ઉપર જીવ કાહડી આપનાર પુરૂષના અમલ હેથલ રહી ગોલામી કરવા કરતાં તેનેથી દુર રહી, કમરકસી મેહનતે પૈસા મેલવી ફરસત કરવો વધારે સારો. અને તેમજ આપણી વાતમાં આવેલી દીનુ તથા જાંહાગીરના બાબમાં આપણે જોઈ ચુક્યા.

પુને પુગવા પછી બીજે દાહડે જાંહાગીરને તથા દીનુને (કે જેઓને આપણે હવે પછી તેઓના ધારણ કીધેલાં કાવસજી તથા રતનબાઇના નામથી ઓલખીશુ) એક પારસી જુવાનીઆ નામે માણેકશા સાથે ઓલખાણ પડી. માણેકશા લગાર ધઊના રંગનો, ઉંચો, અને એશકી જુવાન હતો. તે નેકતાઈ ને કોલર પર માર મારતો, અને ભપકા સપકા પછવાડે પુશકલ નાણું વેરતો. તેનું નામ લોકોએ મશકેરીમાં કાકાપેપરમીંટ કરીને આપ્યું હતું, તેથી તે પોતાનાં ખરાં નામ કરતાં કાકાપેપરમીંટના નામથી ઝટ ઓલખાઇ આવતો. પુનામાં તેને એકેએક લોક ઓલખતું હતું; અને ત્યાંનો એક રેહવાસી એવો નહી હતો જે આ આપણા કાકા પેપરમીંટને નહી ઓલખે. તે ખાધા પીધામાં પણ અઠંગ હતો અને આટલો બધો ભપકો સપકો ક્યાંથી કરતો, અને રોજ પૈસા ક્યાંથી ઉડાવતો હતો તે વીશે કોઈને માલમ હતું નહી; સરવે જણા એ બાબદ વીશે તદન અંધારામાં હતાં પણ તે લોકોમાં એટલુંતો જણાયલું હતું કે માણેકશાને તેના બાપના ફાલાનો હીસ્સો મલ્યો હતો, અને તે ઉપર તે કદાચ મજાહ મારતો હોય. પણ એ વાત પાછલથી ખોતી માલમ પડી તે કેમ તે આપણે આગલ જોઇશુ.

રતનબાઈ તથા કાવસજી (દીનુ તથા જાંહાગીર) સાથે માણેકજીને પુશકલ ઓલખ પડી, તેઓ સાથેજ ખાતાં, સાથેજ પીતાં, અને સાથેજ રેહતાં. ફરવા હરવાનું પણ તેઓ સાથેજ કરતાં. કાવસજી પોતે પુનામાં ચાકરી માટે ઉમેદ રાખતો હતો, અને ચાકરી રેહવા બાદ તેઓ બેઉ જણા પરણવાનાં હતા. પણ બીજી બાજુપર પોંહોચાજી પટેલનો એટલોતો ચાંપતો ધાક હતો કે દરરોજ અને દર ઘડીએ ફરી મરવાની ધાસ્તીમાં હતાં; તેથી જેમ બને તેમ વેહલાં તેઓ પરણી જાય તો પાછલથી પોંહોચાજી કંઈપણ કરી શકશે નહી એવા વીચારમાં રોજ પોતાનું કામ જેમ બને તેમ વેહલું કરવામાં ઇનતેજાર હતાં. આ કામમાં તેઓએ માંણેકશાની મદદ માગવાનો વીચાર કર્યો. પણ માણેકશા કોઇ બીજા આગલ ફોડી મારે અને તે વલી ત્રીજા આગલ, તેમ એકમેકને મોહડે વાત ફેલાયાથી કોઇ બેતીબાપ હજાર રૂપીઆની લાલચે સઘલું ફોડી મારે; અને રતનબાઇ તથા કાવસજીનો આ

પ્રમાણે ધાણુ નીકલે એટલાં માટે તેઓ બહુજ બીહતાં, અને જેમ બને તેમ એ વાત છુપી રાખવાની યત્ન કરતાં. હવે દીન પર દીન તેઓની દોસ્તી એટલીતો વધતી ગઇ, કે હવે એક બીજાથી છુટું પડવા પણુ ગમતું હતું નહી. માણેકજી પણ પરયો પાંથરીઓ તેઓનાજ ઘરમાં પડી રેહતો. આએ પ્રમાણે મહીના ચારએક પ- સાર થયા, એટલામાં તો માણેકજીનું સતારે જવાનું થયું. તે પોતા- ને ઠેડવેલે દાહડે રતનબાઇ તથા કાવસજી બેઉ જણાની રજા લઇ માણેકજી સતારે ગામ જવા નીકલ્યો. બેઉ જણા તેને સ્તેસન સુધી મુકવાં આવ્યાં. રસ્તે ચાલતાં કાવસજીએ માણેકજીને એકદમ સતારે શું કામ જવુ પડયું તે માટે પુછતાંજ માણેકજીએ એવો ઉત્તર વાલ્યો કે સતારા ગામમાં તેના બાપની એક મોટી પેહડી હતી; અને તેનો બાપ ત્યાં કેટલીક દોલતનો માલેક હતો, પણુ ત્યાં તે એકદમ સીક પડવાથી તેના ઉપર એકદમ તેડું આવ્યું, જે તેડાને માન આપી પોતાના બાપીકી વારસા હીસ્સાનો ભાગ નક્કી કરવા માટે તે ત્યાં જતો હતો. પણ થોડા વખતમાં તે પાછો ફરશે. એવી તેને તેઓને ખાતરી આપી હતી. કાવસજી એ વાતનો ખુ- લાસો સાંભલતાંજ મનમાં ઘણોજ ખુશ થયો, અને જો માણેકજી- નો બાપ ત્યાં કંઈ લાગવગ લગાડી તેને માટે કંઈ ચાકરી જોઇ કાહાડેતો બાખુશી સાથે પોતાની રતનબાઈને લઈને સતારે ચાકરી એ આવવાનો પોતાનો વીચાર જણાવ્યો. માંણેકજીએ પણ એ દરખાસ્તને ટેકો આપ્યો, અને જણાવ્યું કે સતારે પોંહચવા પછી એક મહીનામાં જરૂર બાજરૂર તેને માટે તે એક અચ્છી ચાકરી સોધી બોલાવશે. આટલી વાતચીત કરવા પછી સ્તેસન આવવાથી તેઓ છુટા પડયા, અને માણેકજી તે દીવસે મેલ ત્રેનમાં બેસી પોતાના સ્નેહીઓને છેલ્લી શેકહેન્દ કરી ચાલતા થયા.

રતનબાઇને કાવસજી હવે માત્ર એખલાં રહી ગયાં. તેંઓએ એક નાનું જેવું ઘર ભાડે રાખ્યું, અને તેમાં સારો માલમતા લાવી ગોઠવ્યો. ત્યાં તેઓ અમન ચમનમાં દાહડા કાહડવા લાગ્યા. રોજ તેઓ માણેકજીના કાગજની વાત જોતાં, અને દર પલે તેંઓને ચાકરી મલવાની આશાએ હરદમ રબને યાદ કરતાં. તેંઓ પાસે જો કે પૈસા એટલા પુરતા હતા કે ચાકરીબી નહી કરે તોપણુ પેંત પુરતું ગુજરાણુ કરી શકે, પણ ચાલુ આવક સારી, ને પૈસા આજે

છે ને કાલે નથી તો પછી શું થાય, તે યાદ કરી ચાકરી ધંધે વલગવા માગતો હતો. આ પ્રમાણે માસ એક વહી ગયો ને એક દીવસ કાવસજીને ટપાલ મારફતે એક કાગજ મલ્યું, જેમાં નીચે મુજબ લખ્યું હતું.—

પ્યારા ભાઇ કાવસજી

જત સતારે જઈ પુગવા પછી ત્રીજેજ દાહડે મારા બાવા હક થયા તેથી તાકણા સર જઇ લાગો તો ઠીક થયું, કારણકે મારા બાપના વારસા હીસ્સાનું મારે નક્કી કરવાની તક મલી મેં મારૂં વીલ નક્કી કર્યું છે, અને આજે તેની રૂએ મને ચાલીસ હજાર રૂપીઆ મલ્યાછે. તેથી તમારે માટે મારા વચન મુજબ ચાકરી શોધી કાહડી છે. તમુને મારીજ આફીસમાં હેદ કલારક દાખલની ચાકરી મલશે અને દર માસે રૂ૨૫૦નો મુસારો મલસે એવી ખાસ ગોઠવણ કરી છે. તેથી આએ કાગજ વાચતાં વારજ જેમ બને તેમ જલદીથી નીકલી પડજો. સાથે તમારાં મીસીસ રતનબાઈને પણ લેતા આવજો. તેવણ હમારાં ફેમીલી સાથે રેહશે. હાલતો એજ અરજ.

લા૦ માણેકજી કુંવરજી મોદી.

તા૦ ક૦—જત જો તમે આવવા માગતા હોવો તો મેહરબાની કરીને હમુને ચેતાવજો હમે તમુને લેવા આવીશુ.

મા. કું. મોદી.

આ કાગજ વાચતાંજ બેઉ માતી બઈએરના મોહ પર ખુશાલી નાચી રહી ને તે હકતાલાએ તેઓ ઉપર આટલી બધી મેહરબાની કરી હતી તે માટે તેઓએ શુગરાના કીધા. કાવસજીએ પોતેજ પેહલ્લાં એખલોજ જવાનો વીચાર જણાવ્યો. અને સતારે જવા પછી તે ત્યાં ઘરબાર માંડી થર પડે તેટલાં સુધી રતનબાઈને પુનેજ મુકી જવાનો વીચાર જણાવ્યો આ વીચારને રતનબાઇએ પણ ટેકો આપ્યો. તેથી તે એખલો રતનબાઈને પુને છોડી સતારે ચાલતો થયો. અલબતાં રતનબાઇને પેહલ્લાં છુટું પડતાં ભારી તો પડયું પણ ચનદ રોજમાં સુખ જોવાનો વખત આવ્યો છે એવી રીતે મનમનાવી ખોદાની બંદગીમાં રોજ મશગુલ રેહતી.

ગરીબ બીચારો કાવસજી! માસુકની તલબગારીમાં આટલી

હાડમારી, જંજાલી, અને દુઃખ ખમવા છતાં તે હજી સંસાર સાગરમાં ફતેહ પાંમ્યો ન હતો. તે સતારે જઈ પુગ્યો. માણેકશા તેને લેવા માટે છેક સ્તેસન પર આવ્યો હતો; જ્યાંથી તેને એક ઘોડાની ગાડીમાં ઘેર લેઇ જવામાં આવ્યો. ઘેર જોતાંજવાર કાવસજીની નજર ફાતી ગઇ. કારણકે તે એક ઘેર દાખલ નહી પણ એક જુગારખાના દાખલ વધારે જાણીતું હતું. હવે તેની નજર ઊઘડી. તે અત્યારવેર માણેકશાને એક ફરેસતોજ સમજતો હતો, પણ આએ ઠેકાણે તે એક માણસરૂપી ખવીસ હતો. હજારો લોકોને જુગારના બુરાં લખમાં ઉતાર્યાં હતાં. શેંહકડો ચોરીઓ થઈ હતી, અને સુમાર વગરના મુસાફરો લુટાયા હતા. તે સઘલું આ માણેકજીથી હતું. તે એક હરરતો જુગારી, બુરામાં બુરો સખશ, એક નાપાક ચોર, અને જુગારખાનાનો ઉપરી હતો. તેના હાથ તલે ઘણા ભીલો હતા, જેઓની મદદથી તે ગમે એવું નીચ કામ ઘણાજ સેહલાઈથી અને સફાઈથી કર્યો જતો. પોલીસને પણ તેઓ વીશે બરાબર ખાતરી હતી, પણ જ્યાં સુધી એક સાબુત મુદ્દો મલે નહી ત્યાં સુધી એ લોકોને બરાબર ફેજે પુગાડવાનું તેઓ દરૂસ્ત જોતા નહી. રોજ નવા નવા ચીકાશવાલા ખુરૂશો ત્યાં તેઓના સપાતામાં આવતા, અને હજારો રૂપીઆ ખુવાર થઇ પાછા ફરતા તેબી વલી એવી શરતે કે એ વીશે એક સબ્દ પણ ગામમાં કાહડવો નહી, અને જો જરાબી ચું કે ચાં કરવાની હીંમત કરશે તો તેના હાડકાં તો શું, પણ તેના કુટુંબ કબીલાનો ખીમો થઇ જશે. આથી બાપદા બેવડા ખીજવાતા, એકતો પોતાની આબરૂની જાલવની માટે ને બીજે તો આ જીવ જવાની ધાસ્તી માટે, તેથી તેઓ તે વીશે સંશારો વટીક કાહડતા નહી. એજ પ્રમાણે આપણા કાવસજીનો પણ વખત આવ્યો. તેને જતાં વારજ એક ઓરડો દેખાડવામાં આવ્યો કે જ્યાં તેનાં કપડાં પેતી વગેરે મુકાવ્યું. બપોરથીજ તેને જુગાર રમવાની ફરજ પાડવામાં આવી. પણ કાવસજી જેવાં સખશે પોતાના જનમારામાં કોઈબી વાર જુગાર શું તે હરફ વટીક સમજેલો નહી તેવા જેવા સખશ પાસે જુગાર રમવાની કેવી રીતે આશા રાખવી. તેને પેહલ્લાં તો એ વીશે સાફ ના પાડી, આજીજી કીધી, વીનંતી કીધી, અરજ વટીક ગુજારી, અને પગે વટીક પડયો, પણ તેના હાથમાં જોર

જુલમથી પાસા આપવામાં આવ્યા. તેને પાસા ફેંકવાને બદલે ભોંય પર નાખ્યા, અને માણેકશાને પોતાની આવી ચાલ માટે સખત ઠપકો દીધો. પણ માણેકજીબાએ તો લાગલા પોતાના પરતાબ દેખાડયા.

" શેઠ, એ કંઇ તમારૂં મુંબાઈ બુંબઇ નથી, જે એવો રોપ ચલાવોચ એવો રોપ કરવાના હોયતો મને અત્યારથીજ કેહો તમારો સેવક તમુને મજાહ દેખાડવાને શકતીવાન છે. " માણેકજીએ હસ્તે મુખડે કહ્યું.

" ગમે તે હોવો મુંબઇ શું, કે દુન્યાંનો ગમે એવો ભાગબી શું, પણ મારા જીગરથી કેહુચ કે કદીબી પાસા જેવી ચીજને હું હાથમાં ધરનાર નથી અને જો એક વાતે મને ફરજબી પડશે પણ તે હું મારા જીવને જોખમે બજાવસ. આ ઠેકાણે મારૂં લોહી વેહતું કરશ, પણ જુગારના ફાંદામાં હું ફસવાનો નથી. " આ પ્રમાણે વધારે ભારથી કાવસજીએ જવાબ દીધો.

પણ યાર હુંતો મશકેરી કરતો હતો. હું કાંહ કેહુંચ કે બસ રમને ફર રમ. તારે જોઈએનો વલી નસીબ અજમાવ. એવામાં એ પાંચ બાજી લાગી તો વાવાજીવાહ! એજ વરસ દહાડાનો પગાર." બુરા માણેકે ફેરવી તોલ્યું.

નહી, હરગીજ એમ બનનાર નથીજ પછી મશકેરી હોય કે ખરી બીના હોય." આટલું બોલવા પછી ગુપચુપ કાવસજી ચાલી જવા માંગતો હતો, પણ તેને અટકાવ્યો.

" બસ તમારે અહીઆં રેહવુંજ પડશે. " તેઓમાનો એક અઠંગ નંગ બોલ્યો.

" નહી હું મારૂં ગુજરાન ભીખ માંગીને કરસ, પણ તમારા મુકાનમાં કદીબી મીનીતભર રેહવસ નહી." કાવસજીએ દોલા કકડાવી કહયું.

શેઠયા, બસ તમારી ચાપલુસી છોડી દેઓ ને ગુપચુપ આએ મકાનમાં તમારૂં રેહઠાણ કરો. નહીતો યાદ રાખજો કે ખતા ખાશો. પેલું નંગ વધારે સખતાઈથી બોલ્યું.

ખતાખાઉતો ભલે, પણ મારે આ ઠેકાણે રેહવું હરામ છે. કાવસજી અજીજી કરી કહયું.

" શેઠ હવે ગુપચુપ રહો નહીતો હમણા——"

"શું કરવા ધારો છો? જોઇએ તમારી હીંમત! તું મને ફસાવે તે અગાઉ તું પોતે ફસસે એવું સ્તયથી માનજે" કાવસજીએ દોળા કકડાવી કહયું, પેલા માણેકજીના સાથીએ તરતજ એક મોટી ખુની ચાકુ પોતાની કમરમાંથી ખેંચી કાહડી, અને કાવસજી જો હવે વધુ બોલતો નહી અતકશે તો એકદમ તેના પેતાખાનામાં ઘલાવી દેવાની ધમકી આપી. પણ અફશોસ? આમ એકબીજાની સાથે ગરબડ કરે છે એટલામાં અચબુચી ધાડ પડી; અને તે ઘરમાંના પંદરએક જણાને પોલીસે પકડયા તેમાં બીચારો આપણો કાવસજીબી સપડાયો. વીગત એમ બની કે જે દીવસે કાવસજી સતારે જઈ પુગ્યો તે અગાઉની રાતરે પેલી જુગારી તોલીવાલાઓએ એક અંગરેજ મુસાફરને વાટમાં લુટયો હતો. લુટાયા અગાઉ તે અંગરેજ તેઓની સાંમે ઘણોજ બાહાદુરીથી લડયો હતો, પણ ઘાયલ થવાથી, તથા લુટારાઓની સંખ્યા ભારી હોવાથી, નાચારીએ પાછો હથી સહવાર પડતાંજ પોલીસની મદદ લઈ આ લુતારૂઓને તેઓના મકાનમાંથી પકડવામાં આવ્યા. આ વેલાએ કેટલાક લુતારાઓ પોત પોતાના ઘેર જવાથી તે જુગારખાનામાં બહુજ થોડા માણુસો હતાં તેથી પોલીસ તેઓને પકડવામાં જલદીથી ફાવી શકી. આ તોલીમાં નજદીક પંદર જણા સપાતામાં આવ્યા હતા બાકીના બીજાઓ આ વાત સાંભલતાંજ સાંમે થવાને બદલે આસપાશના ગામમાં ભાગી ગયા, અને આએ પ્રમાણે એ લુચ્ચાઓની તોલીનો અંત આવ્યો. આ પંદર જણામાં આપણા માણેકજી પણ હતા. પણ એ જુગારીઓની સંઘમાં બીચારો કાવસજી પણ સપડાયો હતો. અફસોસ? બીચારો ચાકરી માટે આએ પરમાણે નાહક ફસી પડેલો ઉમેદવાર ઘેરબાર તજી, પોતાની વાહલીને બીલકુલ મલવા ભેટવા વગર કે એક હરફ વટીક લખવા વગર તે બીચારો એમનો એમ સપડાઈ ગયો. પોલીસે પણ તેને એક જુગારી દાખલ બીજાઓ સાથે ઉભો કર્યો. તેને ઘણીબી ગવાહી આપી, ને પોતે નીરદોશ છે એવું પુરવાર કરવાના ઘણાબી ફાંફાં મારયાં, પણ પોતે નામ બદલેલું હોવાથી કોઇ પણ તેને ઓલખી શકયું નહી. અને બીજાઓ સાથે તેને પણ છ છ મહીના સખત કેદખાનાની સજા મલી. અફસોસ કેવો નીરદોશ જવાન પાપીની સંઘમાં નીરદોશ કદીબી સોજે નહી. માણેકજી જેવો નીચ કરપીણ

દોસ્તે ચાકરી આપવાની લાલચે તેને બોલાવીને તેના પૈસા તકા લુંતી લેવાનો જે બુરો વીચાર તેને કરયો હતો તે વીચારમાં તે જદીબી ફાવ્યો નહી, અને અંતે ચોરને પોતસે ધુળની ધુળ તેમ તે પણ વગર ભાડાના ઘેરમાં ખીચડો ખાવા સધાવ્યો. પણ બીજી તરફ પેલા નીરદોશ જવાન કાવસ માટે આપણે બેશક દલગીર થવું જોઇએ. ગરીબ કમબખ્ત! તે પણ આજે તેઓ સાથે છ મહીનાની તુરૂંગ વગર ખાધે, નાહક ભોગવે, તેનો પણ બદલો તે સાહેબ પાસેથી તેને ચનદ રોજમાં મલશે.

કાવસજીને પુનુ છોડવાને નજદીક બે માસ વહી ગયા, પણ તેની તરફથી કશો કાગજ પત્રનો ખુલાસો નહી મલવાથી ગરીબ બીચારી રતનબાઇ બહુજ રજીંદા થઈ. રખેને મારા કાવસને કોઇએ મારી નાખ્યો હોય યાતો તે પોતે બીજી ઓરતોના ફંદામાં ફસી તેણીને કદાચ નહી ચાહતો હોય એવા ગમમાં તે રોજ દાંહડા કહાડતી હતી. તેણી સુકાઇ જુહરાઈને તવાતી ચાલી, પણ તેને સધયારો આપનારૂં કોઇજ હતું નહી. આવા ગમનું અત્રે બ્યાંન કરવું પણ મુશકેલ છે. કેવી આફત! આહ ખોદા! કાવસ સાથે પરણવા માટે જેટલી મેહનત અને રંજ બેંચી તેનો બદલો હજી સુધી તે સાહેબ તરફથી વલેલો નહી જોઈ, ગરીબ રતન હરદમ, હરઘડી, હરરોજ, દુ:ખમાં ગીરફતાર થતી ચાલી. અંતે એક દીવસે એક રોજીંદા પત્રમાં આએ નીચલો ફકરો તેણીના વાંચવામાં આવ્યો:—

### એક પારસી બંધવાનું અજાએબ જેવું મરણ.

કાવસજી પેસતનજી મોદી નામના એક પારસી બંધવાની લાસ સંતારા ગામની તુરૂંગથી થોડીએક દુર મુવેલી હાલતમાં મલી આવી છે. બંધવો શી રીતે તુરંગમાંથી નાહશી જવા પાંમ્યો તે વીશે હજી જણાયું નથી. આ મરનાર બંધવાને આજ બે માસની વાત ઉપર જુગારીઓની તોલીમાં પકડવામાં આવ્યો હતો, અને મેજીએટ મી૦——એ છ મહીનાની ટપ મારી હતી.

આ ખબર વાંચતાંજ રતનબાઇના મન ઉપર કેવી અસર થઇ હશે તેનો ખ્યાલ કોણ કરશે. રફીક વાંચનાર? રતનબાઇના દુ:ખનો ખ્યાલ તારાથી થઈ શકશે? અફસોસ! જે ધણીના પ્યાર માટે પોતાનુ સુખ, ધન, દોલત, માલ ખજાનો, બાપીકુ ઘેર, અને

સ્વદેશ વટીક તજી દેવાને જે અબલા બીધી નહી, અને જે મરદને પોતાનો હવાલો બક્ષવા માટે જણુ જણુના ખાસડાં, લોકોનો ધીક્કાર, અને ન્યુસપેપરવાલાઓની બત્રીસીએ આવેલી, અને એટલુંજ નહી, પણુ તેવા મરદ માટે પોતાના સુખનો પણુ ભોગ આપવાને ચુકી નહી, તેવી અબલાના મગજપર તે મરદના નહી ધારેલાં, ઓચીંતા મોહતથી કેવી અસર થઈ હશે તેનો ખ્યાલ ચીતારવાને અમે એવા કાબેલ ચીતારાની પીછી, અને ઉસ્તાદ લખનારની કલમ પણુ અશકત છે.

ગમગીન અને દુ:ખમાં રતન પોતાનો વખત પુનામાં ગુજારવા લાગી. પોતીકી પાસ પૈસો ઝાઝો પણુ જે ધણીના સુખ વગર દુન્યાંનુ સુખ કેવું તે બીચારી બીલકુલ સમજતી હતી નહી. તેણીને દીલાસો દેવાને કોઇ પણુ હતું નહી. અને તેણી દીલાસો કોઇ પાસે માગવાની પણુ આશા રાખતી નહી. એજ પ્રમાણે તેણી દુ:ખમાં દીવસો ગુજારતી. તેણીએ કાવસજીવાલું મકાન છોડયું, અને બીજુ મકાન પોતીકા વાસ્તે ભાડે રાખ્યું. ત્યાં તેની જનત કરવા વાસ્તે અને તેણીને કામકાજમાં મદદ કરવા માટે સુખલી દોસાં કરીને એક ભરૂચન દોસાં નવ રૂપીઆના માસીક પગારે રાખ્યાં. સુખલી દોસાં હંમેશાં જેમ બને તેમ રતનબાઈને પોતાની ભરૂચી મીઠી જબાનથી ખુશી રાખવાની યત્ન કરતી; ભરૂચનની બોલીદરાઝથી રતનબાઇના મગજ ઉપર વારેઘડીએ ઘણીજ સુંદર અસર થતી, અને કોઇ કોઈ દાહડો તો હસી ખુશીમાં જતો. સુખલી ભરૂચન રતનબાઈનો જમનો હાથ થઇ પડી હતી. રતનબાઇ કોઇ કોઇ વાર તો કાંઈ બાબદનો ખુલાસો આ જમાનો ખાધેલાં દોસાંને પુછતી, અને તેનીજ સલાહ પ્રમાણે ચાલતી. છ એક માસ એમ વહી ગયા, એટલાંમાંતો એક જાહેર ખબરે તેણીનું નશીબ એકવાર ફરીથી અજમાવી જોવાની ટક આપી. રવીવારના એક પત્રમાં નીચલી ખબરે તેણીનું ધ્યાન ખેચ્યું:—

**જોઇએછે**—એક પારસી ભણેલી અબલા. એક નાની પારસી છોકરીને આખો દાહડો સ્કુલને લગતું ગ્નાન આપવા માટે. આ છોકરીની માએ મરી ગએલી છે, અને બાપ જઈફ હોવાથી તેણીની જતન પણુ તેણીએજ લેવી જોઈશે. વધુ વીગત માટે સીકનદ્રાબાદ ખાટે જમશેદજી જાંહગીરજી જાહારૂસને ૨૪ દેલહાઉસી સ્ત્રીતમાં મલવાથી ખોલાસો કરવામાં આવશે.

રતનબાઇને આએ વીશેની ખબર પડતાંજ તેણીએ એક સ્ત્રી શીક્ષક દાખલ ત્યાં જવાનો ઠેડાવ કીધો. પેહલાં તેણીએ એ ઠેડાવ વીશે પેલાં ભરૂચી દોસાંની મરજી પુછી, પણ ભરૂચન એવી સીપલી કે રતનબાઇને સેહજવારમાં જોલાબ આપી શકે. પેહલાં તેણે તો કાંઈ સારૂં મત નહી આપ્યું કારણ કે સીકંદ્રાબાદ ગામ "મુવુ કેવું હોય કેવું નહી," ને બીજુ તો કોઈ મુવો તાગરો કરીને ફસાવતો હોય તો ? એવા એવા વીચારો આપી પેહલાં રતનબાઈને ગભરાવીં તો ખરી, પણ રતનબાઈની બોહોશ આગલ તે ફાવી શકી નહી. અંતે એક સારો દહાડો જોઈ, પોતાનો સરસામાન જેટલો હતો તેટલો વેચી સાતીને નગદ પૈસા લઈ રતનબાઈ સીકંદ્રાબાદ જવા માટે ઉપડી ગેઈ. વાંચનારે યાદ રાખવું કે સુખલી દોસાંને આએ વખતે રજા મલી હતી.

ગામ જઈ લાગતાંજ તેણીએ પોતાના શેઠનું ઘેર સોધવા માડયું. પોતે શીખેલી અને બાહોશ હોવાથી ઘેર સોધતાં જાજે વીલંબ લાગો નહી. અંતે તેણીએ પોતાના શેઠનું ઘેર જોઈ કાહડયું. ત્યાં જઇ લાગતાંજ તેણીએ એક જઈફ પારસી મરદને કાહેલી પડેલો બીછાના પર પડેલા જોયા. તેવણ આગલ રતનબાઈ ગઇ અને જાહેર ખબર પ્રમાણે તેણીએ એક સ્ત્રી શીક્ષક દાખલ ચાકરી રેહવાને જણાવ્યું. તેણીની સાથે વાતચીત કરવાથી પેલા જઈફ મરદની પુર ખાતરી થઇ ને તેણીને એક સ્ત્રી શીક્ષક દાખલ પોતાની ચાકરીમાં પચાસ રૂપીઆના દરમાયાએ રાખી. અને ખાવા પીવાનું તથા રેહવાનું બધું ત્યાંજ તે તો જુદું. રતનબાઇએ પોતાની જાતી મેહેનતે, તથા એક ખરી માતાનો પ્યાર દાખલ પેલી પુત્રીને બહુજ જત્ન કરીને ટુક મુદતમાં તેણીના શેઠનો એટલોતો પ્યાર જીતી લીધો કે શેઠે એક શીક્ષક દાખલ નહી પણ પોતીકાજ બેતી દાખલ તેણીને ગણવા માંડી. રતનબાઇ વલી પેલી પુત્રીની જતન લેતી એટલુંજ નહી પણ પોતાના જઈફ કાહેલી પડેલા શેઠની પણ રાતને દાહડો સંભાલ લેતી. તેવણનું બીછાનું સોજું કરી આપતી, દવા વેલાસર આપતી, અને એ સીવાય બીજાં ઘણાંક સંસારી કામો એક ઘેરની સ્ત્રી દાખલ કરતી, તે જોઈ તેણીનો શેઠ તેણીના ઉપર પ્રાણ કાહાડી આપતો, અને પોતાની બેતી દાખલનું માન આપતો, અને વારે ઘડીએ તેણીને "તમારૂંજ ઘેર છે" વગેરે વગેરે બોલી પુશકલ આબરૂ દેતો.

રતનબાઇ આએ પ્રમાણે સીકંદ્રાબાદ ખાતે જમશેદજી જાહા-રસના ઘેરમાં પલોતાઇ ગઇ, પણ તેનો કાકો મુંબઇ ખાતે શું કરતો હશે તે જાણવાની તેને કશી પરવા વટીક કીધી નહી, કારણ કે જે ઘેરમાં તેણી ચાકરી હતી તે ઘેર તેણીના કાકાના જેટલુંજ તેણીને વાહાલું હતું. તેણીનો કાકો રોજ તેણીની શોધમાં પૈસા વેરતો, પણ તેને કશો પત્તો મલતો નહી. અંતે નીરાશ થઇ તેને હવે મોહત માગ્યું. તેવણ મરણને બીછાને પડયા. પણ સ્વભાવે એટલા પાજી કે ચાકર નફરો તેવનની જતન મનમાંગતી કરી શકતા નહી. આવી હાલતમાં તેવણ રીબતા હતા, તેવામાં એક દીને એવનના વાંચવામાં આવ્યું કે જે દીનશા સાથે તેવણ પોતીકી ભત્રીજી પર-ણાવા માગતા હતા, તે દીનસા જુગારના વાંક માટે કેદખાનું ભોગ-વતો હતો. આ વાંચી તેવણનો ચેહરો તદન ફીક્કો મારી ગયો. અને એક છુપી હાય મારી છાતી કુતી. “અફસોસ ! મારી દી-કુના કેહવા પ્રમાણે હું તેણીને પરણાવતે તો આજે મારૂં ઘેરબાર કેવું વાજતું ગાજતું રેહતે.” એ પ્રમાણે વીલાપના બોલો બોલી પુ-શકલ પસ્તાવો કર્યો. હવે દીનશા તરફ જોઈએ. દીનશા આપણે ઉપર કહ્યું તેમ એક હરરરતો જુગારી હતો. આએ વખતે તેના માંએબાપ મરણ પાંમ્યાં હતાં; અને તે એક મોટા વારસાનો ધણી હતો. પણ ટુંક મુદતમાં તેને પૈસાનો અંત ઘણીજ સેહલાઇથી આણ્યો રોજ રાતને દાહડો તે જુગારીઓજ સાથે જુગારના મકા-નમાંજ ફરતો અને હરપલે સેંકડો રૂપીઆ ગુમાવતો. જે મોટી દોલત તે તેના બાપે માહ મુશકેલીથી, ઘણીજ રંજથી, અને કપા-લના પરસેવાથી એકઠી કીધી હતી, તે સઘલી દોલત તે એક પલ-કારામાં જુગારખાનામાં ધુમાડો કરતો. સાથે લાગો દારૂનો લખ પણ તેને પુશકલ હતો. અને આ બે બુરા લખમા તે આખો દા-હડો ગોયા કાદવમાંજ ફરતો. એક દાહડો તે પોતાના ગોઠીયાઓ જોડે વાંદરા મધે એક પારસીની ખાલી વાડીમાં જુગાર રમતો હતો તે વખતે જુગારખાનામાં ધાડ પડી. અને તેઓમાના એકેએક જણાને પકડયા. દોડધામમાં કેટલાક છટકી જવા પાંમ્યા, તેમાં આપણા ઉઠાવગીર મી૰ દીનગા શેઠ પણ હતા. તે ના-હસવા પાંમ્યો ખરો, પણ તેના આગલાં પાપો હવે ભરાઇ ચુ-ક્યાં હતાં, કારણકે સીપાઇઓના હાથમાંથી છટકી જતાં તેના આં-

ગલાં ઉપરની વીતી એક પોલીસ અમલદારને હાથ લાગી, તથા વાડીથી થોડેક દુર તેનો રૂમાલ પોલીસના બીજા સીપાઈને હાથ લાગ્યો. આ રૂમાલ તથા વીતી ઉપર ( D. P. S. ) ના ત્રણ અક્ષરો સીવેલા તથા કોતરેલા હતા. જે અક્ષરોની મદદથી સાબુત મુદ્દો મેલવ્યો. દીનશા એક મરાથણના ઘરમાં કલીઆણી ખાતે રેહતો હતો. તે જ્યારથી નાઠો ત્યારથી તે અત્યાર સુધી તેણીનાજ ઘેરમાં પડયો રેહતો, જ્યાંથી તે સહેજવારમાં પકડાયો. અને બીજાઓની સાથે તેને પણ સખત કેદખાનાની શીક્ષા થઈ. હા ! એવી આફત? જે ધણીએ એક વાર આખુ મુંબઇ પોતના ખીસામાં લઇ ફરેલો, અરે ! વલતી આખી દુન્યાંને પોતાના મક્કરથી ચમકાવતો તેજ ધણી આજે પોલીસના સપાતામાં સપડાઈ વગર ભાડેના ઘેરમાં હરામનો ખીચડો ખાતો પડયો. વાંચનાર ? બદી કદીબી છુપી રેહનાર નથી. બદ પુરૂષ જોકે કદાચ માણસના હાથમાંથી કે સરકારી ફાંદામાંથી ફસતો કદાચ બનચશે, પણ ખુદરત કોઈને મુકતી નથી અને મોડે યા વેહલે પાપી માણસને તેના પાપનો બદલો તે પાક યજદાન સાહેબ પાસેથી મલ્યા વગર રેહતો નથી.

પોંહોચાજી પટેલે પણ આ બુરા શખસનો હવે પીછો છોડયો. આ ખબરથી તેવન બહુજ નીરાશ થઇ ગયા; અને જો કોઇ પોતાની ભત્રીજીનો પત્તો મેલવી આપે તો બાખુશી સાથે પોતાની આવી બેઅદબી ચાલ માટે માફ માંગી તેણીને પોતા સાથે રાખે. પણ હવે વખત થઇ રહયો હતો. જાણી જોઇને એક કામમાં પડી ખબર હેવા છતાં તેમાં જીપલાઇ પાછલથી પસ્તાવો કરવાના કરતાં જો પેહલેથીજ જોઇ વીચારીને આવું પગલું ભરતાં અટકતે તો આજે આટલી નીરાશી, નામોશી, અને દલગીરી ખમવી પડતે નહી.

ઉપલા સઘલા બનાવોને વરસ એક પુરૂં થઇ ચુકયું છે. રતન, ગરીબ બીચારી રતન હજી શુધી જમશેદજી જાહાફસને ત્યાં ચાકરી કરે છે અને તેણીની દીલોજાની ભરેલી ચાકરીથી જમશેદજી જેવન કેટલુંક થયું કાહેલી પડયા હતા, તેવણ આજે સાજા થઇ ફરેછે. એક દીવસ રામનવમીનો તેહેવાર હતો તેથી સીકંદ્રાબાદમાં ઘણીજ ધામધુમો હતી. રચણું પણ ઠીક હતી. આ વારસીક તેહવારનો ત્યાં એક ઓછવ ભરાનાર હતો, જે બે દીવસ શુધી ચાલનાર હતો. તે દીવસે સાંહજના સુરજ લગાર નરમ પડવા પછી રતનબાઇએ

પોતાના શેઠ મી૦ જાહારૂસજીની રજા માંગી પોતે સીકંદ્રાબાદ ખાતે કેટલીક નામીચી જગા જે અતીઆર શુધી તેણીએ જોઇ હતી નહી તે જોઈ આવવાની ઇચ્છા દેખાડી. આ રજા તેણીને બાખુશી સાથે આપવામા આવી. તરતજ તેણી કપડાં પેહડી બાહર ફરવા નીકલી. તેણીના ફરવા ગયા પછી જમશેદજીને તેણીના ઓરાડાની ટેબલ ઉપરથી એક લાકીત મલી જે ઉઘાડી જોતાંજ એકદમ લોહીનો જુસ્સો તેવણના મોહપર ચહડી આવ્યો. ઘણીજ આતુરતાથી ફેરવી ફેરવીને તે લાકીત જોઇ, તીક્ષણ નજર માહેલી સબી તરફ ફેંકી પસ્તાવાનો દોલ કીધો, અને આંખમાંથી આસું લાવી રડતી સુરતે લાકીત માંહેની છબીની ચુમી લીધી ને ગુપચુપ પોતાના બદીઆનના ગજવામાં સેરવી ત્યાંથી જતા રહ્યા. વાંચનાર કદાચ જાણુવાને ખાહેશ રાખશે કે લાકીતમાં શુ ભેદ હતો. પણ તે ભેદ અતરે જણાવ્યા અગાઉ આપણે આપણી રતનબાઈની વાત ઉપર આવ્યે.

જ્યારે તેણી ફરવા નીકલી ત્યારે સુરજનું તેજ બહુજ નબલુ હતું. સુરજ ગોયા હવે આખા દાહાડાની મેહનત અને રંજ ખેંચી રાતને પોતાની જગા આપવા માંગતો હોય એમ જણાયો. તેણી બહુજ દુર નીકલી ગઇ હતી. અને છેક તેણી એક નદી આગલ આવી પોંહોચી. તે લટા તરફ લોકોની વસ્તી, તથા આવજાવ પણ જાજી હતી નહી. નદીના એક છેડા આગલ મસ મોહકુ એક વડનું ઝાડ હતું. ઝાડ એટલુંતો મોહટું અને ફેલાયલું હતું, અને તેના દાળાં દાખલાં એટલાંતો ગીચ અને ખીચોખીચ હતાં કે ઉપર કોઇ બેઠું હોયતો તે પણ દેખાય નહી. આ ઝાડ આગલથી પસાર થતાંજ રતનબાઇએ એક સાદ સાંભલ્યો. સાદ ઘણોજ ધીમો અને નબલો હતો, પણ તેનું નામ બહુજ પરગરૂ સંભલાતું હતું. પેહલ્લાંતો દરકાર કર્યા વના આગલ વધી, પણ પછવાડેથી સાદ વધારે પરગરો સાંભલવાથી તેણીએ પાછું ફરીને જોયું તો એક શખસને પેલાં ઝાડ ઉપરથી નીચે આવતાં જોયો.

"રતન, રતન, સાંભલેચ કે?"

આ અવાજથી તે તો ઘણી બીધી, ને ચમકીને નાહસવા જતી હતી તેવામાં પેલા બીગાના પુરૂષે દોડી આવી તરતજ તેણીને પકડી ને એક પલમાં તેઓ બેઉની આંખ સાથે મલી ગઈ.

તરતજ પેલા મરદે તેણીને છાતીસે દાબી, ને તેણીને પાસેના ખેતરમાં આવવા ફરમાવ્યું. બેઉ જણાએ લાગલો ખેતર ભણી રસ્તો લીધો. તરતજ ખેતરમાં આવી લાગતાંજ કોણ મારો કાવસકે? કરીને રતન બોલી ઉઠી.

"હા મારી વાહાલી તારો કાવસ, એકવાર ફરીથી તને મલવા આવ્યો છું." કાવસજી બોલ્યો.

"ભલે તે પાક દાદાર હોરમઝદના શુકરાના કર્યે કે આપુને એકવાર ફરી પાછાં મેલવ્યાં." રતનબાઈ બોલી.

"પણ રતન, વાહાલી રતન તું મારી ઉપર ગુસ્સે ના થા. હું તદનજ નીર્દોષ છું." કાવસે કહ્યું.

"હું બીલકુલ ગુસ્સે નથી મારા વાહાલા કાવસ, તું મને તેવી ના સમજ" આટલું બોલી તે હજુર બીજું બોલવા માંગે છે તેટલામાં કાવસજી બોલી ઉઠયો.

"ચાલ રતન આ આવડી મોટી રાતરે આવા બીકત જંગલમાં રેહવું ઠીક નહી, ચાલ આપણે શેહર ભણીનો રસ્તો લઇએ." એમ બોલી તેઓએ બેઉ જણાએ ચાલવા માંડીયું.

રસ્તે જતાં કાવસે પોતા ઉપર પડેલી સઘલી બીનાનું વર્ણન કરયું અને પોતે બંદીખાનામાંથી કેવી રીતે છટકી જવા પાંમ્યો તે કણ કહી સંભલાવ્યું. તેના કેહવા મુજબ તે બંદીખાનામાંથી પોતાના જીવને જોખમે બંચી જવા પાંમ્યો. તેને કહ્યું કે માણેકશા એક લાગવગ વાલો માણુસ હોવાથી, તથા તેની સાથવાલાની ફોજ મોટી હોવાથી કંઇબી રીતે તેઓએ બંદીખાનાના દરવાજા ફોડયા અને તેમાં જેટલા કેદીઓ હતા તેઓ સઘલા રાતો રાત ગામમાંથી છટકી ગયા. બીજે દાહડે પોલીસ સતાવાલાઓએ મસ્તી જોવાથી તેઓની પુઠ પકડવાની ઘણીબી કોશેશ કીધી પણ વયર્થ. તેઓને રસ્તામાં એક પારસીની લાસ જડી જે તેઓએ પેલા કાવસજીની લાસ દાખલ ઓલખી, અને તેજ ઉપરથી પેલા પત્રમાં કાવસજીના મરણની જુઠી નોધ છપાઇ હતી.

એમ વાતો કરતાં કરતાં તેઓ બેઉ જણા જતાં હતાં, તેવામાં રતનબાઇના શેઠનું ઘેર આવ્યું. બંગલાના કમપાઉન્દ આગલ એક બીજાને મલી ભેટી બીજે દીને સહવારના પોહરમાં પાછુ મલવાનો વાયદો કરી દીનુ પોતાના પ્રીય અને એકવાર

ખોદી બેઠેલા ભરથારનો હાથ ચુમી જતી રહી, અને કાવસ એક પલકારા વીજલી સમેત એક ખેતરમાં કોણુ જાણે ક્યાં ગુમ થયો તે અંધારી રાતરે મલ્યોજ નહી.

રતનબાઈ લાગલી કપડાં બદલી પેહલાં હંમેશ મુજબ પોતાના શેઠની ખબર પુછવા માટે તેવણના ઓરડામાં ગઈ. તેણીનો શેઠ જમશેદજી જેવણ આખો દાહડો સારી કની ફરતા હતા, તેવણ એકદમ જાણે મોહતને બીછાણે પડયા હોય તેમ દીસતા. તેવણના ઉપર દલગીરીનો બુરખો ગોયા હોધ્યો હોય એવુ સાફ માલમ પડતું. તરતજ રતન તેવન તરફ ગેઇ અને ઘણુાજ ધીમે અને મીઠાસવાલા સખુનથી પોતાના શેઠ સાથે વાત કરવા લાગી.

"કેમ જાંહાગીરજી શેઠ હમણા કંઇ જીવને સારૂં નથી જે આવા દેખાવોચ." "નહી," તરતજ જાંહાગીરજી રતનને જોતાંજ બોલીઆ ઉપર ઉભા થઇ બોલ્યા, "તું મને શેઠ કરી ના કહે ? હવે હું તારો બા——" દીનબાઇ નામ સાંભલતાંજ રતનબાઈ ચમકી અને એક પગલું ભરી લાગલી જાંહાગીરજીને ભેતી પડી ને બોલી,

"જી તમે મારૂં દીનબાઇ નામ કેમ જાણ્યું, હું તો રતન બાઇ છું."

નહી દીકરા તું કંઈબી વાત છુપાવના, હવે આજ પછી તું મારી દીકરી ને હું તારો બાપ."

"પણુ તેનો પુરાવો ?" દીનુ બોલી.

"પુરાવો આએ લાકીત," તરતજ પેલી લાકીત માહેલી સબી દેખાડી, દીનું આએ લાકીતમાં સબી તે તારી બેહસ્તન માયની અને મારી એક વખતની માનીતી મોહરદારની છે.

"ત્યારે તમે શું મારા બાવા ? ઓ મારા ખોદાય ! કેવો બનાવ ? શું ગજબ" દીનુ હવે વધારે બોલે તે અગાઉ પોતાના લાંબી મુદતે મલેલા બાવાને મજબુત કોતી કીધી અને જેમ લાંબી મુદતે વખુતે પડેલો દીકરો પોતાની માએને જેમ ભેટી પડે તેમ તેવણનું સાંભલતાંજ ગરગર તેણીની આંખોમાંથી હરખના નવધાર આંસુઓ વરસ્યાં અને એક જીવતા સપોલીઆની માફક તેણીના ઉજરા દુધ જેવા લાંબા હાથો જમશેદજીની કંમરની આશપાશ એક ખરી દીકરીના હેત દાખલ લપેટાયા. પાંચએક મીનીત સુધી

તેણીએ કોતી કીધી, અંતે તેણીએ પોતાના બાપને કંમરમાંથી છોડયો. પાછી બીછાના આગલ બેઠી.

"દીકરી મને કંઇબી નથી, તું જ્યારે સાંહજે ફરવા ગેઇ, ત્યારે હુંબી આપણા બંગલામાં આમ તેમ ફરતો હતો, તેવામાં તારા ઓરડાની તેબલ ઉપર આએ લાકીત પડેલી મેં જોઇ અને ઉઘાડી જોતાંજ મારી મોહોરદાર, મારી વાહાલી ધણીઆણી, અને તારી હેતવંતી માએની સુરત મારી નજરમાં નાચી રહી. તેણી લાંબો વખત થયો હક થઇ છે તોયપણ તેણીની સુરત જોતાંજ હું તરતજ પાંમી ગયો, અને મારાં સઘલાં આગલાં કરતુક મને ધાઈ આવ્યાં, અને ગમ ને નીરાશીનું લોહી એકદમ ગુસ્સા સમેત મારા મોંહ ઉપર ચહડી આવ્યું."

"તમારાં કરતુક? વાહાલા બાવાજી તમે તદન નીરદોશ છેઓ."

"નહી દીકરી, હું નીરદોશ નથી. અને મારા પાંપનો પસ્તાવો આ વખતે મને ઘણોજ ભારી લાગે છે. મારા જેવા પાપી પુરૂશો આ દુન્યામાં થોડાજ હશે."

કંઈ ફીકર નહી, બાવાજી નીરદોશપણાએ જે ગુનાહ થાય છે તે ખોદા સઘલા આપુને માફ કરે છે."

"મારી દીકરી તું આએ જગાએ કેમ? શું તારો કાકો, ને મારો વાહાલો બરાદર પોંહોચાજી મરી ગયો છે કે તું આવા ગામમાં એખલી ને અતુલી એક બીગાના કુટુંબમાં ચાકરીએ આવી."

"નહી મારા પ્રોય બાવાજી, મારી વાત તદનજ જુદી છે, મારા મુરબ્બી કાકાજી હજી હૈવાત છે અને મારા વાહાલા બાવાજી, મારી વાત સાંભલી મારી હાલતનો વીચાર કરજો, અને પછી જો હું તમારી નજરમા સાચ્ચી ને પાક ઉતરૂં તોજ તમે મારો ગુનાહ માફ કરજો. અને હુ ઈચ્છું છું કે મારા વાહાલા કાકાજી સાથે એક વાર મને પાછી મુલાકાત થાએ, અને હસી ખુશીથી આપણે સર્વે જણા પાછા મલીએ."

એટલું બોલી દીનુએ અણીથી પણી શુધી પોતાનો સઘલો હેવાલ કહી સંભલાવ્યો, અને તેણીની આવી બેઅદબી ચાલ માટે પોતાના બાપ પાસે માફ માગી, અને વલતી જણાવ્યું જે જો તેવણુની મરજી હોય તો બીજે દાહડે તેણીના વાહાલા કાવસને તેણીના બાપ આગલ બોલાવી સઘલી વાતોનો ખુલાસો મેલવી માહ

મુશકેલીથી તેણીએ પાછો મેલવેલો ધણીને પોતાના ભરથાર દાખલ કબુલ કરે. આ ગુફ્તેગો તેણીના બાપે સઘલી ધીરેથી સાંભલી અને પોતાના ભાઇની આવી સમજ વગરની ચાલ માટે ઘણાજ સખત બોલોમાં ઠપકો દીધો, અને દીનુને આવતી કાલે પોતાના કાવસને તેવનની સનમુખ હાજર કરવાને કબુલ્યું. આથી દીનુ બહુજ ખુશી થઈ ગેઈ, અને ત્રણ ત્રણ વાર પોતાના બાપને પગે પડી ત્યાંથી બાગલી રાતનું ભોણું તૈયાર કરવાનો હોકમ આપવા ગેઇ.

ખાવાનું આવ્યું અને બંને બાપ દીકરી સાથે ખાવા બેઠાં. ખાતી વેલાએ જમશેદજીએ દીનુની દરખાસ્તથી સઘલો પોતાનો બનાવ કહી સંભલાવ્યો. તેવન બોલ્યા,

"વાહાલી બેતી, જ્યારે તું ચાર કે પાંચ વરસની હતી ત્યારે મારૂં બરમા વેપારને કાજે જવુ થયું, અને તુને તારી વાહાલી માતાજીના ગોદમાં સોંપી તારા કાકાના હસતકમાં બેઉ જણાને મુકી હું નીરાંતે રંગુન ગયો. જ્યાં મને છએક માસમાં ખબર મલી કે મારી વાહાલી ધણીઆણી ને તારી વાહાલી માતાને કોલારો લાગુ થયો, અને ફક્ત બેજ કલાકના અરસામાં તેણીના અકાલ મરણના સમાચાર તારની મારફતે મારા કાન ઉપર પડયા. હું તો તદનજ નીરાશ થયો કારણ કે લાંબો વખત વેર હલીમલીને રહેલાં, અને આએ પ્રમાણે જુદાઈ ભોગવવાનો વખત આવ્યો. તેથી હું ઝાર-બેઝાર રડવા પડયો. છેલ્લે અંતે મારી વાહાલી મોહોરદારને હું સેજદો વઝીફ કરવા નહી પાંમ્યો કારણ કે રંગુનથી મુંબઈ આવવાને નજદીક પંદર દીવસ જોઈતા હતા. આએ પ્રમાણે નીરાશ થઇ મારી મોહોરદારને માટે હું બહુજ દલગીર થઈ મેં અંતે રંગુન છોડયું. હું મુંબઇ આવ્યો જ્યાં હું મારી મોહોરદારની છમસી શુધી રહયો, અને વલી પાછો તુને તારા કાકાના આશરા હેથલ સોંપી હું પાછો બરમાં જવા તૈયાર થયો. કલકતે પોંહોચવા પછી હમારી સ્ટીમરને મોટું તોફાન નડયું, અને બહુજ થોડા વખતમાં સ્ટીમર ભાગીને કકડા થઇ ગયા તે માહેના સઘલાં ઉતારૂઓ, માત્ર થોડાક સીવાય, સર્વે દુબી ગયાં, અને હું અને સ્ટીમરનો માલમની હાથ નીચેનો અમલદાર એક પાંતીઆ ઉપર બેસી તરીને છેક પેલે પાર નીકલી ગયા. કીનારે જવા પછી હમો બેઉ જણા છુટા પડયા, અને હું ગામમાં ફરવા નીકલ્યો. સારૂં થયું જે તે વેલાએ મારી

પાસે એક પાકીતમાં થોડાક પૈસા હતા, જેની મદદથી હું માહરૂં પોષણ કરવા લાગ્યો. આ વેલાએ સ્ટીમરને ડુબવાની ખબર સારાં ગામમાં ફરી વલી હતી, અને લોકો મને પણ ડુબેલો સમજતાં હતાં. પણ કમનસીબે હું એક મરાઠણ ઓરત સાથે પ્યારમાં પડયો, અને તેણી પોતાના ચરીત્રો લગાડી માહરૂં મગજ એટલું તો ચકભમ થયું કે સઘલો વેપાર વણજ ઘેરસંસાર કુટુંબ કબીલો, અને મુંબઈ જેવી ગુલજાર નગરી એકવાર સદાખરી તજી હું આએ મરાઠણ સાથે રહયો. પણ બનાવ એવો બન્યો કે જે મરાઠણનો ધણી થઇ બેઠો હતો, તે મરાઠણનો ભાઈ મારી ઉપર કીનો રાખી માહારૂ આથણું કરવા માગતો હતો. અને જો હું આગલ પગલાં નહી લેતે તો ખચીતજ હું તેનો ભોગ થઇ પડતે એમાં કશો શક નથી. મેં મારો હીસાબ સઘલો ચુકતે લીધો, અને રંગુનમાં જે માહરી પેહડી હતી તે કાહાડી નાખી પચાસ હજાર રૂપીઆ ઉપર હું પેલી મરાઠણ સાથે મોજ મારતો હતો. એજ રૂપીઆ મેં પેલા મરાઠીનો કીનો લેવા પાછલ ખરચ્યા. ચાર પાંચ જણાને હજાર હજાર રૂપીઆની લાલચ આપવા કહી મેં પેલા મરાડીનું ખુન કરાવ્યું, અને તેના લાસને છેક બીઆમણા અને બીકત જંગલમાં બાલી ભશમ કરાવી. આ વાત જો કે તેની બેનને ખબર હતી, પણ પ્યાર જેવી ચીજને માટે તેણીએ પોતાના ભાઈનું ખુન બટીક કરાવવાને ચુકી નહી. ખુન થયા પછી હું પેલી મરાડણને લઇને નાથો, અને ત્યારથી તે આજ શુધી હું સીકંદ્રાબાદમાંજ રહું છું. બે વરસ પછી મારે પેટે એક છોકરી જનમી જેનો જનમ આપતાંજ મારી રાખેલી મરાઠણ મરણ પાંમી અને મેં પૈસા ખરચી જેમ તેમ કરીને આએ છોકરીને ઉધારી જેને હજી શુધી તું જીવતી જોએ છે. અને જેણીનેજ માટે મારી વાહાલી બેટી તુને શીક્ષક દાખલ રાખી છે. એ છોકરી હાલમાં નવ વરસની થઈ છે અને હવે હું તેણીની નવજોત કરવા ઇચ્છું છું. આજ બનાવ માટે મને મારી આખી જીંદગી શુધી બલાપો થાય છે, અને જે કરપીણ કામ મેં પૈસા ખરચી બીજા પાસે કરાવ્યું તે માટે હું ખોદા આગલ શું જવાબ આપીશ તેનો રાતને દીવસ વચાર કરૂં છું: અને એ વાત કોઇ નહી જાણે તેથી રૂસતમજી નામ બદલી જમશેદજીના નામ પર ફરૂં છું." "કઇ નહી એતો આપણાં ન-

સીબમાં પાછું મલવાનું હોશે તે મલ્યાં. એ બધુ આપણે પ્યાર માટે સેહવયું, વાસ્તે કંઇ ફીકર નહી આપણી આખી જીંદગી સુધી ખોદા-તાલાની હકમાં દુઆ ગુજારી રહીશું અને તેની આપણને ખોદા જરૂર બખશે." દીનુ ઘણીજ નર્મતાથી બોલી. હવે ખાનુંબી પુરૂં થયું અને વાતબી પુરી થઈ તેથી બેઉ જણાં એકએકને મલી બેતી સુવા ગયાં.

બીજે દાહડે જેવો કાવસ દીનુને મલવા આવ્યો કે તેવોજ દીનુ તેને પોતાના બાપ આગલ લઇ ગઇ અને ઓલખાણ કરાવી. બાપ તેણીના ભવીષ્યના ભરથારને જોઇ ખુશી થયા. અને તે એક ભણેલો તથા હુશીઆર મરદ હોવાથી તેની સાથે પોતાની બેતીને ચન્દ રોજમાં ખુશી સાથે પરણાવી આપવાનું વચન આપ્યું.

તેજ દાહડે પોંહોચાજી પટેલને તાર કરીને ચેતાવવામાં આવ્યું. પોંહોચાજી પટેલ તાર વાંચતાંજ પોતાનો ભાઇ તથા ભત્રીજી હજી સુધી જીવતાં છે તે માટે ઘણાજ ખુશી થઈ ગયા. અને એક પલ પણ વધુ ગુમાવ્યા વગર સીકંદ્રાબાદ ખાતે જવા નીકલ્યા. તેજ દાહડેની મેલ ત્રેનમાં તેવન નીકલ્યા અને બે દાહાડામાં તો તેવણ પોતાની ભત્રીજીને મલ્યા.

પોતાના ભાઇને જોતાજ તેવને તેને કાતી કીધી. અને દીનુએ જેવા પોતના કાકાને જોયા તેવીજ તેવનને પગે પડી અને પોંહોચા-જીએ તેણીના માથા ઉપર હાથ મુકી તેણીને આશીરવાદ દીધા કે "દીકરા બહુ બહુ જીવજો."

તરતજ પોંહોચાજીના ભાઈએ જે સઘલો ખોલાસો પોતાની દીકરી આગલ કરયો હતો તેજ પ્રમાણે સઘલો ખોલાસો કીધો, અને પોતે જમશેદજી જાંહાગીરજી જાહારૂસ નામ લઈને ફરતા હતા તે હવે બદલી પોતાનું ખરૂં નામ રૂસતમજી લીધું, અને તેવણના ભાઇએ આ સઘલી આફતોમાંથી તેવન કેવી ચાલાકીથી બનચીયા તે માટે તેવણની બહુજ વખાણ કીધી.

અતરે દીનુએ પણ સઘલો ખોલાસો કરયો, અને પોતે સઘલું વીતેલું કહી સંભલાવી જે રતનબાઈ નામ તેવણે ધારણ કરયુ હતું તેબી બદલી પોતે રૂસ્તમજીની બેતી દીનમાયજ હતી એવો ખોલા-સો કરયો, જે સાંભલતાંજ તેણીના કાકા એટલાતો ખુશી થઈ ગયા, કે હસ્તાં હસ્તાં તેવણનું પેતબી ફુગી આવ્યું.

એજ પ્રમાણે કાવસે પણ પોતાનો સઘલો હેવાલ જણાવ્યો અને પોતાની દીનુને અંતે મેલવવા ફતેહ પાંમ્યો તેને માટે હવે કશોબી પથ્થરો નહી મુકવાની બુધા પટેલજીને અજુજી કીધી.

" આહ, વાહલા કાવસ, તારો પ્યાર સાચ્ચો છે, અને જે ઓરત માટે તેં આટલી જંજાલી ખેંચી છે તે ઓરત અંતે તારીજ થશે એવી હું ખાતરી આપું છું.

આ સાંભલતાંજ દીનુ પોતાના કાકાને વલગી પડી, અને બેવાર પોતાના બાપને પગે પડી.

ટુંકમાં તેજ અથવાડીઆમાં દીનુ ને કાવસના ઘણાજ ધુમધામથી લગન થયાં. સીકંદ્રાબાદમાં આઠ દીવસ સુધી રંગ રાગ, નાચ ને મસ્તી મજાહ કરી લગનનું સેવત આણ્યું. આ પ્રમાણે એક વાર વખરેલું કુટુંબ પાછું મલ્યું, અને પોતાના જનમમાં કદીબી નહી મેલવવાની આશા રાખેલી તેજ ધણી પાછો તેણીને મલ્યો અને અરે ! એટલુંજ નહી તેઓના મનની મુરાદ પાર પડવાથી ખોદાના તથા બારેહકતાલાના ઘણાજ વખાણ ગાયા.

થોડાક દીવસમાંતો રૂસતમજી પટેલ પોતાની જઇફ ઉમરને લીધે માંદા પડયા. અને બે ચાર પાંચ અથવાડીઆમાંતો પોંહોચાજીનો, ભાઈ તે દીનુનો બાપ, અને કાવસજીનો સસરો પોતાની વાહાલી મોહરદારને મલવા માટે બેહસ્તમાં સધાવ્યા. ખોદા તેવણની દાદ લે!

રૂસતમજીના ઉઠમણાના દાહડે એક મોટી દોલત પોંહોચાજીના હસતકમાં આવી ; અને ભરતીમાં ભરત તેમ તેવણ પાસ હતું, તેમાં વલી બીજો ઉમેરો એટલે દોકરાજી સોડે પાંચ સાત લાકડીનો જીવ થયો.

પોતાના ભાઇનો માસીસો વીટવા બાદ પોંહોચાજી પટેલ પોતાની ભત્રીજી અને તેણીના વર કાવસ સાથે મુંબઈમાં આવ્યાં. અને આગલ બીસાલ એ ઘેર પાછું ગાજતું વાજતું થયું.

મોહતના જમે હવે પોંહોચાજી પટેલ ઉપર ત્રાપ મારી. અને તેવન બીચારા પણ પોતાના ભાઇને મલવા માટે તૈયારીઓ કરવા લાગા. તેવણને નજલો થઇ આવ્યો, અને એક રાતે અચબુચો નજલો પેતે ચહડવાથી કાંઈપણ હીલચાલ વગર મરણ પામ્યાં. બીજે દાહડે સારાં ગામમાં ખબર થઈ, અને પટેલની એક મોટી મીજલસ ભરાઇ. દીનુએ પણ છુટે હાથે ખરચ કીધો, અને સાંહજ-

ના ત્રણ વાગતે પોંહોચાજીનાં બંગલામાં ગંજાવર મીજલસ મલી. ગામનું લોક તેવણુની પાયદસ્તે ગીયું. અને સેંકડો લોક વખતની તંગીને તેવણુનો મરતી વખતનો ચેહેરો જોવાના ઓરતામાં રહી ગયું. ખોદા તેવણુના અશો રૂએ પેલી જાહનમાં જાજું સુખ બક્ષે?

ત્રીજે દાહડે સાત લાખ રૂપીઆની મોટી મીલકટ દીનુના હાથમાં આવી અને આ હાડમાર થએલું જોરૂ દુન્યાંમાં એક વાર ફરીથી જોવા પામ્યાં, દીનુએ પણ મોટો ધરમ કર્યો; અને પોતાના બાપની અને કાકાની જે સાંમતી દોલત મલી હતી, તેમાંથી મોટો ધરમ મુંબઇમાં ચાર રીબતાં ખાતાંઓને કરી પારસીઓમાં સારૂં નામ કાહડયું. પારસી ઇસપીતાલ, આરફ્નેજ, સસતાં ભાડાંના મકાનો, અને પારસી સુવાવડખાનાને દરએકને પચીશ પચીશ હજારની એક મોટી જેવી રકમ આપી તર કરયાં, અને એ ઉપરાંત હજારો રૂપીઆ ગરીબોમાં વેહેચ્યા.

આજે એજ જોરૂ ( આટલી હાડમારી ભોગવી ) વાલકેશરના પોતાના બંગલામાં પોતાના નાના મોટા બચ્ચાંને બંગલાના કમપાઉન્દમાં રમતા જોઇ આનંદ પામે છે. અને એજ દીનુ પોતાના ખોલા ઉપર એક નાના બાલકને માતાના પ્યાર દાખલ ચુમી લેતી બેઠી છે, જ્યારે તેણીનો ભરથાર તેણીનીજ પાસે બેસી તરેહવાર દીલ પસંદ વાતો કરવામાં ગુતાયલો જોવામાં આવેછે, જે સુખ ભોગવવાને એ જોરૂ બહુ બહુ જીવજો. આમીન ! આમીન !!

---

**રાજા અને તેના દુશમન**—કેટલાક દરબારીઓએ એક વખત એક રાજાને ઠપકો આપ્યો જે "સાહેબ તમે તમારા દુશમનોનો નાશ કરવાની વતી ઉલતા તેઓને તમારી મેહરબાનીમાં લેઓ છો?" રાજાએ જવાબ દીધો જે તેઓની નાશ કરવાની એથી તે સરસ બીજી કેઇ રીત હોય? તેઓને મેહરબાનીમાં લેવાથી તેઓ મારા દોસ્ત બને છે. ત્યારે તેઓની દુશમનીનો નાશજ થયો છે કે નહીં."

---

# ચોર કે શાહ ચોર?



અસલના શુરપાલ રાજાના વખતમાં એક વાણ્યાને કાંઇ ગુનાહ માટે ફાંસીની ટેપ મળી. વાણ્યાજી બાપડો ગભરાતમાં પડયો ને "એ શી આપડા" કરીને રોજ "શીવ શીવ" નું નામ હઈડે ધરતો હતો. પણ પંડે ચંચલ પડયો તેથી કાંઇ પણ યુકતી લગાવીને રાજા કને્થી પોતાનો છુટક મેલવવા ચાહતો હતો. આ આવી રીતે પોતે ફસી પડેલી જાલમાંથી કેવી રીતે પોતાનો છુટક કરવો તે માટે રાતને દીવસ તે બાપડો વીચારમાં પડયો. અંતે તેને એક યુકતી યાદ આવી. તેથી મોંહ મલકાવતો મલકાવતો પોતે ખુશી થવા લાગ્યો.

હવે જે દીવસે તેને ગરદન મારવામાં આવનાર હતો તે દીવસની ફકત એકજ દીવસ આગલ તેને પોતાની તુરૂગના દારૂગો (જેલર) ને પોતા આગલ બોલાવ્યો અને બહુજ આજીજી કરી વીનતી કરવા લાગ્યો જે "એ બાહાદુર મરદ હવે હું મરવાનો છું તેતો તું ને હું બેઉ જાણ્યે છીએ પણ મરવા અગાઉ મારે રાજાજીને એક છુપી વાત કેહવી છે માટે રાજાજીને મને અતરે મલવા કેહશો તો હું તમારો ઉપકારી થઇશ."

જેલર આ સાંભલતાંજ લાગલો રાજા પાસે ગયો ને ઉપર મુજબ જેમ વાણ્યાજીએ કહ્યું હતું તેમ પોતે કહ્યું. રાજાએ પોતે જઇને વાત સાંભલવાં કરતાં તે વાણ્યાને પોતાની હજુર બોલાવીને પુછવાનુ વધારે દરૂસ્ત ધાર્યું. તેથી લાગલો તેને પોતાના એક કાસદ પાસે બોલાવી મંગાવ્યો. તરતજ કાસદ, વાણ્યો અને પેલો દારૂગો ત્રણે જણા તીયા આવી લાગ્યા. વાણ્યાજી આવતાં વારજ રાજાજીને નમસ્કાર કરી જે જે ગોપાલ બોલી નમ્યા, અને પગ પર પડી નીચે મુજબની વીનતી જણાવી:—

"આએ દાનેશમંદ અને ધનસારી શાહ આવતી કાલને દીને મારી ગરદન મારવામાં આવનાર છે તે તું નામદાર જાણે છે. અલબતાં હું તો ગુનેહગાર છું અને તે માટે મરવાની કશી દરકાર કરતો નથી. પણ મારી પાસે એક જાતનો એવો એલમ છે કે

તેવો એલમ દુન્યામાં ભાયગેજ કોઈ જાણે? અને હું ખાતરીથી કહુ છું કે મારા સીવાય કોઇ જાણતું વટીક નથી. તેથી મને ધાસ્તી લાગેચ કે તે એલમ મારા મરવા પછી દુન્યામાંથી સદાભરો ગુમ થઇ જાય. પણ તેમ કરવાની મારી મરજી નથી. તેથી હું ચાહુ છું કે તને તે દેખાડું અને તે છુપા એલમ વીશે તારા મન ઉપર થોડીક ઘણી તરખીઅત કરૂં માટે જો તું મેલવવા ચાહતો હોય તો કેહ મને અબઘડી આ પલે તારો સેવક તને દેખાડવા તૈયાર છે પછી તું મને ગરદન મારજે."

રાજાના ધ્યાનમાં આ વાત દરૂસ્ત લાગવાથી તરતજ બોલી ઉઠયો, "કંઇ નહી હું તે જાણવાને ઈંતેજાર છું મને કેહ તે એલમ શું છે જો તે એલમ કોઇ નહી જાણી શકે એવો હશે તો તને મારી પણ બક્ષવાનું મારાજ હાથમાં છે માટે બોલ વખત ના ગુમાવ."

તરતજ વાણ્યો પાછો નમ્યો, ને પગને ચુબન કર્યા બાદ કહ્યું.

"પાદશાહ નામવર મારી સોડે એવી હીકમત છે કે એક ઝાડ જો તું મને દેખાડે તો તે ઉપર હું તને શોનાના ફૂલો ઉઘાડી આપુ અને તે ઝાડ ઉપર જ્યાંબી તું માંગે ત્યાં શોનુજ બતાવી આપુ, એ એલમનો મેં સારી પેઠે અભ્યાસ કર્યો છે માટે મારા પછી એ એલમ દુન્યામાંથી જતો રેહવા નહી પાંમે એથી મારે આટલો આગ્રહ કરવો પડયો છે.

રાજા આ એલમ શું છે તે જાણુવાની અધીરાઇમાં પડયો તેથી વાણ્યાને જલદી બજા લાવવા ફરમાવ્યું. વાણ્યાએ એક મોટા બ્રાહમણને બોલાવી મંગાવ્યો, અને રાજા પોતે તેનો વજીર, પેલો મોટો બ્રાહમણ, સાથે પેલો દારોગો, અને પેલો વાણ્યો સર્વે નીકલ્યા. જંગલમાં એક મોટાં ઝાડ પાસે આવી લાગતાંજ વાણ્યાએ તેઓને સર્વેને ચુપ ઉભુ રેહવા ફરમાવ્યું. અને તેઓએ સઘલાઓએ તેમ કર્યું. વાણ્યાએ પાસે પડેલી ઝાડની એક દાંખલી હાથમાં લઇ ઝાડને પાંચ વાર પગે પડયો. ને જુઠુ જુઠુ ભણુતર ભણી જાણે ધનતર મનતર તથા જાદુ કોતલ કરતો હોય તેવું દોલ ઘાલ્યું. અરધો એક કલાક એ પ્રરમાણે નમ્યા પછી પેલો વાણ્યો પાછો ઝાડની આશપાશ પાંચ વાર ફર્યો અને ત્યારબાદ પોતાના હાથે માહેલી લાકડી રાજાના હાથમાં આપી બોલ્યો "રાજાજી આ લા-

કડીને તમારા હાથમાં ઝાલો, અને આ ઝાડના થડ નીચે તમારા હાથેજ દાતો કારણ કે દાતનાર ઘણો પાક પરહેજગાર હોવો જોઈએ નહી તો ઝાડપરથી ફલ મલે નહી. આટલો વાર મેં મારૂં જાદુ તો કર્યું છે પણ મારાથી દાતી શકાતું નથી કારણ કે હું પરહેજગાર અને ભણુનાર ગણુનાર નથી હું તો એક મોટો ગુનેહગાર છું."

રાજાએ પેલી લાકડી લીધી ને હજીતો દાતવાનો વીચાર કરતો હતો તેવામાં એકદમ તેનો ચેહરો લાલચોલ થઇ આવ્યો, અને બહુજ ધુજવા લાગ્યો, અને કેવો એક-અપરાધી હોય તે મીસાલ ફીક્કો પડી ગયો. તરતજ બોલી ઉઠરો,

"અએ ચોર હું તારો એલમ તોડવા માંગતો નથી. એ દાતવાનું કામ મારે હાથે થઈ શકે એવું મને લાગતું નથી, કારણકે મેં મારી આખી ઉમરમાં ઘણાજ નઠારાં કામો કીધાં છે. પેહલ વેહલ્લાં તો મારા બાપના હાથમાંથી રાજ્યપાત છીણુવી લેવા માટે મેં પુશકલ કાવત્રાં કર્યાં હતાં, તથા તેને ઝેર આપીને મારી પણ મેંજ નખાવ્યો હતો, તથા એ ઉપરાંત હું બીજાં લખ્ખોના પાપમાં લપટાયલો છું. તેથી અયે દાનેશ વઝીર તું તારા મુબારક હાથે આ દાત અને તેનાં જે ફલ મલશે તેનો તને પણ થોડો ઘણો ભાગ મલશે." રાજાએ વઝીર તરફ ફરીને પેલી લાકડી તેના હાથમાં મુકી.

વઝીર પણ લેતાં વારજ ફીક્કો થઇ ગયો, અને નીચુ જોઇ બોલ્યો "એ જાહાપનાહ એ કામ માહરેથી પણ થાય એવું નથી કારણકે મારાં જેવું ખોતું કામ આખી જગત પણ કરશે નહી. મેં જે શેઠના હાથ તલે નોકરી કીધી તેજ શેઠના લોહીનો હું તરસ્યો થયો; મેં તેને ઠાર કીધો અને જંગલ જહાનમાં નાહાસી જઈ અંતે તુજ નામવરના હાકેમી તલે આવી વસ્યો જ્યાં હું વઝીરનો ઓધ્ધો પાંમ્યો! માટે ધુળ છે મારી આખી જીંદગી! હેફ હોજો મારા ઉપર!!!" એટલું બોલી તે લાકડી પાછી રાજાને સ્વાધીન કીધી.

રાજા આ ઠેકાણે ગુસ્સે થવાને બદલે ઉલતો ખુશી થયો, અને અચરતી બતાવી તરતજ પોતાના હાથ માહેની લાકડી પેલા મોટા બ્રાહમણુના હાથમાં આપી બોલ્યો.

"અયે મુજના પાક પરહેજગાર શેહેરી વારે ઘડીએ તું ખો-

દાની બંદગી કરી તે દાતારનું નામ હઇડે ધરે છે, માટે લે આ લાકડી ને દેખાડ તારૂં બંદગીનુ બળ ?"

"પાદશાહ સલામત" પેલો બ્રાહમણ બોલ્યો "નહી હું એ કામ માટે બીલકુલ લાયક નથી. કારણ જો કે હું એક મોટો ધર્મગુરૂ છું તોપણ હું બહુ બદજાત છું. મારી ચશમો સારી નથી. હું ઘણીજ ખરાબ નજરનો છું. બીજુ હું ખરેખરી ખોદાની બંદગી કરતો નથી. જ્યારે લોકો મને માહરી મેહનતનું પુરેપુરૂં દામ આપતાં નથી, ત્યારે અને જ્યારે હું માહરા કામથી છેકજ ઠાકી જાઉ છું ત્યારે પણ હું બંદગીને ભણુવામાં ગાપચાં મારૂ છું અને આ પ્રમાણે ખોદાને પણ હરદમ ઠગું છું."

"ત્યારે તો તમે તમારૂં જોર અજમાવો ?" રાજાએ જ્યારે આવા નેક મરદ તરફથીબી આવો ખુલાસો સાંભલ્યો ત્યારે બંધ છાતીએ બોલ્યો, "લે આ લાકડી ને દાત જમીનને છેટે."

પણ દારોગોબી તે લેતાંજ ધ્રુજી પડયો, અને જ્યારે બધાએ ખરેખરો ખોલાસો કર્યો, અને પોતે સાધુમાં ખપે તો તેજ પલે ગરદન જાય એવી ધાસ્તીથી પુરો બીધો, ને કહ્યું

"નામદાર પાદશાહ ? હું પણ ઠગ છું. જ્યારથી હું તમારી નોકરીમા રહ્યો છું ત્યારથી કે આજ સુધી હું તમારા પૈસાની ચોરી કરતો આવ્યો છું. તથા સાથે લાગો જે ભાતાં તમો બંદીવાનોને માટે મોકલો છે તે ભાતાંમાંથી હું હરદમ નીત્ય રોજ ચોરી કરતો આવ્યો છું, અને તેથી તમારો ગુનેહગાર છું." આવો ખુલાસો સર્વેને મોહડેથી સાંભલતાંજ બેહસ્તી વાણ્યાજી છછણી પડયા, અને જે દુર રહી આ બધી ગોફતેગો સાંભલતા હતા તે હવે એકદમ નજદીક આવી વમાસી પડયા.

અરે રાજાજી રાજાજી, સાહેબ એક ગુનેહગાર, બે ગુનેહગાર, ત્રણ ગુનેહગાર, રાજા ચોર, વજીર ચોર, બ્રાહમણ ચોર અને આખુ ગામ જ્યારે ચોર ત્યારે મારીજ શા માટે ગરદન મારો છો ? ? ? આથી રાજાજીને હસવું આવ્યું, અને પોતે આ પ્રમાણે ગુનેહગાર ઠડયા તેથી પેલાને પણ માફી બક્ષી.

દાનેશ વાંચનાર ? ખરૂંજ છે કે "અગમ બુધ્ધી વાણ્યો" આવી તાલ અને યુકતી કરી તે મોહતના ફાદામાંથી પણ બચી જવા પાંમ્યો.

# ત્રણ સપુત દીકરાની કાહણી.

એવું કેહવાયલું છે કે પ્રાચીન કાળમાં એક વીધવા બાઇને ત્રણ પુત્રો હતા. દીકરા જાતે બહુજ નેક, તથા સ્વભાવે બહુજ અસીલ અને રાંક હોવાથી શેહરના દરએક માણસો તેઓને પોતાના પુત્ર સમાન માન આપતાં. વલતી એ પુત્રો કાંઈ પોતાના માબાપ તરફ ઓછા હતા નહી. જો કે તેઓનો બાપ તેઓને કાંઈ પણ એલમ હુન્નર હાંસલ કરાવ્યા વના મરણ પાંમ્યો હતો, તોયપણ તેઓની વીધવા માએ, તેઓ તરફ ઘણીજ માયાથી વરતી હતી. પેહલાં તેણીતો દલનું દળી, રેહતીગો કાંતી, સીવી સાંધી પોતાનું અને પોતાના દીકરાનું પેત ભરતી હતી, પણ પાછલથી બુધ્ધાપણાને લીધે તેણીના હાડકાં વધારે વાર ચાલી શકયાં નહી, અને તેથી તે કટુંબમાં બહુજ દુરદશા બેઠી. સઘલું વેચ્યું સાટ્યું અને ઘરમાં માત્ર રાંધવાના દોબરાં સીવાય બીજુ કાંઇ પણ હતું નહી જે વેચીને પેત ભરે. વખત એવો દુકાલ્યો હતો કે ગામમાં કામ ધંધો મલે નહી. તેથી પેલાઓ સર્વે ભુખા મરવા લાગા.

હવે બનાવ એવો બન્યો જે શેહરમાં દુકાલના દુસ્ત કાળે દેખાવ દીધેલો હોવાથી, લોકો પુશકલ ભુખે મરતાં હતાં. તથા લુટફાટ શેહેરમાં બહુજ ચાલતી હતી. ગામમાં જ્યાં જોઈએ ત્યાં લુટફાટ ને ચોરી. શેહરમાં ચોરોને નામની રડાપીત. ગામમાં એવો એક પુરૂષ ન હતો કે જે છાતી થોકી કેહ કે તેના ઘેરમાં ચોરાનું પગલું બીલકુલ હતુંજ નહી ? એ પ્રમાણે શેહરમાં બહુજ તાલ્યારોડ પડી રહી. પોલીસ સત્તાવાલાઓ પણ એ ચોરોને પકડી શીક્ષા કરવાને તદનજ અશકત હતા. કારણ કે ભુખે મરતાં લોકોની સંખ્યા બહુજ હતી. તેથી સત્તાવાલાઓએ શેહરમાં જગેજગ થાલી પીતાવી તથા કાગળો ચોંતાડી એવું જાહેરનામુ કર્યું કે "જેબી કોઇ ઘણી ચોરને પુરા પત્તા સાથે મેલવી આપશે તેને સત્તાવાલા તરફથી બહુજ મોટું ઈનામ મલશે."

આ જાહેરનામુ વાંચતાંજ પેલા ત્રણે ભાઇઓ ખુશી થઈ ગયા. તેઓએ સાથે મલી એવો વીચાર કર્યો કે તેઓમાનો એક

જણુ ચોર થડે અને બીજો એક સાહુકાર થઈ સરકારને બારણે કજીયો ચહડાવે, અને આ યુકતીથી ઈનામ મેલવી પોતાની બુધ્ધી માનું પોશણુ કરે, મા તરફનું કેવું વાહાલ ?

સઘલા ભાઇઓ તૈયાર થયા. પણુ ચોર કોણુ થાય અને ટફ્કા કોણુ ખમી શકે તે માટે તેઓમાં વાંધો ઉઠયો. સર્વેથી નાનો ભાઈ બોલી ઉઠયો કે "હું ચોર થાઉ કારણુ કે મારામાં ફ્ટકા ખમવાની હીમત છે અને મોટો ભાઈ કુટુંબને ચલાવી શકે એવો છે માટે મને ચોર ઠેરવો ને બાંધી લઈ જાઓ."

વડો ભાઇ બોલ્યો. "ભાઈ ? એવી વાત તું મારી આગલ ના કર મારેથી તુંને ચોર તરીકે કબુલવાય નહી કારણુ કે જગતમાં મને ખાંસડાં ખમવા પડે કે નાના ભાઇને ચલાવી શકયો નહી. માટે તમે બેઉ જણા પેલું ઇનામ મલે તેમાંથી મારી વાહાલી માતનું ગુજરાણુ કરજો.''

આ સાંભલતાંજ વચલો બોલી ઉઠયો, "તમે બેઉ જણા મારામારી શા માટે કરો છો. કજીયાનું મોંહ કાળું ? દુન્યાંમાં મને કોઇ પુછવાનુ નથી. ગુપ ચુપ મને બાંધો ને ઈનસાફ મેલવી ઇનામ લઇ તમો મારા કુટુંબનું પાલણુ પોષણુ કરજો. ખોદા કરશે તો ટુંક મુદતમાં હું તમને પાછો મલીશ." આ પ્રમાણે તેઓ માહો માહે કજીયો લડવા લાગ્યા. અને કજીઆનો નીવેડો કોઇ પણુ લાવી શકયું નહી. અંતે તેઓએ આપસ આપસમે એવું ઠેડવ્યું કે ચીઠ્ઠીઓ કાહાડવી, અને જેને ભાગે 'ચોર' નામવાલી ચીઠ્ઠી આવે તે ચોર થાય ? ટુંકમાં તે પ્રમાણે કર્યું. અને ચીઠ્ઠી બીચારા નાના ભાઇને નસીબે લાગી. તરતજ તે કુદયો, અને ખુશી થયો, અને હરખના આસુથી પોતાની આંખો ભરી બોલ્યો "ચાલો મારી વાહાલી માતા જે હવે મોહતના બીછાણા પર પડી છે તેને માટે ઇનામ મેલવી સારો ખોરાક લઇ જાઓ, અને તેણીને જીવાડો. પણુ બીચારો મોટો ભાઈ તો બહુજ ગમગીન હતો કારણુ કે પોતાના નાનાભાઇને આ પ્રમાણે નાહક ચોર તરીકે ઠેડવવાની ફરજ તેને માથે આવી પડી હતી. પણુ વાહાલી માયનું હેત તેઓને બહુજ હતું, અને તેણીને પોતાનું બનતું કરી મરતી બંચાવીજ હતી તેથી કરે શું ? બીજો કાંઇ પણુ ઉપાય હતો નહી.

હવે તેઓ નાના ભાઈને બાંધીને ન્યાયધીસ પાસે લઇ ગયા.

અને તેની ઉપર ચોરી કરવાનો આરોપ મુકયો. નાના ભાઇએ આ આરોપ કબુલ કર્યો અને તેટલાં માટે તેને સખત કેદખાના સાથે બાંધી મારની શીક્ષા વટીક થઈ. અને મોટા ભાઇને સરકાર તરફથી ઈનામ મલ્યું. ઈનામ લેતી વેલાએ બેઉ જણાની આંખો આસુથી ભરાઈ ગઇ, તેઓના હાથ ધ્રુજવા લાગ્યા, અને પગમાં કલવલ કલવલ થવા લાગી. ન્યાયધીસે આનુ કારણ પુછયું, પણ તેનો ઉત્તર પેલા બેમાનો કોઇ પણ કરી શકયું નહી, અને અંતે ઝાર બેઝાર ગમના આસુ ટપકાવી કોરત છોડી ઈનામ લઈ ચાલતા થયા. ન્યાયધીસને એ માટે બહુજ શક જવાથી એક જાસુસને તેઓની પછવાડે તેઓની હીલચાલ તપાસવા મોકલ્યો.

પેલા ભાઇઓ તો તરતજ પોતાની માએ આગલ ગયા અને પેલું સઘલું દાશતાન કહી સંભલાવ્યું, અને કહ્યું જે નાનો ભાઈ આએ ને આએ પ્રમાણે કેદખાનું ભોગવે છે. આ સાંભલતાંજ માએ પોતાના મોહતના બીછાણા ઉપરથી છલંગ મારી ઉઠી ને બોલી.

"હરામ છે એ પૈસો મારે મનમે. શું આએ રીતે તમે મારા વાહાલા દીકરાને તુરૂંગમાં મોકલ્યો. હેફ હોજો તમારા ઉપર? લ્યાનત હોજો એવા પૈસા ઉપર? મારે એમાની એક પૈઇ લેવી હરામ છે? જાઓ તમારી શકમાઇના મેલવેલા પૈસા તમેજ વાપડો, અને જ્યાં શુધી મારા નાના દીકરાને પાછો મને સવાધીન કરશો નહી ત્યાં શુધી તમારૂં મોહડુ વતીક જોવુ મારે હરામ છે." આટલું બોલી તેણીએ નીશાસો મુકયો અને પાછી સુઇ ગઈ.

પેલા જાસુંસે આ સઘલી ગોફ્તેગો સાંભલી તેથી દોડતો જઇને પેલી સઘલી વાત ન્યાયધીસ આગલ કરી. ન્યાયધીસે એ વાત ખરી છે કે ખોતી તેની તપાસ કરવા માટે પેલા નાનાભાઇને પાછો બોલાવ્યો અને તેની ઉલત પાલત ખુબ તપાસ ચલાવી, પણ નાના ભાઇએ ઈનામના લોભે નાથી હા કહી નહી. આથી પેલા ન્યાયધીસને બહુજ અજાયબી લાગી, અને પેલા બંધે ભાઇઓને બોલાવી સઘલો ખુલાસો કરાવ્યો. મોટા ભાઇએ સઘલો ખુલાસો પુરો થતાંજ પેલી ઈનામની રકમ ન્યાયધીસ તરફ ફેંકી ને પોતાના નાના ભાઇને હરખથી વલગી પડયો.

ન્યાયધીસને બહુજ દયા લાગી, અને પોતાની માએ તરફ

આ પુત્રોએ કેવો અનુપમ પ્યાર અને સુંદર લાગણીઓ જોઇ અતીશે હેરત પામ્યો. ન્યાયધીસ પેલા નાના ભાઇને તરતજ છોડી મુકવાનો હુકમ કર્યો અને પેલુ ઇનામ પાછું મોટાને આપ્યું, અને માએ તરફની આવી પ્રીત માટે સરકારને લખી જણાવી પેલા ત્રણોને એક મોટી ચાકરી આપી કે જે ઉપર પેલાઓ પોતાની હેતવંતી માદર સાથે ગુજરાન કરે છે. આવી પ્રીત માટે ઓ ઈશ એવા સપુત પુત્રોને હેંશી હઝાર ઘણુ વધારે બક્ષ એજ હમારી દુઆ તેઓને આમીન! આમીન!! આમીન!!!

વાંચનાર, માદર તરફનો કેવો પ્રેમ? કોણ પોતાની વાહાલી માવતરને સુખ આપવામાં પછાત રેહશે? પોતાની વાહાલી માતાને મોહતના બીછાણામાંથી બચાવા માટે પેલા ત્રણોએ કેવી નીચ યુકતી લગાડી? પણ એ નીચ પૈસાનો તેઓની માએ કેવો તીરસ્કાર કર્યો એ લેવા જોગ એક ધડો છે. માવતર તે આવી અને પુત તેબી આવાજ જોઇએ? જુગ જુગ જીવજો ઓ મુજ વાહાલી માત અને તેનાજ આવા દાનેશ સપુત પુત!!!

---

# એ તે ચોર ખરો.



શનીવારે એક રાતના "ગેઇતી થીએટર" માં 'બોલીજાન' નો નામીચો નાટક હતો. તે રાત્રે એ નાટક જોવા માટે મોટી ગીરદી થનાર હતી. હઝારો લોકોએ એ લોકપ્રાય નાટક જોવા માટે આગલથી તીકીટ ખરીદ કીધી હતી. કારણ કે એ વેળાએ ઉપલો નાટક મુંબઇના નામદાર ગવરનર અને તેવણ સાહેબની બાનુના આસરા હેથલ થનાર હતો. તેજ રાતના હજારો લોકોની ગીરદી થઇ હતી, અને પોણા નવએકને અમલે ગવરનર પોતાની બાનુ તથા રસાલા સાથ આવી લાગ્યો. હવે તેજ રાતે ગવરનરના બાક્ષની બરાબર સાંમબેનાજ બાક્ષમાં એક પારસી મોટે ઘેરના બાનુ ઘણાજ ઠાઠમાઠથી બેઠાં હતાં. લખપતીના પીરોજબાઈએ એટલોતો ભપકો કર્યો હતો, કે સઘલાં લોકોનું ધ્યાન તેણીની તરફજ ખેચાતું રહ્યું.

નાટક શરૂ થાય તે અગાઉ તો સઘલાં પેલી બાનુનો ઠાઠમાઠ જોઇ દંગજ થઇ ગયાં.

પેલી પારસી ઉછાછલી બાનુએ પોતાના હાથમાં એક ઘણાજ કીમતી અને આખાં હીન્દુસ્તાનમાં શોધી નહી મલે એવી એક બાંગરીની જોડી લટકાવેલી હતી, જે લોકોને દેખાડવાની મતલબથી વારેઘડીએ પોતાના હાથો ઉચા કર્યા કરતી. તેણીની મુલ મતલબ પોતાની બાંગરી નામદાર ગવરનરના બાનુને દેખાડવાની હતી, જેથી જરા જરાક વારે પોતાના હાથ ઉંચા કર્યા કરતી હતી. નાટકમાં આવેલા સઘલા જોવા આવનારાઓ તેણીની બાંગરી જોઇ દંગજ થઈ ગયા હતા. અને તે ઉછાછલી બાનુ હજીબી વધારે ને વધારે લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચવા માટે કંઇબી અને કંઇબી યુક્તી કરતી.

નાટકનો પેહલો બાબ પુરો થતાંજ તેણીએ પોતાના બાક્ષનું બારણું કોઇને ઠોકતાં સાંભલ્યું. તરતજ બારણું ઉઘાડયું; તો તે બાઇની નજરે એક જુવાન એશકી જેવો પારસી તેણીની સનમુખ ઉભેલો જોયો. પેલો જુવાન હલવે રહી બાઇ તરફ આવ્યો, અને ઘણાજ આદરમાનથી નીચે પ્રમાણે કહ્યું:—

"બાઈ સાહેબ, આજે જે ઉમદા બાંગડી તમોએ પેહડી છે તે બાંગડી જોઈ નાટકના તમામ લોક ખુશી થઇ ગયું છે, અને ગવરનરની બાનુ પણ એ જોઇ ખરેખર હેરત પાંમી છે, અને તેવણ બાઈ સાહેએ તમો નામદાર બાનુ આગલ પેલી બાંગરી લેવા માટે મને મોકલ્યો છે, વાસ્તે મેહરબાની કરીને મને તમારા એક હાથની બાંગરી નમુના તરીકે આપશો તો મોટો ઉપકાર થશે, આએ ઘડીએ તમારી બાંગરી ગવરનરની બાનુને દેખાડી પાછી બાઇ સાહેબના હાથો હાથ પોહોંચતી કરીશ."

આ બોલો સાંભલતાંજ પેલી ઉછાછલી બાનુતો છેકજ છગી ગઇ, અને ગવરનરની બાનુ જેવી તેણીની બાંગરી જોઇ હેરત પાંમી છે તે બોલો પેલાને મોહડેથી સાંભલતાંજ ઘણીજ રાજી થઇ, અને તરતજ પોતાના એક હાથની બાંગરી ઉતારી પેલા શખસના હાથમાં તેની પુરતી સંભાલ લેવા જણાવી પેલી બાંગરી કાહડી આપી.

પેલો શખસ પેલી બાંગરી લઈ ગયો, અને તરતજ બીજો બાબ શરૂ થયો. તે પણ પુરો થયો, અને હવે નાટક પણ પુરો

થવા આવ્યો, પણ હજી શુધી બાંગરી પાછી ફરી નહી. અંતે ઘણોજ વાર ઠાકી ઠાકીને તેણીએ નાટકના મેનેજરને તે વીશેની ખબર કીધી. પણ ચોકાશી કરતાં એવું માલમ પડયું કે તે બાંગરી કાંઈ ગવરનરની બાનુએ જોવા માટે બીલકુલ મંગાવીજ હતી નહી. એતો કોઇ "કોચીનો સાહુકાર" સારો વખત નાટકશાળામાં બેસીને તેણીની હીલચાલ તપાસતો હતો, અને તેણીની મુળ મતલબ શું હતી તે સમજી જઈ તરતજ ગવરનરની બાનુને નામે પેલી બાંગરી મેલવી લાગલો પોબારા ગણી ગયો હતો.

આથી તે નીરાશ થઇ તરતજ પોલીસને રાતો રાત તે વીશેની ખબર કરી નાટક પુરો થતાંજ પોતાની બે ઘોડાની ગાડીમાં ઘેર ગઈ.

બીજે દહાડે સહવારે પેલી બાઈને પોલીસ કમીશનર તરફથી એક પત્ર મલ્યું જેમાં એવું જણાવ્યું હતું કે "ગઇ રાતે તમારી બાંગરી ઠગાઇથી ઉચાપત કરી જનાર ચોર પોલીસને હાથ લાગ્યો છે, અને તેની પાસેથી તમારી પોતાની બાંગરી મલી પણ આવી છે. પણ તે બાંગરી તમારી પોતાનીજ છે તે ઓલખવા માટે યાતો તમો પોતે આવો નહી તો આએ પોલીસના અમલદારને તમારા બીજા હાથની બાંગરી નમુના તરીકે આપજો કે ઝત ઓલખવા કામ લાગે."

આ ખુશ ખબર સાંભલતાંજ પેલી બાઇ મનમાં પુશકલ રાજી થવા લાગી અને મુંબઈની પોલીસ કેવી સાઉચેત છે તે માટે પોતાની બેહદ ખુશી જણાવી, પણ પોતાની બાંગરી પોતે જાતે જઇને ઓ-લખી આવવાના કરતાં પેલી બાંગરી નમુના તરીકે આપવાનું પસંદ કર્યું. તેથી લાગલી તીજોરી ઉંઘાડી પેલી બાંગડી પેલા પોલીસના અમલદારને સ્વાધીન કરી.

પણ થોડાક કલાકમાંજ ખબર પડી કે પેલી ચીઠ્ઠી કાંઈ કમી-શનરે લખી ન હતી, પણ તેને નામે આએ ચીઠ્ઠી લખી પેલી બી-જીબી બાંગરી જે શખસે આગલી રાતે ઠગાઇથી મેલવી હતી, તેજ શખસે આએ વેલાએ પણ આવી સરસ યુકતી કામે લગાડી પેલી બાંગરી ઉચાપત કરી ગયો હતો. હવે તેણીની અજાયબીનો કંઇજ પાર રહ્યો નહી. પોલીસને ખબર કીધી. ઇનામો છપાવ્યાં, અને તે ચોરને પકડવાની ઘણીબી તદબીરો કીધી પણ ચોર મલ્યો નહી. આ પ્રમાણે પેલી ઉછાછલી બાનુને પોતાની આવી ચાલ માટે સખ્ત ધડો મલ્યો.



# અંગ્રેજ બચ્ચાની દલેરી અને હીકમત.



અસલ જ્યારે હાલની માફક આગગાડી ન હતી, ત્યારે એક ગામથી બીજા ગામ જવા માટે મુસાફરોને બહુજ વેહેલા પડતી. વારે ઘડીએ નદીઓને ખાહીઓ વચમાં નડવાથી બોટોનો ઉપયોગ કરવો પડતો અને મોટાં મોટાં શીહા જંગલોમાં અને રેતીના રણોમાંથી પસાર થતા મુસાફરોને ઉંટો ઉપર પોતાની મંજલો કાપવી પડતી. આવી રીતે વાતપાડુઓ અને લુટારાઓને ફાવીતું પડતું કારણ કે બાહારગામથી કમાઇ આવેલા મુસાફરોના પૈસાના તેઓ ધણી થઈ બેસતા. અને જંગલોમાં પોતાનું મથક હોવાથી કોઈબી તેઓને પકડી શકતું નહી, અને તેથી તેઓને બહુજ ફાવીતું પડતું.

હવે એવું બન્યું જે એક અંગ્રેજ નાટકવાલો હીંનદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ફરી સારી જેવી રકમ પેદા કીધી હતી, તે હવે મુંબઈની ગુલજાર નગરીમાં પોતાનો નાટક કરવાનો ઇરાદો રાખતો હતો. તેથી પોતાના નાટકનો સઘલો અસબાબ વાહાણમાં ભરી એક પોતાના ભાગ્યાને સોંપી પોતે સઘલું નગદ જે પેદા કરેલું હતુ તે એક ઉંટ ઉપર લાધી પોતે એક જંગલી ખચ્ચર ઉપર સ્વારી કરતો કરતો પુણાના એક શીહા જંગલમાંથી ગીચોગીચ ઝાડીઓની વચ્ચેથી પોતાનો રસ્તો કાપતો હતો. ખરી બપોરના બાર વાગતાને સમયે એક ભીલને તેની સાંમે આવતાં જોયો. મનમાં વમાસવાતો પડયો કે ભીલ છે એખલો ને તેને થોકી નાખતાં વારતો જાઝી નહી, પણ રખેને તેની પીઠ પછવાડે બીજા ઉસ્તાદો ભમતા હોય? તેથી બીઘો ને સીફતથી પોતાનું કામ કાહડવાનો વીચાર કરવા લાગ્યો.

તરતજ પેલો ભીલતો અંગ્રેજની સનમુખ આવી ઉભો, અને એક ભરેલી પીસતોલ અંગ્રેજના મોંહ આગલ ધરી બોલ્યો.

"પૈસા નહી તો તમારો જીવ?"

"હા! તું મારી પ્રથમ વાતતો સાંભલ, પછી મારા પૈસાબી

ને જોઇએ તો મારો જીવભી તને આપીશ." પેલા અંગ્રેજે ઘણાજ નરમાસથી કહ્યું

"બસ બીજી. વાત નહી, પેહલ્લાં પૈસા નહીતો જીવ" ભીલે વળતી છેડાઇને બાંગ મારી.

"હા, તને સર્વ મારૂં આ ઠેકાણેજ આપુ," અંગ્રેજ બચ્ચો હસીને બોલ્યો "પણ એકજ મારી અરજ છે તે સાંભલ, અ——"

"શું બોલી દે તારી અરજ શું છે?"

પેલા અંગ્રેજે ભીલના બરડા પર હાથ પસવાડી કહ્યું, "શેઠ આ સર્વે ધન, પૈસા છે તે મારા પોતાના નથી; પણ મારા શેઠના છે મારો શેઠ વાહાણમાં મુસાફ્રી કરે છે, અને હું તેની આએ પુંજી લઇને જાઉં છું, પણ જ્યારે તું મને લુટવાજ માંગે છે, તો ચાલ મારે કબુલ છે, મને જો તું જીવતો જવા દેશે, અને મારો શેઠ જ્યારે એવું જાણશે ત્યારે તે મને જીવતો ને જીવતો મારી નાખશે. વાસ્તે હું કેહુચ તે પ્રમાણે તું કર, અને પછી આએ સંધી દોલતમાંથી આપણે બે ભાગીયા થઇએ કેમ ઠીક છે કેની?"

"હા, શુ યુકતી છે, તે તો બોલ?" ભીલે પુછ્યું.

"જો," પેલા લુચ્ચા અંગ્રેજે ભવા ચહડાવી કહ્યું, "આ મારો ડગલો છે તે હુ ઝાડ ઉપર લટકટો મેલું છું, અને તેની ઉપર તું દમ બાંધીને તારી પાસે જેટલી ગોળીઓ હોય તેટલી એના ઉપર લગાવ, અને પછી તું તારૂં દાપુ લઈ ચાલતો થા, અને હું મારા શેઠને આ ડગલો બતાવીશ અને કહીશ કે મેં તે ચોર સાથે લડવાની ઘણી હાંમ ભીડી પણ નાચાર થયો, કારણ કે તેની પાસે ભરેલી પીસતોલ હતી, અને તેની શાહેદીમાં આએ મારો કોત હું રજુ કરીશ, જેથી મારા શેઠની ખાતરી થાય.

પેલા ભીલે એ વાત કબુલ રાખી, અને અંગ્રેજે પોતાનો ડગલો કાહાડી એક ઝાડ સાથે ઓલવ્યો, અને ફરાફર એક પછી એક બારો ચલાવા માંડયા. નજદીક ચારએક દજન બારો થયા પછી ડગલામાં એટલાંતો કાણાં થઇ પડયાં કે કાંઈ બોલ્યાની વાત નહી. એ પ્રમાણે પેલા ભીલના સર્વે બારો થયા પછી પેલા અંગ્રેજના પેતમાં જીવ આવ્યો, તેથી હવે તેને લાગલું ફેરવી તોલ્યું.

"હવે તમારા પૈસા મને આપોચ?" પેલા ભીલે પુછ્યું..

પૈસા! પૈસા શાના ને વાત શાની!! હવે જો આએ ઠેકાણે

પૈસા વીશે એકબી વધુ બોલ બોલશો તો તમારો જીવ જશે." પેલા અંગ્રેજે દમ ભરાવી કહ્યું.

બીજે જોયું હવે બાર કંઈ રહ્યા નથી અને અંગ્રેજે સારી સીફ્રત વાપડી તેથી હવે તલવાર કાહડી પોતાનું કામ કાહડવાનો ઠેડાવ કર્યો.

એથી બેઉ જણા સામાસામી તલવારથી લડયા, અંગ્રેજ બચ્ચાએ તલવાર એવીતો જોરમાં ફેરવવા માંડી કે બીજે જોયું કે અહીઆં ફાવી શકાશે નહી, તેથી ગુપચુપ પોતાનો રસ્તો કાપ્યો, અને થોડા વારમાં ઝાડીઓની ગીચ વસ્તીમાં ક્યાં ગુમ થઇ ગયો તે દેખાયોજ નહી.

પેલા અંગ્રેજે આએ પ્રમાણે સીફ્રત લગાડી પોતાનો જીવ જાન ને માલ બચાવવા પાંમ્યો. જેવી સીફ્રત કોઇ દેશી હતે તો કદીબી કરી શકતે નહી.



# જેવા સાથે તેવા.



એક દાહડો સોરાબજી સીકંદર પોતાના મીત્રો સહીત પુને ફ્રરવા હરવા તથા મોજ કરવા પધાર્યા. તે દીવસે પુનામાં એક હોતેલમાં તેઓએ ઉતારો લીધો. સઘલા મીત્રો સાથે તેબલ ઉપર જમવા બેઠા, તેબલ સઘલી સારી સારી વાણીઓથી ખીચોખીચ ભરેલી હતી, તે ઉપર સઘલા મલીને વીશ પુરૂશો બેસે એટલી જગા હતા, પણ તેઓની કમપનીમાં તો માત્ર ઓગનીશજ જણા હતા, તેથી એક ખુરશી બાકી વધી. ખાઇ પી રેહવા બાદ હોતેલ વાલાએ હમેશ મુજબ પોતાનું બીલ રજુ કર્યું.

બીલ જોતાંજ માહે વીશ પુરૂશો લખ્યા હતા; જે જોઈ સોરાબે મેનેજર સાથે 'ગ્રહણુ' લેવા માંડયું કે "હમો તો ફ્રકત ઓગનીશજ હતા અને તમો વીશ જણાનું શા માટે લખ્યું છે?"

"શેઠ," પેલા હોતેલવાલાએ કહ્યું, "હમે હમારા કાયદા મુજબ કર્યું, આખી તેબલ તમારા લોકોથીજ ભરાઇ હતી. તેથી આખી તેબલનું ભાડું તમારેજ આપવું જોઇએ?"

"ઠીક છે" સોરાબજીએ વધુ તકરાર લીધા વગર એ સબ્દો બોલ્યા અને પોતાની પાકીત ખોલી વીશ માણસનું બીલ ચુકવ્યું.

બીજે દાહડે વલતી વેલાઓ પેલીજ તેબલ ઉપર બેઠા અને આએ વેળાએ પણ એક ખુરસી બાકી હતી. સોરાબજી સીકંદરે લાગલો પોતાનો "પોરટમેનટો" ખાલી કરી ઉઘાડયો, અને ખુરશી ઉપર દાચું પોહોલું કરી પેલીજ ખાલી ખુરશી ઉપર બેસાડયો. એક બુક પોતે ખાય અને એક પેલા પોરટમેનટોમાં મુકે એ પ્રમાણે તરેહવાર જાતની ફ્રુતો આંખાને આખાં પાંઉ, પુદીંગની રકાબીઓ વગેરે વગેરે સાઉ સાઉ પેલા કોથરામાં ભર્યું. આએ વખતે મેનેજર આવી લાગ્યો, અને તેને પુછતાંજ સોરાબજીએ લાગલો જવાબ આપ્યો "કંઇ ફીકર નહી સાહેબ, તમોએ ગઈ કાલે કહ્યું હતું કે ઓગણીશ બેસે તોપણ વીસનુંજ બીલ લેવામાં આવશે, તેથી હમોએ આજ દીને ખાશ તાર કરીને આએ વીશમાં પુરૂષને બોલાવી મંગાવ્યો છે; જેનાથી જેટલું ખવાશે એટલું ખાશે, માટે તમારે કંઈજ ફીકર કરવી નહી, આએ વખતબી તમુને વીસનુંજ બીલ મલશે?" સોરાબજીએ ટકોરમાંજ કહ્યું. અલબતાં હોતેલ કીપરે પણ જોયું કે તેનાથી વધુ બોલાય એવું હતું નહી! તેથી રૂખસદ લીધી.

ગરીબ બીચારો હોતેલવાલો! એક વધુ સબ્દ બોલ્યા વગર ગુપચુપ ચાલ્યો ગયો કે પાછો ત્યાં દેખાયોજ નહી. શાબાસ સોરાબજી! જ્યાંબી જાય ત્યાં તારા પરતાપ દેખાડતોજ રેહજે?



**ખરી અડચણ કોણને**—એક ગ્રહસ્થે પોતાનાં દારૂના ગોડાઉનમાં કાંઈ સમારકામ કરવાને એક કડીયાને બોલાવ્યો, અને તે આવ્યો ત્યારે તેને પેલા દારૂનાં એક પીપને બીજા ઓરડામાં લેઈ જવાનો હુકમ આપ્યો. "શેઠ, એ ખીસાડોછો શું કામ?" કડીયાએ પુછયું, "એની મને કાંઈ ધાસ્તી ઉપજતી નથી. એ મને શું અડચણ કરે છે?" ભઈ, પણ તારો હાત લાગે તો અંદરનો દારૂ ગળી જવાની એ પીપને પોતાને ધાસ્તી છે. વાસ્તે અડચણ તો પીપને છે, તુને નહી." શેઠ ઉતર વાલ્યો.

# મખબુલ ગુલામ અને બેજાદ વજીર.

## (ચંચલાઇની કીંમત.)

---

તુરકસતાનનો સુલતાન પોતાની સરેસતાની રીત પ્રમાણે એક દીવશે પોતાના શેહેરમાં ફરવા નીકલીઓ અને રસતાના સોબતી તરીકે તેણે પોતાના બેજાદ નામના વજીરને પોતાની સાથે લીધો. સુલતાન અને વજીર તરેહવાર વાતો કરતા રાહા માપવા લાગા અને શેહેરમાં સઘલે ઠેકાણે ફરવા લાગા. જ્યારે સુલતાનની નજરે કાંઇ પણ જોવા જોગ યા જાણવા જોગ બનાવ યા દેખાવ પર પડતી હતી તીઆરે સુલતાન પોતાના વજીર સાથ તીહાં ઉભો રેહતો હતો અને તે બનાવ વીશે સઘલી રીતની પુછપરછ અને સોધ ખોળ કરતો હતો તથા સઘલી વાતથી પોતે વાકેફ થાતો હતો. એમ કરતાં તેવો શેહેર છોડી જરા આગલ ચાલીયા અને સેકારગાહની જગા આગલ આવી પોંહોચીયા. તીહાં સુલતાન તથા વજીર જોએસું કે કેટલાક જવાન છોકરાઓ સેકાર બાજી કરતા હતા તથા એક ઠેકાણે કેટલાક જવાન છોકરાઓ એક બાજ પક્ષી વીશે વાંધો ઉઠાવી તકરાર કરતા હતા અને તેઓના વાંધાનો નીવેડો લાવવાને એક ગામડીયા જેવો છોકરો વચમાં પડેલો હતો.

સુલતાને તે સઘલાઓને પોતાની નજદીક બોલાવ્યા અને પેલાં બાજ પક્ષી વીશે ઉઠેલા વાંધાનો સબબ પુછીયો. પેલા ગામડીયાએ સુલતાનને જણાવ્યું કે આ બે જવાન પુરૂશોએ પોતાના દરેક તીરે કરીને આ બાજ પક્ષી મારીયું છે અને હવે તેઓમાં તે પક્ષી વીશે વાંધો ઉઠીયો છે. સુલતાન તથા વજીરે તે બાબદ વીશે કેટલોક વાર મસલત કીધી અને તે પછી વજીરે એવો ચુકાદો કીધો કે જે જવાનનો તીર પરથમ પેહેલાં પેલા પક્ષીને લાગો હોય તેને તે પક્ષી લેવું. એ ચુકાદો સાંભલી પેલા સઘલા જવાન પુરૂશો બોલી ઉઠીયા કે કોણનો તીર પેહેલો લાગો છે તે વાત ચોકસ કેહવાઈ શકાતું નથી અને તેજ કારણને લીધે તે બે જવાનો વચ્ચે વાંધો ઉઠીયો છે. એ વાત સાંભલી સુલતાન તથા વજીરે ફરીને પોતામાં મસલત

કીધી અને બીજી વાર એવો ચુકાદો કીધો કે તે દરેક જવાન પુરૂશે અરધું બાજ પક્ષી વેંહચી લેવું. આ ચુકાદા વીશે પણ પેલા જવાન પુરૂશોએ વાંધો ઊઠાવીયો અને બોલીયા કે જો એકના તીરથી તે બાજ પક્ષી મરણ પાંમ્યું હોય તો તેમાં બીજાને અરધો હીસ્સો પોંહોચતો નથી. આ બાબદનો નીવેડો લાવવાને સુલતાન તથા વજીર ઘણોક વખત સુધી તીહાં થોભીયા પણ તે બાબદ વીશે કેહેવી રીતનો ચુકાદો કરવો તેની તેવોને કંઈ સમજ પડી નહીં. એ રવેશે તે બાબદ વીશે કંઈ ચોક્કસ ચુકાદો કરવાને તે બન્નેઓને અશકત જોઇને પેલા ગામડીયાએ સુલતાનને અરજ કીધી કે જો તે નામવરનો હુકમ હોયતો તે બાબદનો વાજબી ચુકાદો તે કરે. સુલતાને તેને મોંઢેથી એ અરજ સાંભલી તે બાબદનો ચુકાદો કરવાની તેને રજા આપી. પેલા ગામડીયા છોકરાએ તુરત પેલા છોકરાઓ મધેના એક છોકરાને શેહેરમાં દોડાવીયો અને તેને એવો હુકમ કીધો કે શેહેરમાંથી તુરત એક કાબેલ તબીબને તીહાં બોલાવી લાવે. એ ઉપરથી એક જવાન છોકરો તુરત શેહેરમાંથી એક ચંચલ તબીબને બોલાવી લાવ્યો. તે તબીબને જોઇને પેલા ગામડીયાએ હુકમ કીધો કે આ બાજ પક્ષીને જે બે તીરના ઘા લાગા છે તેમાં મરણતોલ ઘા કીયો છે તે તેને જણાવવું. પેલા તબીબે પેલા બાજનું પેટ ચીરી તપાસી જોયું અને જે જવાનનો તીર ચાર કોણનો જે ઘામા લાગેલો હતો તે ઘા ઘણોજ મરણતોલ હતો એવો વીચાર આપીયો. એ પછી પેલા ચાર કોણનો તીર કીયા જવાનનો હતો તે વીશે તેઓના તીરના ભાથરાઓ તપાસીને પેલા ગામડીયા છોકરાએ ચોક્કસ કીધું અને પછી એવો ચુકાદો કીધો કે જે જવાનનો તે તીર છે તેજ જવાનને તે બાજ પક્ષી પોંહોચે છે સબબકે તબીબની સાક્ષી પરથી એવું ચોક્કસ સીદ્ધ થાયું છે કે તેજ તીરનો ઘા ઘણો મરણતોલ હતો અને જો તે બાજ પક્ષી મરણ પામ્યું હોય તો તેજ તીરના ઘાએ મરણ પામ્યું હતું.

તે ગામડીયા છોકરાનો આ ચુકાદો સરવ કોઇને મનમાનતો લાગો એટલુંજ નહીં પણ તે ચુકાદો સુલતાનને પણ વાજબી દીસીઓ તથા તે ગામડીયા છોકરાની આ ચતુરાઇ ભરી હીકમત જોઇ સુલતાન ઘણોજ અજબ રહેયો. તેણે પેલા ગામડીયા છોકરાને પોતાની પાસ બોલાવ્યો અને તેના માબાપો કોણ હતાં તથા કયાં

રેહતાં હતાં તે સરવ પુછી લીધું, અને તે પછી સુલતાન તથા વઝીર બન્ને શેહેર તરફ રવાના થયા. બીજે દીવસે સુલતાને પેલા છોકરાના બાપને પોતાની દરબારમાં બોલાવી મંગાવ્યો અને તેના છોકરાની ચંચલાઇની ઘણીક તારીફ કરી તે છોકરાને પોતાની દરબારમા રાખવાને પોતાની ખુશી જણાવી. તે છોકરાના બાપે સુલતાનની આ મેહેરબાનગી ભરી માગની વીશે તેનો ઘણો આભાર માનીઓ પણ તેને સુલતાનને જણાવ્યું કે તે તથા તેનો છોકરો તે શેહેરના એક દ્રવ્યવાન ગ્રહસ્થનાં ગુલામો છે અને તે ગ્રહસ્થને ત્યાં ગુલામ દાખલ કામ કરીએ છીએ. તેણે જણાવ્યું કે જો સુલતાનની ખાએશ હોયતો તે દ્રવ્યવાન ગ્રહસ્થની પાસથી તે છોકરાને વેચાતો લીએ. સુલતાને આ ખુલાશો સાંભલી પેલા દ્રવ્યવાન ગ્રહસ્થને પોતાની દરબારમાં બોલાવી મગાવ્યો અને પેલા છોકરાને વેચાતો લેવાની માંગની કીધી. તે દ્રવ્યવાન ગ્રહસ્થ જે જાતે એક સોદાગર હતો અને ગુલામનો ધંધો કરતો હતો તેણે સુલતાનની માંગની મોહટી ખુશીથી કબુલ કીધી. તેણે તુરત પેલા છોકરાને સુલતાનને હવાલે કીધો અને તેના બદલામાં સુલતાને તેને નાણાની એક મોહોટી રકમ તે છોકરાની કીંમત દાખલ આપી.

વાંચનાર સારી પેઠે જાણતો હશે કે બધા રાજાઓ પોતાની દરબારમાં મસકેરાઓ રાખતા હતા જેવો ફરસુદને વખતે તથા હરેક તેવે પ્રસંગે તરેહવાર સોંગ ધોંગ અને ટકોર બાજીથી રાજાને ખુશી રાખતા તથા હસાવવાની કોશેશ કરતા હતા. એ મસકેરાવો જેઓને ઉગમન તરફના રાજાઓની દરબારોમાં "લઉવા" ને નામથી ઓલખતા હતા તેઓ ઘણું કરીને ચંચળ મગજના અને ટકોરબાજ રેહતા હતા. આગલા વખતમાં યુરોપ ખંડમાં પણ એવા મસ-કેરાઓ જેઓને ઇંગ્રેજીમાં "જેસતર" કરીને કહે છે તેઓને પાદશાહાઓની દરબારોમાં રાખવામાં આવતા હતા પણ હાલના વખતમાં એ રેવાજ પડી ભાગો છે. ઉગમણ તરફના કેટલાક દેશોમાં હજુર એ રેવાજ ચાલુ છે. સુલતાને પેલા ગામડીયા છોકરાને પોતાની દરબારનો એક લઉવો ઠેડવીયો અને તેની ચંચલાઇ તથા ટકોરબાજીથી પોતે ગમત મેલવવા લાગો. તે છોકરો એવોતે ખુબરાક અને દુર અંદેશા વાલો હતો કે તે સુલતાન પણ ઘણીવાર તેની સલાહ લેતો હતો અને હરેક મુશકેલ યા હગદી વાતનો ચુકાદો

તેને સોંફ્તો હતો. તે ગામડીયાનો છોકરો જેનું નામ મખબુલ કરીને હતું તે સુલતાનનું સોફેલું સઘલી તરાંહનું કામ દરોબસ્ત બજા લાવતો હતો અને દન પર દન પોતાની જાતી ચાલાકી અને હુશીયારીથી સુલતાનનો પ્યાર મેલવતો હતો. એમ કરતાં તે સુલતાનનો ઘણોજ માનીતો થયો અને તેના વના સુલતાનને મુદલ ચાલતુ હતું નહી. એ મામલો જોઇ સુલતાનના બીજા દરબારીઓ, તેમાં ઘણુ કરીને બેજાદ વજીર જે જાતે અદેખા સ્વભાવનો હતો તેઓ સઘલા મખબુલની અદેખાઇ કરવા લાગા. તેઓ સઘલા એકસંપ થાઈ તેની તથા સુલતાનની વચ્ચે મીનાકેસો પેદા કરવાની ટક જોતા હતા. તેઓ જીઆર તીઆર સુલતાનને ઊંધું ચરતુ સહમજાવતા હતા અને હર બાહને અને હર ટકે મખબુલની ગીબત અને નાલેશીથી તેના કાનો ભરાવતા હતા. સારાં ભાયગે સુલતાન અનસમજુ અને કાચા કાનનો નહી હતો તથા તેઓની વાતને કંઇ વજન નહી આપતો હતો અને પોતાની ખાતરી થાએ તીહાં વેર તેઓની વાતને નહીં સાંભલેલી સહમજતો હતો.

એમ કરતાં મખબુલનો કાંટો કાહડવાની એક ટક તેઓના હાથમાં આવી પણ સારાં ભાયગે તેમાં તેઓ નીશફ્લ થયા અને મખબુલ ફ્તેહમંદ ઠરીઓ. એક દીવસે સુલતાન પોતાની દરબારમાં બેસી સરેશતા પ્રમાણે પોતાની રઇઅતનો ઇનસાફ કરતો હતો તેટલાં કેટલાક સુલતાનના અમલદારો એક જવાન પુરૂશ તથા સ્ત્રીને તેની દરબારમાં લઇ આવ્યા. તે જવાન પુરૂશ ખુબસુરત ચેહરાનો તથા મજબુત બાંધાનો હતો અને તેની ઉંમર દેખીતી વરશ ત્રીસ એકની હતી. તેણે એક મોહોટું રેસમી લાલ રંગનું પેહરણુ પેહડેલું હતું અને તેની ઊપર કમરપર કસબી કમરબંદ બાંધેલો હતો તથા સર ઉપર એક જડાવદાર પેચની પાઘડી પેહેરેલી હતી. આ સોભાયમાન પોશાકને લીધે તથા તે જવાન પુરૂશના શરીરના સઘલા ભાગોના એક બીજાને મલતા અને બંદ બેસતા પ્રમાણેથી તથા તેની ખુબસુરત પેશાની અને ચાલવાની રોનકદાર લધનથી તે ફાંકદો જવાન એક જોરેમંદ સીપાહ બચ્ચાના જેવો લાગતો હતો. તેની સાથ જે જવાન સ્ત્રીને લાવીયામાં આવી હતી તેણીની પણ ખુબસુરત અને ચેહરેનમુન હતી. પણ તેણીની ખુબસુરતી અને હોસાનનો બહાર જાંહાંખો મારી ગીયો હતો. તે સ્ત્રી તે શેહેરની એક જાહેર વેશીઆ હતી. તેણીએ જાહેર રસ્તામાં

તે જવાન પુરૂશ ઉપર એવો દાવો કરીયો હતો કે સ્વપણામાં તેણીએ પોતાને તે જવાન પુરૂશની સાથ સુતેલી જોઇ વાસ્તે તેણે તેણીને બે હજાર દીનાર આપવા સબબકે જે લોકો તેણીને તીહાં આવે છે તેઓની પાસથી એજ રકમ લેવાનો તેણીનો સરેશતો છે. રસ્તામાં ઘણાક લોકોએ તે સ્ત્રીને સમજાવી કે સ્વપણાની વાત પરથી તેણીનો દાવો ચાલનાર નથી તથા એ માત્ર તેણીની બેવકુફી છે અને એવી નઠારી ચાલને માટે તેણીને સજા કીધામાં આવસે વાસ્તે તેણીએ નાહેકમાં તે જવાન પુરૂશ સાથ જઘડો ઉઠાવી તેને સતાવવાથી પરહેજ રેહવું પણ તે સ્ત્રીએ કોઇનું કેહેવું મનમાં લીધુ નહીં, અને તે જવાન પુરૂશને તથા પોતાને સુલતાનની હજુર લઈ જવાને બજીદ થવા લાગી. જીઆરે સુલતાનના અમલદારોએ તે ઓરતને એ રવેસેની હઠીલી જોઇ તીઆરે તેઓ નાચાર થાઇને તેણીને તથા પેલા જવાન પુરૂશને સુલતાનની હજુર લઇ આવ્યા. તેઓને જોઇને સુલતાન તથા બીજા સરવં કોઈ ઘણા અજબ થયા. એ પછી સુલતાને તે બન્નેઓને તીહાં લઇ આવવાનું કારણ પોતાના અમલદારોને પુછ્યું જે ઊપરથી અમલદારોએ સરવ હકીકત સુલતાનને કહી સંભલાવી. સુલતાન પેલી બેશાયા ઓરતનો આ બેહુનદો દાવો સાંભલીને પ્રથમતો હસ્યો, પણ પછી ગુસ્સામાં આવીને તે ઓરતને બેહોરમત કરીને તીહાંથી બાહેર કહાડવાનો હુકમ કીધો. એવું જોઇ પેલો બેજાદ વજીર જે મખ્બુલની અદેખાઇ કરતો હતો તથા જે મખ્બુલને ફસાવવાનીજ કોશેસમાં હતો તે સુલતાનની નજદીક જાઇને તેને કેહવા લાગો કે "નામદાર સુલતાન, આ ઓરતનો દાવો જો કે તદન બેહુનદો ગેરઇનસાફી ભરેલો અને હસવા સરખો છે તોપણ તું નામવરની દરબારમાંથી કોઇને પણ વાજબી ઇનસાફ આપીયા વગર બાહેર કાહડવુ તુંને ઘટતું નથી. આ ઓરતનો ઇનસાફ કોઇબી રીતે થાઇ સકશે, અને તે કરવાને આપણા મખ્બુલ કરતાં વધારે લાયક માણુસ માહારી નજરમાં કોઇ બીજો આવતો નથી. એટલા વાસ્તે તું તેને ફરમાવ કે એ બન્ને જણાનો વાજબી ઇનસાફ તે કરે અને તે ઇનસાફ જો આપણી નજરમાં વાજબી નહી દીશેતો પછી તુને ઘટે છે કે એવા હરામખોરોને તાહારી દરબારમાં વધુ દહાડા નહી રાખે અને તેને બેહોરમત કરીને તારી દરબારમાંથી કાહાડે સબબકે જે દીવસથી એ હલકી વરણના પુરૂશને તેં તાહારી દરબારમાં રાખીઓ છે અને તેને માન આપી તાહરો માનીતો કીધો છે તે દીવસથી આ શેહેરમાં

તાહારા વીશે ઘણો હલકો વીચાર પંથરાએલો છે અને સરવ કોઇ તુંને તથા તાહારી દરબારને હલકા વજણની ગણવા લાગા છે. એ વાતની સચ્ચાઇ વીશે જો તું નામવરે પોતાની ખાતરી કરવી હોય તો બીજા દરબારીઓ ને અમલદારોથી કરવી". બેજાદ વજીરને મોઢેથી આ વાત સાંભલીને બીજા સરવે દરબારીઓ જેઓ મખબુલનો નાશ કરવાને એક સંપ થાયલા હતા તેઓએ સુલતાનની હજુર બેજાદની વાતને ટેકો આપ્યો અને કેટલીએક જુઠી સહરાગાત કરી બેજાદે જણાવેલી વાતમાં તેઓએ કેટલોક વધારો કીધો. એ સઘલું સાંભલયાથી સુલતાનના મનપર મખબુલ વીશે ઘણી માઠી અસર થાઇ અને તેણે ધારીયું કે એવા કમીના માણસને પોતાની દરબારમાં રાખી પોતાની તથા દરબારની હસી અને હલકાઇ કરયાનાં કરતાં તેવા માણસને દરબારમાંથી વદેઆ કીધો હોય તો તે વધારે માન ભરીયું કહેવાય. સુલતાનના મન ઉપર મખબુલ વીશે એવી માઠી અસર થયલી જોઇ પેલા એકસંપી અદેખાઓએ સુલતાનને જણાવ્યું કે તેણે આ તકનો લાભ લેવો અને પેલી ઓરતના બેહુંદા દાવા વીશેનો ચુકાદો કરવાનું મખબુલને સોફવું અને તેને કેહેવું કે જો તે ચુકાદો વાજબી અને ઘટતો નહીં હશે તો તેને બેહુરમત કરીને દરબારમાંથી કાહાડીઆમાં આવશે.

સુલતાનને તેઓનું આ બોલવું પંસદ પડીયું સબબ કે મખબુલને દરબારથી દુર કરવાનો તેને એજ ઇલાજ સારો દેખાયો. તેણે ધારીયું કે એ ઉપાય તે અમલમાં આણે અને મખબુલ જે ઇનસાફ કરે તેને ગેરવાજબી ઠેડવી તેને રૂખશત આપે અને પોતે દરબારીઓ તથા પરજાના ઠપકામાંથી મોકલો થાય. એ વીચારથી તેણે મખબુલને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને તેને ફરમાવ્યું કે પેલી ઓરત જે નવાઇ જેવો દાવો પેલા જવાન પુરશની વીરૂધ ઉઠાવે છે તેનો તેને વાજબી અને ઘટતો ફેસલો કરવો અને જો તેમ કરવામાં તે કાંઇબી કસુર કરશે ઇયા તેને કીધેલો ચુકાદો દરબારીઓને ઘટતો અને વાજબી નહી લાગશે તો તેને બેહુરમતી સાથ દરબારમાંથી હાંકી કાહાડીઆમાં આવશે.

મખબુલ આ વાત સાંભલી કાંઇ ડરીયો નહીં સબબકે તે દાવપેચમાં પુરો અને ઉપાયોમાં ભરપુર હતો. તેણે પેલી ઓરતને પોતાની પાસે બોલાવી અને સઘલા હેવાલથી પોતે વાકેફ થાઇ તેણીને જણાવ્યું કે તેણીનો દાવો માત્ર ખીઆલી છે વાસ્તે જો તેણીને કાંઇબી

બદલો ઘટતો હોય તો તેબી ખીયાલીજ હોવો જોઇયે. એટલુ પેલી ઓરતને કહી તેણે પેલા જવાન પુરૂશને ફરમાવ્યુ કે તેણે તુરત તીહાં બે હજાર સોનાના દીરમો તથા એક મોહું જોવાની આરસી તઇઆર કરવી. તે જુવાન પુરૂષ જે દ્રવ્યવાન હતો તેણે તુરત બે હજાર સોનાના દીરમોની એક થેલી તથા એક મોહું જોવાની આરસી તીહાં મંગાવી મખ્ખુલની આગલ રજુ કીધી. પણ પેલા બે હજાર સોનાના દીરમો વીશે તે વીચારમાં પડીઓ કે રખેને મખ્ખુલ તે પેલી ઓરતને આપી દીએ. મખ્ખુલે પેલી આરસી એક બાજુ ઉભી કરી તેની આગલ પેલી દીનારની થેલી ખાલી કીધી અને પછી આરસી એવી રીતે ગોઠવી કે જેથી પેલા દીનારો તેમાં દેખાવા લાગા. એ પછી તેણે પેલી ઓરતને પેલી આરસીમાં જોવા કહયું અને તેણીને ફરમાવ્યું કે જે બે હજાર દીરમો તે કાચમાં દીસે છે તે તેણીએ લેવા સબબકે તે તેણીના ખાલી દાવાનો ખીઆલી બદલો હતો.

મખ્ખુલનો આ ચુકાદો જોઇ સુલતાન બેહદ અજબ અને નેહાએત ખુશી થયો એટલુંજ નહીં પણ પેલા બેજાદ વજીર અને તેના મસલતયાઓનાં મોઢાં જરદ અને ફીકા થાઇ ગીયાં અને મખ્ખુલ ગુલાંમની આ ચતુરાઇ અને ચબરાકી જોઇ તેઓ ઓર શરમીંદા અને પસેમાન થાઇ ગીઆ. સુલતાને તે સઘલાઓને તેઓની અદેખાઇને માટે મોહોટા ઠપકો આપીયો અને મખ્ખુલને તેની ચબરાકી, હુશીઆરી અને દાનાઇને માટે આગલના કરતાં પણ સુલતાને વધારે નવાજીયો અને તે જેહવો પ્રથમમાં સુલતાનનો માનીતો હતો તેહેવોજ રહેયો.

---

**બીરબલની બુધી**—એક દહાડે પાદશાહે કાગજ ઉપર એક લીટી દોરી પોતાના દરબારીઓને કહ્યું કે વગર ભુછવે એ લીટી નાઘલી કરી આપો. દરબારીઓએ પોતાની ઘણીબી યુકતી કરી પણ કાંઈ વલ્યું નહી. સેવટે બીરબલે તે નાઘલી કરી આપવાનું બીડું જલડપ્યું ને હાથમાં કલમ લઈ ને લીટીની નીચે એક બીજી લીટી દોરી એટલે તેની આગલ પેહેલી લીટી નાહાની લાગવા લાગી. બીરબલની આવી તરત બુધી જોઇ સઘળા દરબારીઓ અને બાદશાહ અચરત થયા.

---

# હસન બેગ સોનીનું દાસતાન.



વખણાએલા બગદાદ શેહેરમાં હસન બેગ નામનો એક ચબરાક સોની રેહેતો હતો. તે સોનીનું કામ કરવામાં ઘણી સારી કારીગીરી ધરાવતો હતો તથા હરએક નકસીનુ બારીક કામ કરવામાં એક્કો હતો. બગદાદ શેહેરમાં પુશકલ લોકો તેને કામ બનાવવા આપતા હતા અને તેની દુકાન હમેશાં ઘરાકોથી ભરેલી રેહેતી હતી. જ્યારે તેની કારીગીરીની વખાણ સુલતાનના સાંભલવામાં આવી તીઆરે સુલતાને તેને પોતાની દરબારમાં બોલાવી કેટલાક ઘણા ઊંચા સોનાના દાગીના બનાવા આપીયા. તે સઘલા દાગીનાઓ હસન બેગે એવીતો કારીગરીથી બનાવીયા કે તે જોઇ સુલતાન ઘણોજ ખુશી થાયો અને હસન બેગને મોહોટો સરોપાવ આપીયો. હવે સુલતાનની સવારીનો એક ખાસ સુફેદ હાથી હતો અને તેની ઉપર સુલતાન ઘણો ચાહ રાખતો હતો તેથી જીઆરે સુલતાને હસન બેગને હેવો શરસ કારીગર જોયો તીયારે તેણે તે સુફેદ હાથીના ઘાટ અને કદનો એક સોનાનો હાથી બનાવવાને હસન બેગને ફરમાવીયું અને તે કારણસર જોઇતું સઘલું સોનું હસન બેગને આપવાને પોતાના વજીરને હુકમ કીધો. હસન બેગે એ કારણસર એક હજાર મણ સોનું માંગીયું જે તેને તુરત આપવામાં આવીયું.

તે સોનું લઇ હસન બેગ પોતાના કામ પછવાડે મંડીયો અને ઘણીજ થોરી મુદતમાં પેલા સુફેદ હાથીના જેહેવોજ એક તારીફ લાએક સોનાનો હાથી બનાવીયો. તે બનાવવામાં હસન બેગે પોતાની સઘલી ચતુરાઇ અને કારીગીરી વાપડી હતી તેથી તે જોઇને સુલતાન નીહાયેત ખુસી થાયો અને હસન બેગને ઘણોક વરતાવીયો તથા તેને પોતાની દરબારમાં માન ભરેલી જગીયા આપી. સરવ ઠેકાણે હસન બેગની કારીગીરીની તારીફ ફેલાઇ અને આખાં બગદાદ શેહેરમાં સરવ કોઇ હસનબેગની વખાણ કરવા લાગાં. એ જોઇ હસન બેગના જાતભાઇ સોનીઓ ઘણા બલવા લાગા તથા હસનની અદેખાઇ કરવા લાગા. એ સઘલા સોનીઓમાં કાદર નામનો સોની હસનનો આગલો વેરી હતો. તથા તેણેથી હસનની આ ચહડતી હાલત જોવાઇ શકાઇ નહીં અને તે ઘણોંજ બલવા

લાગો તથા હસનને કોઇબી રીતે હેરાન અને રંજીદા કરવાના ઉપાએઓ તે સોધવા લાગો. એમ કરતાં તે દુશત કાદરે વીચારીયું કે જે સોનાનો હાથી હસને બનાવીયો છે અને જેને વાસતે સુલતાને તેને એ રવેસે નવાજીયો છે તથા જેની ઓતમ કારીગીરીને લીધે હસનની તારીફ ચોતરફ ફેલાઇ છે તે હાથી હસને હજાર મણ સોનાનો નહીજ બનાવીયો હશે અને તેમાંથી ઘણાક મણો સોનું તેણે ચોરી કીધું હશે. એ વાત જો સુલતાનને માલમ પડતો હસનને સજા કીધા વીના રહે નહી પણ તે ચોરીની વાત શી રવેસે સાબેત થાયે? અને હાથીનું તોલ કેહવી રીતે કરી શકાયે કે હસનની ચોરી માલમ પડે. એ વાતના વીચારમાં તે દુશટ કાદર રોકાયો અને અંતે તેણે તે વીશેનો એક ઉપાએ સોધી કાહાડીયો. તેણે જોયું કે હસન હોવા ચબરાક અને હુનરવાલો છે તેથી તેજ સો હીસા તે હાથીનું વજણ કરી જાણતો હસે વાસતે ઉપાએ એજ છે કે હસનથીજ એ હાથીનું તોલ કરવાની હીકમત મેલવું અને પછી તે રીત પ્રમાણે તે હાથીનું વજણ કરી સુલતાનની ખાતરી કરૂં કે હસન મોહોટો ચોર અને દગલબાજ છે અને તેણે સુલતાને મોહોટી સજા કરવી જોઇએ.

પણ હવે તેની દુશટ ધારણામાં એક બીજી નદતલ આવી. હસનતો તેનો જુનો સ્તરૂ હતો અને તેની સાથ કાદરને વાતચીતનો હક હતો નહી. તીઆરે હવે તે હાથીનું વજણ કરવાની હીકમત તેનેથી સી રીતે મેલવી શકાયે? એ વાતનો વીચાર કરતાં તે વેરભાવી કાદરે એક હીકમત સોધી કાહાડી તેણે પોતાની બાએડીને સહમજાવીને કહીયું કે તેણીએ હસન સોનીની બાએડી સાથ દોસતી કરવી અને તેણીને ભેટ સોગાત મોકલવી અને જીયારે તેણીની સાથ ઘણી મીત્રાચારીનું નાતું થાય તીઆરે તેણીની મારફતે તે હાથી જોખવાની હીકમત મેલવવી. કાદરની બાએડી તેના કેહેવા પ્રમાણે હસન સોનીને ઘર ગઇ અને હસનની બાએડી સાથ દોસતી શરૂ કીધી તથા તેણીને કીમતી ભેટ સોગાત મોકલવા લાગી. એમ કરતાં તે બન્ને ઓરતો વચ્ચે ઘણી મીત્રાચારી થાઇ અને તેઓ એક બીજાને પોતાના દીલની અને ઘરની વાતો કેહેવા લાગીઓ તથા હરએક કામમાં તેઓ એક બીજાની સહલા અને મસલત લેવા લાગી. જીયારે એ રવેશેની મીત્રાચારીનું મંડાન થયું તીઆરે પેલી કાદરની બાએડીએ એક દીવસે વાત છેરી હસનની બાએડીને પેલા હાથીની બનાવત અને વજણ વીશે પુછીયું. ગરીબ

બીચારી હસનની બાએડી ! તેણીને એ વાતની કસી ખબર હતીજ નહી તેથી તેણીએ કાદરની બાએડીને સાફ જણાવીયું કે તેણી એ વાશે કાંઇ જાણતી નથી. અને એ બાબદ વીશે તેણીએ કોઇબી દાહાડે પોતાના ભરતાર સાથ વાત કરી નથી. કાદરની બાએડીએ આ ખુલાસો સાંભલી પેલા હાર્થીનું વજણ કરવાની રીત જાણવાને પોતાની ઘણી ખાએશ જણાવી અને હસનની બાએડીને કહીયું કે મીત્રાચારીના હક દાખલ તેણીએ એટલી મેહેરબાનગી કરવી અને પોતાના ખાવીંદ હસનને તે હાથીનું વજણ કરવાની રીત અથવા હીકમત પુછવી અને તે પછી તે રીત તેણીને જણાવવી તથા એ વાત તેણીએ (કાદરની બાએડીએ) જાણવા માંગી છે એ પ્રમાણે હસનને કેહેવું નહી બલકે તેઓ બન્ને વચ્ચે થએલી સઘલી વાતચીત તેણીએ પોતાના ભરતાર હસનથી છુપાવવી.

વાંચનારે એમ નહી સમજવું કે કાદરની બાએડી દગલબાજ યા દગારી હતી અને હસનની બાએડીને દગો દેવા ઇછતી હતી. તેણીને પોતાના વેરભાવી અને અદેખા ભરતારની દુશટ મતલબની કાંઇપણ ખબર નહી હતી. બલકે ખરૂં બોલીએતો તેણીની પોતાના ભરતારની તાબેદારી બજાવી એક વફાદાર બાએડીની ફરજ અદા કરતી હતી. જ્યારે હસન બેગની બાએડીએ તેણીની એવી ખાએશ જોઇ તીઆરે તેણીએ પેલા હાથીના વજણ કરવા વીશેની ચોકસ ખબર મેલવવાને કાદરની બાએડીને કબુલાત આપી એ પછી હસન બેગની બાએડીએ તે હાથીનું તોલ કરવાની રીત વીશે પોતાના ભરતારને પુછીયું પણ હસન બેગ જેમ હુન્નરમાં એક્કો તેમજ દુનીઆના અનુભવમાં પુરો અને બાહોસ હતો તેથી તે હાથી સી રીતીએ ટોલી શકાએ તે વીશેના ભેદથી તેણે પોતાની બાએડીને વાકેફ કીધી નહી. તે તુરત પામી ગયો કે જીહાં છે તીહાં કોઇ દુશટ માણસોએ એ વાતમાં મારી બાએડીને ઉશકેરી છે તેથી તેણે પોતાની બાએડીથી એ વીશેની ખબર મેલવવાનો વીચાર કીધો અને તે કારણસર તેણે તેણીને ઉલત પાલત તપાસીને પુછી જોયું પણ તેની ભોલી બાએડીએ પોતાના દીલનો ભેદ તેને કહેયો નહી અને તેને હેવું જણાવીયું કે તેણીને કોઇએ ઉશકેરી નથી પણ ફકત તેણીની પોતે તે હાથી તોલવાની રીત જાણવાની ખાએશ ધરાવતી હતી અને હેવી મોહોટી જીનસ સી રવેસે તોલી શકાએ તે નવાઇ જેહેવી વાત તેણીની પોતે જાણવા માગતી હતી. હસન બેગે તેણીને જણાવીયું કે

તે હાથીનું વજણુ કરવાની રીત જાણવાથી તેણીને કશો ફાએદો થનાર નથી બલકે ઓર તે વાત જો તેણીની જુબાનથી બાહેર પડે તો તેઓ બન્નેના હકમાં મોટો ગેરફાયદો થાય એટલુંજ નહી પણ માબાદા તેનો જાન પણ ધાસતીમાં આવી પડે. એટલા વાસતે તેણીએ એ ભેદ જાણુવાથી પરહેજ રેહેવું અને તે ખુલ્લો કરવાની તેણીએ તેને ફરજ પાડવી નહી. આ ખુલાસાથી હસન બેગની બાએડી ધરાઇ નહી. પણ ઓર તે ભેદ જાણવાની વધારે ખાએશ કીધી અને તે કારણ પોતાના ભરતારના વધારે કાલાવાલા કરવા લાગી એટલુંજ નહી પણ તેણીએ પોતાની દરરોજની હુજત અને હથીલાઇથી પોતાના ભરતારને એટલોતો બેજાર કીધો કે તેથી હસન બેગ અંતે કંતાલી ગીયો. તેથી તેણે છેલ્લે હેવો ઠરાવ કીધો કે એક છેલ્લી વાર ફરીને તે પોતાની બાએડીને લંબાણથી ખુલાસો કરીને સહમજાવે અને તે ભેદ જાણવાથી તેણીને વારે અને તે પછી જો તેણી નહીજ સહમજે અને પોતાના દીલની ખાએશને નહીજ વીશરાવે તો પછી રોજીંદી બેજારી અને કંતાલામાંથી મોકલો થવાને ખાતર તે ભેદથી તે તેણીને વાકેફ કરે. હેવું વીચારી તેણે એક દીવસે પોતાની બાએડીને પોતાની આગલ બેસાડી અને ઘણાક પીઆર અને મમતાથી તેણીને કહીયું કે "માહારી પીઆરી મોહરદાર હરએક અજાએબી યા ભેદની વાત જાણવાનો ખવાસ ગોયા ખુદરતેજ માણસના દીલમાં પેદા કીધો છે અને તેટલાજ વાસતે આ ભેદ જાણવાની તું જે ખાએશ કરે છે તે કઇજ નહી પણ ખુદરતીજ છે. એટલું છતાં પણ હું એ ભેદનો ખુલાસો તાહારી આગલ કરી શકતો નથી સબબ કે તે જાણીઆથી આપણ બન્નેના હાથમાં માબાદા કંઇ નુકશાન થાય તેની મને ધાસતી લાગે છે. દાનાવ લોકની હેવી નસીહત છે કે જીહાંવેર આપણો ભેદ આપણા દીલમાં છે તીયાંવેર તે કીમતી, પણ જીયારે તે ભેદ ખુલલો થાય છે તીયારે તેની કીમત ઘણી હલકી થાએ છે એટલુંજ નહી પણ જે ભેદ ખુલલો કીધા વીશે આપણા દીલમાં શક યા ધાસતી હોય તે હરગેજ જાહેર કરવો નહી. વાસતે માહારી પીઆરી મોહરદાર આપણા બન્નેના ભલાને કીજે હું તુને અરજ કરૂં છું બલકે માંગી લઊં છું કે તું એ વાતનો ભેદ જાણવાથી તાહારો હાથ ઉઠાવ અને મહને નાહેકમો નો સતાવ." એ રવેસે હસન બેગે પોતાની બાએડીને નસીહત કીધી પણ તેની અસર તેણીના દીલપર કંઇ થાઇ નહી તેથી પોતાના ભરતારને કહીયું કે "પીઆરા ભરતાર

તમો જે કહો છો તે ખરૂં છે કે પોતાના દીલનો ભેદ જાહેર કરવાની દાનાવ લોકોએ મનાઇ કરી છે પણ તે મનાઇ કરવાની વાત બેગાના લોકો યા જેઓ આપણા સતરૂ હોય તેઓને લાગુ પડે છે અને તે વાત એક બાએડી જે પોતાના ભરતારને હમસરીક અને ભાગીયો ગણાએ છે તેણીને લાગુ પડતી નથી. તે કરતાં ઓ પીઆરા ખાવીંદ હું એ ભેદની વાત જાણીને કોઇ બીજાને તો કેહેનારજ નથી તીઆરે તુંને એ ભેદનો ખુલાસો કરવાની શું હરકત છે. જેઓ ખરેખરા દાનાવ હોય છે તેઓ પોતાના ભેદની વાત પોતાની બાએડીઓથી છુપાવતા નથી. વાસતે માહારી ઘણીજ ખાએસ છે કે તું એ ભેદથી મને વાકેફ કરે. અને માહારૂં દીલ ખુશી કરે. જીઆરે હસન બેગે પોતાની બાએડીને એકજ મનની જોઇ અને તે ભેદ જાણવાની તેણીની ખાએસ હદથી જીયાદા માલમ પડી તથા જીયારે તેણીએ તેને એ રવેસેના કાકલુદી ભરેઆ સબદો કહયા તીઆરે હસન બેગનુ દીલ પીગલી ગયું અને પોતાની વાહાલી બાએડીને પોતાના ભેદથી વાકેફ કરવાનો તેણે ઠરાવ કરીયો. એ ઠરાવ પ્રમાણે તેને હાથી જોખવાની રીત આ પ્રમાણે પોતાની બાએડીને સહમજાવી કે પરથમ તે હાથીને એક મોહોટા વાહાણમાં નાખી તે વાહાણ ભર દરીઆમાં લઇ જાવું અને પછી જોવું કે તે કેટલું ઊંડું દરીઆમાં ગયું છે. જેટલું ઊંડું વાહાણ ગયું હોય અને જેટલું ઊંચું પાણી વાહાણને લાગું હોય તીહાં વાહાણપર નીસાન કરવી અને તે પછી પેલા હાથીને વાહાણમાંથી કાહાડવો અને તે વાહાણ પાછું ભર દરીઆમાં લઇ જાવું અને પેલી વાહાણને કીધેલી નીસાન જેટલું તે વાહાણ પાણીમાં ડુબે અથવા બીજા સબદોમાં પાણી પેલી નીશાન બરાબર આવે તીહાંવેર તેમાં વજણ નાખવો એ પછી તે વજણ વાહાણમાંથી બાહેર કાહાડીને સઘલો યા તેમ નહી બને તો થોરો થોરો જોખી જોવો અને તેનું જે વજણ થાયે તે પેલા હાથીનું વજણ સહમજવું. એ પ્રમાણે પોતાની બાએડીને સહમજાવીને હસન બેગે તેણીને ઘણીજ તાકીદ કરીને કહીયું કે તેણીએ તે વાત કોઇને પણ કેહેવી નહી. ગરીબ બીચારો હસન બેગ! તેને ખબર નહી હતી કે તેની પોતાની બાએડીએ પોતાની ભોલાઇથી તેહેનો ઘાટ ઘહડીઓ હતો.

હવે જીઆરે પેલા અદેખા અને દુશટ કાદરની બાએડી તથા હસન બેગની બાએડી ફરીને એકઠાં મલીઆં તીઆરે હસન બેગની બાએડીએ પોતાની ભોલાઇથી પેલા હાથી જોખવાની તમામ રીત

કાદરની બાયડીને કહી સહમજાવી. કાદરની બાયડીએ તે ઘણા ધીઆનથી સાંભલી લીધું અને પછી ઘર જઇને તેજ પ્રમાણે પોતાના ભરતારને સઘલી રીત સહમજાવી જે જાણીયાથી પેલો દુશટ કાદર મનમાં ઘણોજ ખુસી થાયો કે હવે તે હસન બેગપર સેહેલાઇથી પોતાની દુશમનાઇનું વેર લઇ શકસે. એ બુરા ઇરાદાથી તે બે ત્રણ દીવસ રહીને સુલતાનની પાસ ગયો અને કેટલીક જુઠી ચાપલુસી કરી સુલતાનને જણાવીયું કે જે હાથી તેણે હસન સોનારની પાસ બનાવીયો હતો તે હજાર મણ સોનાનો નહી હતો તથા તેમાં હસન બેગે ઘણાક મણ સોનું ઓછું નાખીયું હતું. એ વાતની ખાતરી કરી આપવાને તથા તે હાથીનું વજણ કરી હસન બેગે કેટલા મણ સોનું ચોરીયું હતુ તે ચોક્કસ કહી આપવાને કાદરે સુલતાનને જણાવીયું. સુલતાને કાદરની કહેલી વાત પરથમતો માની નહી પણ જીઆરે તેણે જોયું કે કાદર એ રવેસે તેને હીમ્મતથી કહે છે એટલુંજ નહી પણ પેલા હાથીનું વજણ ચોક્કસ કરી હસને કેટલા મણ સોનું હજમ કીધું છે તે પણ કહી આપવા માંગે છે. તીઆરે તેણે કાદરની વાતપર ભરોસો આવીયો તેથી તેને કાદરને પુછીયું કે તે હાથીનું વજણ શી રીતે થાઇ શકે. કાદરે પોતાની બાયડીથી જે રવેસે ખબર મેલવી હતી તેજ પ્રમાણે તે હાથીનું વજણ કરવાની સઘલી રીત સુલતાનને સહમજાવીને કહી જે સાંભલીઆથી સુલતાન ઘણોજ અજબ થાયો અને (તે રીત કાદરની પોતાની જાણીને) કાદરની અક્કલની પોતાના મનમાં ઘણી વખાણ કરવા લાગો.

એ પછી સુલતાને પોતાના વજીરને ફરમાવીયું કે જે પ્રમાણે કાદર કહે તે પ્રમાણે પેલા હાથીનું વજણ કરે અને તે હાથી કેટલા મણનો થાએ છે તે તેને જણાવે. સુલતાનનો હુકમ થાયાથી વજીરે તે હાથી કાદરના કેહેવા પ્રમાણે તોલીઓ અને તેનું વજણ ચોક્કસ કીધું તીઆરે તે હાથી એક હજાર મણને ઠેકાણે નવસે મણનો થાયો. એ વાત વજીરે સુલતાનને જણાવી તીઆરે સુલતાનની પુરી ખાતરી થાઈ કે હસન બેગે સો મણ સોનું ચોરીયું અને વીસવાસઘાત કીધો. સુલતાન તેની ઊપર ઘણોજ ખફા થાયો અને વજીરને ફરમાવીયું કે હસન બેગનો ઇનસાફ કરી તેને ઘટટી સજા કરે. એ હુકમ મુજબ વજીરે તુરત હસન બેગને પોતાની કચેરીમાં બોલાવી મંગાવીયો અને તેનો ઉપર સો મણ સોનું ચોરવાનો અપરાધ સાબેત થયાથી તેને બગદાદ શેહેરના

ઊંચા કીલ્લામાં બે વરસ કેદ કરવાની સજા કીધી. બગદાદ શેહેરનો તે કીલ્લો ઘણોજ બુલંદ હતો અને તે કીલ્લાની ઉપર એક ઘણોજ ઊંચો મીનારો ઊઠાવેલો હતો જેની ઉપર જવાને એક છુપો મારગ કીધેલો હતો જેથી કોઇ શખસ મોહોતો અપરાધી ઠરતો હતો તેને પેલા છુપા મારગે તે મીનારાની ઉપર લઇ જઇને રાખતા હતા અને તેજ છુપા મારગની વાટે તેનો ખોરાક તેને પોહોચાડીઆમાં આવતો હતો. તે મીનારો ઊંચાઇમાં હેવો તો બુલંદ હતો કે તેને જોયાથી આદમીના દીલમાં દર પેદા થતો હતો અને પેલા છુપા મારગ શીવાએ તેમાથી બાહેર આવવાનો યા નીચેના માણસો સાથ કંઇપણ રીતનો વેહવાર યા સંબંધ રાખવાનો કોઇપણ ઇલાજ હતો નહી. એ મીનારાપર હસન સોનારને લઇ જાઇને કેદ રાખામાં આવીગો.

હવે હસન સોનારના પસતાવા વીશે આપણ જેટલું બોલીએ એટલું થોરૂં ગણાએ. તે બીચારાએ પોતાની ભુલ જોઇ; અને તેની અજ્ઞાન અને ભોલી બાયડીએ તેને અંજાણતાં ફસાવીગો હતો તેથી તે એમજ સહમજવા લાગો કે તેની બાયડીએ તેના દુશમણોની સાથ સામેલ થાઇને તેને દગો દીધો હતો તથા તેજ કારણસર તેણીએ બછદ થઇને તેની પાસથી હાથીનું વજણ કરવાની રીત જાણવા માંગી હતી. ગરીબ બીચારી ભોલી અબલા! તેણીની ભોલાઇ અને બેવકુફીથી તેણીનો ભરતાર ફસીઓ હતો, પણ તેણીને પેલા બુરા કાદરના વેરની કશી ખબર હતી નહી. બલકે તે બીચારીબી તે દુશટ કાદરને લીધે પોતાના ધણીના ઠપકામાં આવી એટલુંજ નહી, પણ તેણીનો ધણી તેણીને ઘણીજ દગલબાજ અને નાપાક ઓરત ગણવા લાગો. તે બીચારી જાહાર જાહાર રડવા લાગી અને સરવે કોઇને પોતાની નાદાનીથી બનેલી વાત કેહેવા લાગી. તેણીની વાત સાંભલી સરવે કોઇ તેણીની નાદાની વીશે તેણીને ઠપકો આપવા લાગા. પણ તેણીની ભોલાઇને લીધે તેઓ તે બીચારીની દયા પણ ખાવા લાગા અંતે સઘલા લોકોએ તેણીને હેવી સલ્લા આપી કે તેણીએ બંધીખાના તરફ જાઇ દુરથી પોતાના ખાવીંદની મુલાકાત લેવી. એ સલ્લાહ પ્રમાણે તે બીચારી પોતાના ખાવીંદને મલવા ગઇ અને તેણીને દુરથી હસને જોઇ તેવોજ તેણીને ઠપકો આપી બોલીયો કે "ઓ દુશટ ઓરત તાહારાં બુરાં કરણીના ફલો મને ચાખવાં પડે છે અને તાહારી બીન લગામ જબાનથી એ સઘલું થાયું છે. મેં તુને અવલથીજ કહ્યું હતું કે તે હાથી

જોખવાની રીત જાણવાથી તુંને કસો ફાયદો થાસે નહી બલકે ઓર તેથી આપણા બન્નેના હાથમાં નુકસાન થાસે તીઆરે તેં મારાં બોલવાને કસું વજન નહીં આપીયું અને પોતાની જબાન દરાજીથી મને આ હાલતે પોંહોચાડીયો છે. પોતાના ખાવીંદની જુબાનથી એ રવેશીના સખુનો સાંભલી પેલી બીચારી ઓરત પોતાની નાદાની અને હઠીલાઇ વીશે ઘણોક પસતાવો કરવા લાગી. અને ઘણાજ નરમ સબદોમાં પોતાના ખાવીંદની પાસ માફી માંગી. તેણીના બોલવાથી તેણીના ખાવંદની કંઇ પણ ખાતરી થાઇ નહીં અને તે એમજ સહમજવા લાગો કે તેની ઓરતે તેને જાણી બુજીને ફસાવીયો હતો. એ પ્રમાણે ખોટો વીચાર કરી તેણે પોતાના દીલમાં કીનાનો આતસ સલગાવીયો અને પોતાની બાએડીને હુકમ કીધો કે બજારમાં જાઇ એક ફરસંગ લગી પુગે એટલું લાંબું પતલું રેશમ તથા ચાર પૈસાનો ગોળ તેણીએ તુરત લઇ આવવો. આ હુકમ પ્રમાણે તેની બાએડી તે બન્ને જીનસો લઇ આવી અને તુરત પોતાના ભરતારને તે વીશે જણાવીયું.

જે મીનારા ઉપર હસનને કેદ કીધેલો હતો ત્યાં તેણે એક મોહોટો કીડીનો દર જોયો હતો કે જહાંથી સેંહેકડો કીડીઓ દરરોજ સહવારના પોતાનો ખોરાક સોધવાને ખાતર તે મીનારાપરથી નીચે જાતીઓ હતી અને સાંહાંજને વખત ખોરાક લઇ પાછી તે મીનારા ઊપર પેલા દરમાં આવતીઓ હતી. એ ખેલ હસને જોએઓ હતો તેથી તેને પોતાની સદાની અક્કલ પ્રમાણે તે કીડીઓના ખેલમાંથી પોતાના છુટકારાનો ઇલાજ સોધી કહાડીઓ હતો. તેણે પોતાની બાયડીને ફરમાવીયું કે પેલું રેશમ ખોલે અને ફરસંગ વેર પુગે એટલો લાંબો તાર બનાવી તેના બન્ને છેડાઓને પેલો ગોળ લગાડે અને તે પછી તે રેશમ બન્ને છુટા છેડા સાથે તીહાંજ રેહેવા દીએ. હસનના કેહેવા પ્રમાણે તેની બાએડીએ તુરત તેનો હુકમ બજાવીઓ અને તે પછી સાંહાંજનો વખત થવાથી તે બીચારી પસતાવા ભરીઆં દીલે અને ગમગીન ચેહેરે પોતાના ભરતારની રજા લઇ પોતાને ઘેર ગઇ. જીઆરે સહવારનો વખત થાયો તીઆરે પેલા દરમાંથી કંઇ સેંહેકડો કીડીઓ બાહેર નીકલી અને પેલા મીનારા પરથી નીચે ઉતરી ગઇઓ, અને પેલા રેશમના બે છેડાએ જે ગોળ લગાડેલો હતો તે છેડાઓ પકડી પેલો ગોળ

ખાવા લાગીઓ અને જીઆરે સાંહાજને વખત પોતાનો ખોરાક લઇ પેલા દરમાં જવાનો વખત આવીયો તીઆરે સેંહેકડો કીડીઓ-એ પેલા રેશમના બન્ને છેડાઓ પકડી પેલા મીનારા ઉપર ચહડી અને એ હીકમતથી હસને પેલું રેશમ નીચેથી ઉપર ખેંચી લીધું. એ પછી જ્યારે બીજે દીવસે તેની બાયડી તીહાં ફરીને આવી તીઆરે હસને તેની પાસ તે રેશમનીજ લંબાઇની ભારી મજબુત દોરી મંગાવી અને પેલા રેશમનો એક છેરો નીચે નાંખી પોતાની બાયડી પાસ તેની સાથે પેલી દોરી બંધાવી અને તે દોરી પેલાં રેશમની મારફતે ઉપર ખેંચી લીધી.

એ સઘલું મેલવીઆ પછી હસને પોતાના છુટકારાનો ઇલાજ કીધો. જે મીનારા ઉપર તેને કેદ કીધો હતો તે મીનારાની સાથ એક નાહાની અગાસી જોડેલી હતી જેની દીવાલની આજુ બાજુ લોઢાંના ફુલકાઓ જડેલા હતા. એ ફુલકાઓ મધેના એક ફુલકાની સાથ હસને એક મોહોટી કપ્પી મંગાવીને બાંધી અને તે કપ્પીની અંદર પેલી દોરી ભેરવી. એ પછી તેણે પોતાની ભોલી બાયડીને પોતાને મલવાને મસે તે દોરીની મારફતે મીનારા ઉપર ખેંચી એક ઠેકાણે બેસાડી અને પોતે પેલું રેશમ દપમાં મારી પેલી દોરીની મારફતે નીચે ઉતરયો અને પછી તે દોરી પેલી કપ્પીમાંથી ખેંચી કાહાડી. એ પછી તેને પોતાની બાયડીને જણાવીયું કે તે પોતે બીજે દેશ જનાર છે અને તેણીએ તીહાં તેને બદલે રેહેવુ અને વાજબીની રાહે તેણીને જે સાસન થવું જોઇતું હતું તે તેણીને થયું. એ પ્રમાણે પોતાની બાયડીને કહી હસન સોનાર ત્યાંથી ગયો અને એક ગુપટ જગીયામાં છુપાઈ રેહયો.

જીઆરે સુલતાનના માણસો ધારા પ્રમાણે બીજે દીવસે હસનનો ખોરાક પેલા મીનારા પર લેઇ ગીયાં તીઆરે જોએ શું કે હસનને ઠેકાણે તીહાં તેની બાએડી બેઠેલી હતી અને હસન સોનાર તીહાં હતો નહીં. એ વાતની તેઓએ સુલતાનને ખબર આપી તેથી સુલતાને એવો હુકંમ કીધો કે શેહેરમાં બધી જગાએ શોધ ખોલ કરી હસન સોનારને પકડી તેની હજુર લાવે. એ હુકમ પ્રમાણે સુલતાનના માણસોએ સઘલે ઠેકાણે જોસતેજો કરી હસન સોનારને સોધી કહાડીઓ અને તેને પકડીને સુલતાનની હજુર લઇ ગયાં. સુલતાને તેને સઘલી વાત પેહેલેથી તે આખર સુધી પુછી

તથા પેલા હાથી મધેથી સો મણ સોનું ચોરી કરવાનો સબબબી પુછીઓ. હસને સુલતાનને જણાવીયું કે તે હાથી મધેથી સો મણ સોનું ચોરી કરવાનો સબબ એજ હતો કે તે વીશે કોઇને પણ શક જાએ અને તે હાથી તોલવાને તે બાહેર નીકલે એવો કોણ શખસ છે તે જોવાની તેની ઘણી ખાએશ હતી. પણ તેવો કોઇ શખસ મલીઓ નહીં અને કાદર સોનીએ જે હીકમતથી તે હાથી તોલીઓ હતો તે હીકમત તેણે ઠગાઇ કરી તેની બાએડીની મારફતે તેનેથીજ મેલવી હતી. એ ઊપરાંત હસને સુલતાનને પેલા મીનારાપરથી નીચે ઉતરવાની તથા તીહાં તેની બાએડીને ઉપર ચહડાવવાની તથા પેલા રેશમ અને ગોળની હીકમત ભરેલી હકીકત કહી સંભલાવી. જે સાંભલી સુલતાન ઘણોજ ખુશી અને અજબ થાયો અને હસન સોનારની અક્કલની ઘણીક તારીફ કીધી તથા તેનો અપરાધ માફ કરી તેને પોતાનો વજીર ઠેડવીઓ- અને તેને ઘણોક અસબાબ આપી તેનો દરજ્જો મોહોતો કીધો. એ પછી તેને પેલા કાદર સોનીને બોલાવી તેને ઘણોક ઠપકો આપી પોતાનાં દેશમાંથી બાહેર દેશ નીકાલ કીધો.



**અકકલનો નમુનો.**—આયરલાંડમાં એક ધણીની બાયડી એકાએક આજારી પડી અને ડાકટરને તેડવાની જરૂર પડી. તેથી પોતાના ચાકરને ઘોડો તૈયાર કરવાનો હોકમ આપી પોતે ડાકટરને તેડવા સારૂ ચીઠી લખવા બેઠો, હવે એક ગમ ચીઠી લખી રહયો અને ઘોડોબી તૈયાર થયો પણ પેલીગમ પેલી બાયડી (જે ફક્ત બેહોશ થાઇ હતી તે) સાજી થઇ! ત્યારે પેલા ધણીએ જોયું કે છતી ચીઠી લખી છે ને ઘોડોબી તૈયાર છે. તેથી પેલી ચીઠીની હેઠે તાજે કલમ કરીને લખ્યું કે "ડાકટર સાહેબ હવે તો મારી બાયડી સાજી થઇ છે, વાસ્તે આવવાની તસદી લેશો ના જી" અને ચીઠી બીડી પેલા ચાકરને ડાકટરને ત્યાં રવાને કીધો! પેલા ડાકટરને ચીઠી પુગી અને વાંચી વિચારવા લાગો કે ઉપર લખે છે કે "જલદી આવજો" અને તાજે કલમમાં લખે છે કે "ના આવતા"!!! હવે જાંઉ કે નહીં.



# એક મરઘીની કેટલી ટાંગ હોય?

એક દાનેશમંદ મીરજાએ પોતાના નોકરને હોકમ ફરમાવયો કે આજ સુફરા ઊપર લેહજતદાર મરઘી કપાવીને મુકજે. મીરજાનો આ હોકમ નોકરે આદાબ સાથે બજાવીને મુરઘી કપાવી તેને રોગન મશાલા વીગેરેથી ઘણી સવાદીશત પકાવી, જેની ખુશબોઈથી નોકરની મતલબનું પરંદું દમાગના માંલાની અંદર ફરકવા લાગુ કે પકાવેલી મરઘી મહેથી કાંઇ ચીજ ખાવી એવા ખેઆલમાં સંતોશ નહી રેહેવાથી મરઘીની એક ટાંગ તે મોટા શોક સાથે ચાંપી ગયો ને આગાની ટેબલ ઉપર એકજ ટાંગ સાથની મરઘીની રકાબી મુકી. આગાએ જયારે મરઘીની એક ટાંગ જોઇ ત્યારે બોલયો કે—

**બેત.**

મેરી અક્કલ ઇસ જા પે હેરાંન હે,
કે ઇસ મુર્ગકી એક ક્યું રાંન હે!

મીરજાને મોહોડેથી આવા સખુનો નોકરે સાંભલી જવાબ દીધો કે—"ખોદાવંદે નેઆંમત. ઇસ મુરગે નાંલાએકકી એકી ટાંગ થી!"

**બેત.**

મેરા ઇસમે હરગેજ નહીં હે કસુર—
જો થા ગોશ્ત સો આપકી હે હજુર.

નોકરની બેઢંગી વાતથી મીરજા ગોસ્સામાં આવી કેહેવા લાગો કે—"અએ મુંજી, એક ટાંગકા મુરગ કંઇ જેહાંનમે હોતા હે? નોકરે જવાબ આપ્યો કે—"જનાંબે આલી, ટેબલ પર દેખ લીજીએ? એક ટાંગકા મુરઘ જેહાંનમે હે કે નહી? ઇસ મુરઘકી એકી તાગ થી!"

આગાએ નોકરની આડી તકરાર ઉપર અફસોસ કરી પોતાની તકરાર મોકુફ રાખી.

ત્યારબાદ કેટલાએક દીવસો પછી આગો અને નોકર બજારમાં ફરવા નીકળયા ત્યાં એક ગલીમાં એક મુરઘી પોતાનું દોકું એક પાખમાં ઢાંકી એક ટંગડી ઉંચી કરીને એક પગે ઊભી હતી. તેના ઉપર પેલા ખંધા નોકરની નજર પડતાંજ આગાને સવાલ કીધો કે—

"મીરજાં સાહેબ, દેખ લીજીએ ! દુનીઆંમે એક પાંઉકી મુરઘી નહી થી સો દેખ લીજીએ ! કૈસી મુરઘી એક ટાંગસે ખરી હે !" મીરજાંએ તુરતજ તચાકડી ફોડવાથી પેલી મુરઘી ગભરાઇને પોતાની ઉંચી કીધેલી ટાંગ નીચે કરીને બંધે પગે ઊભી રેહવાથી નોકર ઉપર લેઆંનત નાખી આગલો ગોસ્સો તાજો કરી આગાએ ઠપકો આપવા માંડયો, ત્યારે નોકરે જવાબ દીધો કે "આગા સાહેબ, અબી તુમ જાદુઇ સીખે હો, ઇસ વાસ્તે જાદુઇસે એક પાંઉકી મુરઘીકો દો પાંઉકી બના દાલી હે. ઉસ રોજ ટેબલપર કયું તચાકડી નહી ફોડી કે એક ટાંગકા દો ટાંગ હો જાતી, જીસકે હોનેસે આજ મેં શરમીંદા હોતા નહી ?"

આવી બેશરમીથી મીરજાંએ હસીને નોકરને ફરીથી એવી ચોરી નહી કરવાની શીખામણ દીધી.

# આંધળે બેહરૂં કુટાવું !

એક શેહેરમાં બાહાદરભાઇ નામે સુરો પણ મુરખો સીપાહી રેહેતો હતો તેની બીજે ગામ સરકારે બદલી કરવાથી પોતાનો કબીલો છોડી વતંન તરક કરવાની બાહાદરભાઇને ફરજ પડી. એ વાતને કેટલાએક મહીનાં ગુજરી જવા પછે એક દને બાહાદરભાઇની ઓરત નુરબેગમ પોતાના ઓટલા ઉપર બેસી નાખમાની નથ કાહાડી મોહોડું ધોતી હતી એટલામાં તેણીની નણંદે રસ્તા ઊપરથી નુરબેગમને દુરથી જોઇ તો તેનાં નાખમાં નથ હતી નહીં જેથી તેણીની નણંદ જમણાબાઇએ જાંણીઉં કે બાહાદરભાઇ મરણ પાંમેઓ છે તેથી નુરબેગમે નથનો શીણગાર દુર કરી રાંડીરાંડ થઇ બેઠી છે. એવા મુરખા ખેઆલથી જમણાબાઇ હેબત ખાઇ રડતી ને કુટતી, પડતી ને અફરાતી, દોડતી પોતાનાં ખાવંદ નુસરતેજંગ પાસે આવી કેહેવા લાગી કે—"મીઆં કેયા બેઠેહો, ખરે હોજાઓ. બાહાદરભાઇકી જોરૂ રાંડ હો ગઇ હે—અફસોશ, અફસોશ" ! આ દેહેશતનાક વાત સાંભલતાંજ મીઆં નુસરતેજંગે સઘલું કામ પડતું નાખી કમરબાંધી ખાંધ ઊપર ઢાલ અને કેડે તલવાર લટકાવી હાંફતા અને હુફતા બાહાદરભાઇનાં ગામ તરફ કુચ કરવા માંડી ને બે દીવસે બાહાદરભાઇનાં મકાન ઊપર જાઇ

પુગા, ત્યાં જુવે છે તો બાહાદરભાઇ કોઇ આસામીઓની તકરારમાં મશગુલ હતા એવામાં નુસરતેજંગે ફોક મુકીને કહ્યું કે—"અબે બેવકુફ, તુજે માલુમ નહી! કોનશી ખટપટમે બેઠાહે, ચલ ઉઠ અપને મકાનપર, તુરબેગંમ રાંડ હોગઇ! હાએરે હાએ!"

બાહાદરભાઇએ નુસરતેજંગની જબાંનીથી આ ખાનેખરાબીની વાત સાંભલતાંજ સરકારી દફતરનાં ચીરીઆં ઉતારી માથાંની પાઘડી ફેંકી દઈ જમીન ઉપર માંથું પટકી લોહીલોવાંન થાઈ વીલાપ કરવા અને જારબેજાર રડવા માંડી કેહેવા લાગો કે—

બેત.

"અફસોસ મેરી ખાજસતે પેકર,
મુજ બીન કુઇ રાંડ ઓર બેસર.
કયું કર હોવે મુજે કરાર, અફસોશ,
અફસોશહે સદહજાર અફસોશ!"

બાહાદરભાઇના ઊપલાં રદનથી ગાંમનાં પટેલ ટલાટી વગેરે લોકો દોડી આવી કેહવા લાગા કે—"મીઆં બાહાદરખાં! કેયા કુચ તુમારી અક્કલ ગઇહે. તુમકુ કુચ સોદા ઊછલાહે કે એસી બેવકુફીકા રોનાં સરૂ કીઆહે. દુનીઆંમે એસાબી હુવા હે કે મીઆં જીતા હોવે ઓર ઓરત રાંડ હોજાવે? એ કયા તુમકુ સુજીહે." બાહાદરભાઇએ લોકોનાં દેલાસાનાં સુખનો સાંભલી નવધાર આંખમાથી આંસુ વરશાવી જવાબ દીધો કે—

બેત.

"તુમતો સચ કેહેતેહો પર અએ ભાઈ,
ઘરશે આયાહે, માતેબર નાંઈ.*
ફેશ, ભલા, મેં, ઇસકું કેઆ કરૂં આહ,
કુવા જાતાહે હાલ મેરા તબાહ."

બાહાદરખાંનો મજકુર જવાબ લોકો સાંભલી કેહેવા અને હસવા લાગાં કે—"વારે મીઆં બાહાદરખાં આફરીનહે તેરી અક્કલકે ઊપર, ઓર સદહજાર તેહેસીનહે તુમારી જોંન જમતાબાઇ ઓર મીઆં નુસરતેજંગકે ઊપર કે આપ જીતે બેઠેહો ઓર આપકી જોરૂ રાંડ હો ગઇ! અફસોશ તુમારી હેમાંકત કે ઉપર!"

---

* નાણું દવાઈ.

# "એક ફેરામાં સંધાં કામ કરતો આવજે!"

એક સોદાગરે પોતાનાં નોકરને બાજારમાં દરાખ લેવાને મોકલેઓ ત્યાંથી તે દરાખ લઇને ઘણો મોડો આવ્યો. આથી સોદાગર તે નોકરના ઉપર ખફા થાઇ કેહેવા લાગો "કે જેઆરેબી તુંને કામે મોકલુ છું તેઆરે ઘણો મોડો આવે છે માટે હવે જેયારે તુને એક કામે મોકલું ત્યારે વગર પુછવે બીજાં કામોબી જરૂરનાં હોએ તે બજાવતો આવજે." આ હોકમ નોકરે માંન સાથે કબુલ રાખ્યો. પછે કેટલેએક દહાડે સોદાગરની તબીએત બીગડવાથી નોકરને હોકમ કીધો કે "હકીમને બોલાવી લાવ" નોકર આદાબ બજાવી હકીમને બોલાવા ગયો અને હકીમ, ગવઇઓ, ગોરખોદુ, મુલ્લાં, અને શાહેર, એ સઘલાઓનું ટોલુંને ટોલું લાવી સોદાગરની આગળ હાજર કીધું. સોદાગર આ બનાવથી ઘભરાઇને નોકરને પુછવા લાગે કે આ બધા કોણ છે? નોકરે કહયું કે "સાહેબ એકતો હકીમ છે. કે તેનાથી તમોને આરામ થાએતો આ બીજો ગવઇઓ બોલાવતો આવ્યો છું, કે તુરત ગાણુ શરૂ કરી સાહેબને ખુશ કરે. તરીજો ગોરખોદું એટલા સારૂં લાવ્યો છું કે માદાછો ને કદાચ મરી જાઓ તો તુરત ગોર ખોદાવતાં વાર લાગે નહીં. ચોથો મુરદાંને નહવાડી નાખનારો છે, કે સોધવો પડે નહીં. પાંચમો મુલ્લાં છે કે તમોને ઘોરમાં મુકવા પછે નમાંજ પઢવાને અગતનો થઇ પડે; અને છઠો શાહેર છે કે તમારી મઇએત પછે બેતોમાં "મરસીઆ" (માતમપુરસી) જોડે. એવા વીચારથી સાહેબના આગલા હોકમ મુજબ એક કામમાં સઘળાં અગતનાં કામો બજાવી હાજર થયો છું." આ નોકરની જબાનીથી સોદાગર ગોસ્સામાં આવી કેહવા લાગો કે "સત્યાનાસનાં ગએલા એતે કંઇ કામ કેહેવાએ?" નોકરે કહયું કે "જોઇએ તેમ સમજો મેં તો મારી ફરજ બજાવી છે!"

---

**હાજર જવાબ**—એક વખતે એક પાદ્રીએ એક નાહાનાં છોકરાને કહ્યું કે "પરમેશ્વર ક્યાં છે તે મને કહે તો હું તને એક નારંગી આપીશ" તે ઉપરથી તે છોકરો બોલ્યો કે "જો તમે મને તે (પરમેશ્વર) ક્યાં નથી તે બતાવો તો હું તમને બે નારંગી આપીશ."

# ખોટા તકરારીને મંતકી ફટકો.

દાંનેશમંદો લખી ગયા છે કે એક બેવકુફે એક દાનાવ દરવેશની આગળ જાઇ અરજ કીધીકે "ત્રણ મુશકેલ સવાલોનો તારાથી જવાબ ચાહુંછું. તે મધેનો ૧-લો સવાલ એ છે કે ખોદા આપણી આગળ છે એ વાતનો હું ઇનકાર કરૂં છું, અને પુછું છું કે ખોદા ક્યાં છે તે મને ખોલ્લી રીતે દેખાડે. ૨-જો સવાલ એ છે કે સઘલી દુનાઆં બોલે છે કે માણુસ જાત જે ગુનાહ કરે છે તેની સજા તેને ખોદા કરે છે, એ વાતને પણ હું માનતો નથી, કારણ કે ગુનાહ કરવાનું કામ માણુસ જાતનું નથી, જે કરાવે છે તે ખોદા કરાવે છે; જો માણસોને અખતીયાર આપ્યો હતે તો તેઓ સઘલું પોતાને માટે સારૂંજ કરતે, ને ગુનાહથી દુર રેહેતે. કેહેવત છે કે ખોદાના હોકમ વગર એક પાતરૂં પણ હાલતું નથી, ત્યારે ગુનાહની સજા શા માટે થવી જોઇએ? ૩-જો સવાલ એ છે કે શેતાન બેઇમાનને ખોદા આતશની આગમાં ગીરફતાર કરશે એવું ધરમગુરૂઓ સમજાવે છે, પણ તે વીશેબી હું એમ ખોલું માનુ છું કે શેતાન પોતે આતશી છે ત્યારે દોજખની આગ તેનાં ઉપર કેમ અસર કરશે?" આ ત્રણે સવાલોને પેલા મંતકી દરવીશે ધેયાંનમાં લઇને એક પથરો પેલા બેઢંગા શખસનાં માથામાં મારેઓ જેથી તે લોહીથી ગરકાવ થયો ને રડતો પીતતો કાજીની આગલ ફરીયાદ ગયો. કાજીએ પેલા ફકીરને બોલાવી ધમકી આપી સવાલ કરેઓ કે "વગર કશુરે આ માથું ફાડવાનો સબબ શું હતો?" દરવેશે જવાબ દીધો કે "હુંએ જે એને પથરો મારેઓ છે તેનું કારણ એ સમજેઓ નથી, અગર જો સમજેઓ હતેતો એ પથર જેવો બની જતે ને મારા મારેલા પથરથી એને કાંઇ વાગતેબી નહીં ને લોહી પણ નીકલતે નહીં." એ પછી દરવેશે સઘલો ખોલાશો કરીને કહયું કે—

"હવે કાજી સાહેબે એનાં પેહેલા સવાલનાં જવાબમાં એને મારા તરફથી પુછવું કે 'મારા પથરનાં જખમથી તુંને જે દરદ થાએ છે તે કીયાંથી થાએ છે અને તું જે દમ લીએ છે તે કીયાંથી આવેછે?' એનો ખોલાશો જો એ ધણી કેહ તો હું એને ખોદા કીયાંછે તે દેખાડી

આપું. બીજો સવાલ એનો એ છે કે જે કરેછે તે ખોદા કરેછે, ત્યારે મારી ફરીયાદ તમો સાહેબ તરફ શા માટે લાવ્યો છો? મારી પાસે જે પથર મરાવ્યો તે તો ખોદાએ મરાવ્યો તેમાં હુંએ શું કસુર કીધી કે ફરીયાદ થયો છે? ત્રીજો સવાલ એનો એવો છે કે શેતાન બેઇમાનને દોજખની આગમાં નાખવાથી શું અસર થવાની છે, કેમકે શેતાન પોતે આતશી છે માટે આતશ આતશનાં ઉપર અસર કરી શકતો નથી. એના જવાબમાં કહુંછું કે જેઆરે આતશ આતશમાં અશર કરતો નથી ત્યારે મીટી મીટીમાં કેમ અસર કરી શકે? અને જેઆરે મીટી મીટીમાં અશર કરતી નથી ત્યારે મારા મીટીના પથરાએ એના મીટીનાં વજુદને કેવી રીતે દુખ પોહોંચાડયું, કે જેહેનાં દરદ માટે એ મારા ઉપર ફરીયાદ આવ્યો છે? કાજી સાહેબ આ ફરીયાદના ફેસલામાં હું નીરઅપરાધી છું."

દરવેશની મજકુર દલીલોથી કાજીની ખાતર જમાં થાઇ અને કંઇપણ તકરાર ફરીઆદીના તરફથી ચલાવી શકેઓ નહીં.

બેત.

મરદ દાનાથા કે સુણુકર યે જવાબ,
કે જબાંપર વો ન લાયા કુચ ખતાબ.
લેકીન અએ મેહેજુર ઉસકા મુદયા,
ફીઅલ, હકીકત વીબ રંગીન ને કલા.
વો જો એહેમક હે નહી ઇસકો એલાજ,
બો નેકલ સમજાહુતે સમજેગા આજ.

જેમ ઇસા પેગમબરે ફરમાવ્યું છે કે પાક પરવરદેગારની મદદથી એક પલકારામાં હજારો મુરદાંઓને જીવતાં કરી શકું છું તેમજ હજારો આંધલાં માણસોને જોતાં કરૂં છું, પણ એક બેવકુફ માણશને દાનાવ કરી શકતો નથી. એ મતલબ ઉપર શેખસાદીની શીખામણ છે કે—

બેત.

ખરે ઇસા અગર બ મકે રવદ,
ચું બેઆએદ હનોજ ખરબાશદ.

અર્થ—ઇસા પેગમબરનો ધધેડો અગર મકે જઇ આવે તોપણ ધધેડો તે ધધોડોજ હોય છે.

તેમજ બેવકુફને શીખામણ દેવા છતાં તે બેવકુફજ રેહે છે.

# ચોખ્ખો ઈનસાફ!

અધેર નગરીમાં આદમજી નામે એક મીયાં રેહતો હતો જે ઘણો બુઢો, અને હસમુખો હોવાના સબબથી તેને લોકો મશ્કરીમાં બાવા-આદમ કરી કેહેતા હતા. તે નેક અને મીલનસાર હતો. એને એક ફ્તિમા નામે રૂપાળી દીકરી, અને ફ્જ્જુમીયાં નામે દીકરો હતો. તેઓની ભલી મા તેઓને નાહાના મુકી મરણ પાંમી હતી. એ ભાઈ બેહેનોનો જાતી ખવાસ એક બીજાથી તદન ઊલટોજ હતો. ફ્તિમા પોતાનાં માબાપ જેવી ભલી, નેક, સારા સ્વભાવની, અને ભોળી હતી. પણ ફ્જ્જુમીયાં, લુચ્ચાઇ, લફંગાઈ, ફંન, ફરેબ, ફુરૂતાજ, અને ફીતુરમાં પુરો હતો. ટુંકમાં બીચારી ફ્તિમા, ગાયને પેટે ગાય હતી પણ જાલંમ ફ્જ્જુમીયાં ગાયને પેટે ગોધો હતો.

હવે બનાવ એવો બન્યો કે બીચારો બાવા આદમ મરણતોલ આજારી પડયો, જેથી તેણે પોતાનાં બન્ને બચ્ચાંઓને પોતાની પાસે બોલાવી સલાહ સંપજથી રેહેવાને નશીયત કીધી. પછી ફ્જ્જુ-મીયાંને તેની માઠી ચાલ સુધારવાને કેટલીક અસરકારક નશીયતનાં સખુન કહ્યા. અને પોતાની મીલકતમાંથી બરોબર અરધો ભાગ ફ્તિમાને આપવા કહી બાવા આદમ આ ફાની જેહાનમાંથી પોતાનો અસબાબ ઉઠાવી સ્વર્ગવાસી થયો. પણ અફસોસ! જેમ "ભેંસ-નાં દીલપર તાહાડુબી સરખું ને હુનુંબી સરખું." તેમ મરનાર બાવા-આદમની ઉમદા નશીયતથી નિર્લજ ફ્જ્જુમીયાંનાં મનપર કાંઇપણ અસર થઇ નહીં. કેહેવત છે કે:—તાહાડ જાય રૂએ, ને આદત જાએ મુએ,' તેમ કમજાત ફ્જ્જુમીયાંની માઠી ચાલ હજુર નહી સુધરી. બાવાઆદમને મરી ગયાને એક માસ પુરો થતાંજ ફ્જ્જુમીયાંએ પોતાની બેહેન ફ્તિમાને ઘરમાંથી ખરતી કરી તેનો ફાલો હજમ કરી જવાનો વિચાર કીધો. તે એક દહાડો પોતાની બેહેન ફ્તિમા આગલ ગયો અને પોતાનાં બાપની દોલત માંહો માંહે સમજુતી કરી વેહેંચી લેવાની ખાહેશ જણાવી. એ દરખાસ્તને ફ્તિમાએ બાહાલ રાખી, અને બાપની મીલકત સરખે ભાગે વેહેંચી લેવાને કબુલ થઇ. બાવા-આદમની દોલતમાં માત્ર તેઓનું રેહેવાનું ઘર અને થોડાં વાસણ

સિવાય બીજું કાંઇજ ન હતું. ફજ્જુમીયાંએ અવ્વલ પેલાં સંધાં વાંસણ એકઠાં કીધાં અને બોલ્યો :—"દેખ ફતિમા—એ કાળી કાળી ડેગિયાં હય સો મેરી, ઔર એ બાવાજીકા હલવા ખાનેકા ચમચા હય સો તેરા." બિચારી ભોળી ફતિમા આ જબાંદરાજ ફજ્જુમીયાંની ફુરતાજથી ઠગાઇ, અને તેનાં મતલબીયા સખુનો સમજ્યા વગર તેની આ ઉપલી વેહેચણી વગર હરકતે કબુલ કીધી. પણ ફજ્જુમીયાંએ તો ઠગાઇથી તેણીનો તમામ ફાલો હજમ કરી જવાનો વીચાર કીધો હતો, તેથી તે આટલાંથી હજુર ધરાયો નહીં ; પણ તેણીને ઠગી તે ધરનો અરધો ફાલો વટીક હજમ કરી જવાના વિચારથી બોલ્યો કે :—"દેખ ફતિમા દુસરા મેં યે કહેતાહું કે યે ધર હએ સો જમીનસે છપરે તુલીક મેરા ઔર છપરેસે આસમાન તુલીક તેરા' ગરીબ બિચારી ફતિમા ! તે આ ચાપલુસીખોર ફજ્જુનાં સખુનોની ખરી મતલબ કાંઇજ સમજી નહીં, અને વગર વિચારે તેણીએ આ સરત પણ ઉપલીનીજ માફક વગર હરકતે કબુલ રાખી. જેથી ફજ્જુમીયાંએ તરત ઉપલી સરતોનું એક લખત ધડી કાહદયું અને તેપર ફતિમાની સહી લીધી. હવે આ લખત થવા બાદ ફતિમા પોતાને સાસરે ગઇ. તે પોતાનાં સગાનાં છોકરા અલ્લીભાઇ સાથે બચપણથી પરણી હતી. ભોગ જોગે અલ્લીભાઇ પણ પોતાનાં સાળા ફજ્જુમીયાંના જેવો કાવત્રાંમાં પુરો હતો જેથી લોકો તેણે મવલાઅલ્લીને નામે બોલાવતાં હતાં. મવલાઅલ્લીને જોકે અસલથીજ ફજ્જુમીયાં સાથે કચડાતું ચાલતું હતું, તોયપણ તે પોતાની ઓરત ફતિમાને ઘણા હેતથી ચાહતો હતો. ફતિમાએ જ્યારે તેની આગળ પેલાં લખતની વાત કીધી ત્યારે તે ફજ્જુમીયાંની ઠગાઇ પામી ગયો. અને તુરત કાંઇ ઉપાય કરવાનાં વિચારથી તેને ત્યાં ગયો, અને સમજુતીથી અરધો ફાલો આપવાને તેને જણાવ્યું. ફજ્જુમીયાંતો લખતપર મુસ્તાક હતો તેથી કાંઇ સમજ્યો નહીં, જેથી મવલાઅલ્લી તેની ઠગાઇ વિશે કાજીજી પાસે ફરિયાદ ગયો, પણ અંધેર નગરીનો ઇનસાફ અંધેર, તેમાં મવલાઅલ્લીનું કાંઇ વળ્યું નહીં. કાજીજી હલ્લુ રેહી દાઢી હીલવીને બોલ્યા કે :—"જો લખતમે લીખા હય સો સચ્ચા." આ જવાબથી મવલાઅલ્લી વિચારમાં પડયો કે હયાં કાંઇ સુકરવાર થાય નહીં, માટે હવે કાંઇ ઉપાય કરવો જોઇએ પણ જ્યાંસુધી ગોળે મરે ત્યાંસુધી ઝેરે નહીં મારવો. હેવો વિચાર કરી તે પાછો ફજ્જુમીયાં પાસે ગયો

અને તેને સમજાવવા લાગ્યો પણ ફજ્જુમીયાં તો હેવા બેહેલા કે માસ ખાઇને હાડકાંબી નહી છોડે. "લેનાં ઉસકા દેનાં નહી" એ તો ફજ્જુમીયાંનો જાતી ખવાસજ હતો. તેથી તેને નફટ નાકે જવાબ દીધો કેઃ—"જાસ્તી બાત મત કર, લખતમે જો તેરી ઔરતકે ફાલેકા હય સો લે." મવલાઅલ્લીની તરફથી લોકોએ તેને ઘણોબી સમજાવ્યો, પણ ફજ્જુમીયાં તો સમજ્યો નહીં તેથી મવલાઅલ્લીએ વિચાર કીધો કે જેવા સાથે તેવુંજ થવું જોઇએ, કારણ કે "આડે લાકડે આડો વેહે" વગર છુટકો નહીં. એવો વિચાર કરી લાગલો તે પોતાને ઘર ગયો અને ત્યાંથી એક નિસરણી, સુક્કાં લાકડાંનો એક ભારો તથા દિવાસળી લઇને ફજ્જુમીયાંને ઘર ગયો. ફજ્જુમીયાંએ તેને ઘરમાં દાખલ થવા નહીં દીધો, જેથી તે લખતની કબુલાત મુજબ તે ઘરનું છાપરૂં પોતાને સ્વાધીન લેવા અને ત્યાં જઇ રેહેવાને બાહાને બાહારથી નિસરણી મુકી છાપરાંપર ચઢયો અને ત્યાં જઇ રાંધવાને મસે નળિયાંની ચોડ કરી ચુલો બનાવ્યો અને તેમાં પેલાં લાકડાં ગોઠવી દિવાસળી સળગાવી. પેલાં લાકડાં સુક્કાં હોવાથી થોડી વારમાં તેમાં બળાતું થયું, જેથી પેલું ઘર સળગવા માંડયું તેવોજ તે પેલી નિસરણીપરથી નિચે ઉતરી પડયો અને નિસરણી ત્યાંજ રેહેવા દઇ પોતે પોતાને ઘર જઇ બેઠો; પણ "ચોરને પોતલે ધુળ" તેમ હવે પેલા ફજ્જુનું ઠગાઇથી મેલવેલું ઘર તો બળી ભસમ થયું. પંણ ફજ્જુ બનચ્યો હતો. તે ઘરમાંથી બાહાર આવ્યો અને ઘભરાતમાં કાજીને ત્યાં ફરિયાદ કરવા ગયો, કાજીને ત્યાં એક મોતી નામનો કડકનો કુત્રો હતો જેણે ફજ્જુમીયાંને દોડતો જોઇ ભોંસવા માંડયું; પણ ફજ્જુમીયાં તો ઘર સળગવાથી ઘાભરા પડેલા તે મોતીની દરકાર કરયા વગર બુમ બરાડા પાડતા તથા મવલાઅલ્લીને નામની ફોક મુકતા એકદમ કાજીના ઘરમાં ધુસ્યા, તેવોજ મોતીએ તેને ચોર સમજી તેનો પગ કરડયો, જેથી તે ઘભરાટમાં મોતીનાં આંગપર તુટિ પડયો. આથી મોતી વધારે ચીરડાયો અને ફજ્જુમીયાંનાં મોહોડાંપર બચકું ભર્યું તથા તેનું નાક કરડયું. આ બનાવથી ફજ્જુમીયાં ચીરડાઇ ગયો અને બારણા આગળ એક પથ્થર પડેલો હતો તે ઊચકી મોતી તરફ ફેંકયો જે તેનાં પગમાં મજબુત વાગાથી, તે ચિચિયારી પાડતો નાહાંસવા લાગ્યો તેવોજ ફજ્જુમીયાંએ તેને બીજી વખતે પથ્થર માર્યો, જે તેનાં મ્હોડાંપર વાગ્યાથી

તેનાં નાકમાંથી લોહી નિકળવા લાગ્યું જેથી તે નાહાસીને દાદર તળે ભરાયો. પણ ફજ્જુમીયાંનો ક્રોધ હજુર નરમ પડયો ન હતો તે મોતી પાછલ દોડયો અને ત્યાં એક મોટી નેતર પડેલી હતી તે લેઇ જોરથી કુત્રાને મારવા લાગ્યો. કુત્રાએ મોટે મોટે ચિચિયારી પાડી જેથી કાજીજી જાગી ઉઠયા, અને માણસો દોડાવી ફજ્જુમીયાંને પકડી મંગાવ્યો, અને તેને રાતને વખતે આવવાનું તથા કુત્રાને મારવાનું કારણ પુછયું. ફજ્જુમીયાંએ મવલાઅલ્લી વિશે ફરિયાદ કીધી અને તેને સંધી પાંતીએ વાકેફ કીધો.

**કાજીએ** ઇનસાફ કરવાનું સવારપર મુલતવી રાખ્યું, પણ મોતીને તેણે માર્યો હતો તેથી તેને રાતો રાત પરહેજ રખાવ્યો. સવારનાં કાજીજી દરબારમાં ગયા, અને સિપાઇઓએ ફજ્જુમીયાને અને પેલા કુત્રાને લાવી હાજર કીધા. પછી કાજીજીએ મવલા-અલ્લીને બોલાવી મંગાવ્યો અને નિચે મુજબ ઇનસાફનું કામ સુરૂ થયું.

**કાજી**—કયું બે ફજ્જુ તેરી કયા ફરિયાદ હય?

**ફજજુ**—બંદેનવાજ ગઇ રાતકુ એ મવલાઅલ્લીને મેરે ઘરકે છપરેપર આગ લગાઈ ઔર સબ જલા ડાલા.

**મવલા**—નહીં બંદેનવાજ એ ફજ્જુ જુઠ કહેતા હય ઇસકા ઘર કુછ મયને નહીં સલગાયા.

**કાજી**—તબ કીનને સીલગાયા?

**મવલા**—એ તો ઇસકે છપરે કે લકડે ખરાબ થે સો બીન સલગાનેસે સલગ ગએ, સબ ભરમ હો ગએ, ઔર ઉસમે મુજેબી નુકસાન હુવે.

**કાજી**—બીન સલગાનેસે લકડે કયેસા સલગે, ઔર તુંજે કયા નુકસાન હુવે.

**મવલા**—બંદેનવાજ ઉનોને બનાયા હુવા લખતકી શરતસે, છપરેસે આસમાન તુલીક જગાપર મેરે હક થે. ઓ શરતસે મેં આજ રાતકુ મેરે મુકામપર રહેનેકુ ગયા ઔર ઉસપર ચુલા સિલ-ગાયા. ઉસ વખ્ત બીન કહેનેસે ઉસકે ઘરકે લકડે સલગ ગયે ઔર મેરા માલ ઔર નિસરણી જલ ગયે.

**કાજી**—બરાબર હએ. ઇસમે તેરી કુછ તકસીર નહીં; તક-સીર સબ ફજ્જુમીયાંકી હએ.

**ફજજુ**—ઇસમે મેરી કાહેકી તકસીર, તકસીરતો સબ મવલા-અલ્લીકી.

**મવલા**—ઘરકે લકડે ખરાબ રખકે મુજે કયા બદનામ કરતા હએ. તેરે ઘરકી આગસે, મેરા માલ સલગ ગયા ઉસકા તુજે દામ દેનાં ચાહીએ.

**ફજજુ**—મયે કીસવાસ્તે દામ દેઊં? મયેને કુછ તેરા નુકસાંન નહી કીયા?

**કાજી**—અલબત તુજે દામ દેના પડેગા.

**ફજજુ**—કયા? મેરા નુકસાન ઉન્ને કીયા, ઔર મયે ઉસકુ દામ દેઊં?

**કાજી**—તેરે ઘરકે લકડે ખરાબ, ઇસમે મવલાઅલ્લી કયા કરે? કસુર ઊનકી નહીં પર તેરી હએ, ઇસ વાસ્તે ઊનોકુ જો નુકસાંન હુવા ઊસકા તુમ દામ દેઓ.

**ફજજુ**—દામ નહીં પર દાહામ દેનાં જરૂર હએ.

**કાજી**—બસ કર તુજે પૈસા દેના પડેગા.

**ફજજુ**—મયે કાંહાંસે દેઊં? મેરા તો સબ જલ ગયા, ઔર કુછ ન રહયા.

**કાજી**—અગર નુકસાન કે દંડ ભરને નહીં શકતા તો એક બરસ કયેદમે જાઓ, ઔર વાંહાં સખ્ત મજુરી કરકે ઇનોકુ પૈસા દેઓ.

**ફજજુ**—એતો "લેને ગઇ પુત ઔર ખોહ આઇ ખસમ" અયેસી બાત હુઇ!

**કાજી**—સબર! હજુન તો મેરે કુત્તેકા ઔર તેરા ઇનસાફ બાકી હએ. કુત્તેકુ તુને મારા ઊસકી સજા તુજકુ દેનાં જરૂર હએ.

**ફજજુ**—કયા જી, તુમારે કુત્તેને મેરા પાઊં કાટા, નાક કાટા, મુજે લંગડા ઔર નકટા બનાયા, ઔર મુજકુ સજા દેતે હો!

**કાજી**—ઊનને તેરેકુ લંગડા ઔર નકટા બનાયા ઓર તુને ઊનકુ બનાયા. એ તો બરાબરહી હયે, પર પીછેસે તુને ઊંનકુ નેતરસે મારા એ તેરેપર બાકી હએ. ઇસવાસતે જાઓ સિપાહીઓ, એ ફજ્જુમીયાંકુ બાંધકે પચીસ ફટકે લગાઓ, ઔર પીછે બંદીખાનેમે લે જાઓ.

**ફજજુ**—વાહારે કાજી, એ કાંહાંકા ઇનસાફ?

**કાજી**—અંધેર નગરીકા.

ફજજુ—અંધેર નગરીકા ઇનસાફ અંધેર.
ફના હુવા બાવાઆદમકા ઘેરં.
કાટા કાજીકા કુત્તા-ફજ્જુ હુવા નકટા.
ઇનસાફ મંગે તો કયેદમે જાવે.
ફરિયાદ કરે તો બાંધીમાર ખાવે.

---

# ઘણો લોભ એ પાપનુ મુળ.

---

બસરા શેહેરમાં એક ઘણીજ ગરીબ વીધવા પોતાના એકપુરા છોકરા સાથ કંગાળીઅતપણામાં રહેતી હતી. એ વીધવાને ઘર એક દહાડે એક બુજરોગ દરવીશ આવ્યો અને આજારી પડવાથી ત્યાંજ પોતાનું મુકામ કીધું. આ માદગીમાં પેલી ગરીબ ઓરતે તે દરવીશની પુશકળ માવજત અને ખાતરદારી કીધી જેથી પેલો જેવો સારો થયો તેવોજ પોતાની લાયકી જણાવવા અથવા જે મેહેરબાની પોતા ઉપર થઇ હતી તેનો બદલો વાળવા ઘર છોડી જતી વખતે પેલીને કહ્યું કે "ગરીબ ઓરત હું જોવું છું કે કેટલી પંચાતથી તું તારૂં પોતાનું એકલીનુ ગુજરાન કરે છે અને તારા પોતાના છોકરાનો ગુજારો કરવાની તમારામાં મુદલ શકતી નથી માટે એ છોકરાને જો તું મારા હાથમાં આપે તો હું એની બેહદ બરદાસ્ત લેઊં અને ઘણા પ્યારથી ઊધારી તારી મારા ઉપર કીધેલી મેહેરબાનીનો બદલો વાલું." ખુશી સાથ પેલી ઓરતે દરવીશને પોતાનો છોકરો જેનું નામ અબદલા કરી હતું તેને આપવા તઇઆર થઇ તેને લઇ રવાંને થતાં દરવીશે જણાવ્યું કે હું એક મુસાફરીપર એ છોકરા સાથે જાઊં છું માટે ત્યાંથી પાછું આવતાં બે વરશ લાગશે. દરેક દેશમાં મુસાફરી કરતાં અબદલાને ઘણીજ જતનથી ઊધારવાની દરવીશ બનતી તજવીજ કરતો હતો તેને બધી વાતનુ ગ્નાન આપતો અને સારાં કપડાં પેહરાવી ફેરવતો હતો. તેઓ બન્ને પૈસાવાળા માણસોની માફક ઘણાજ દમામમાં રહેવા લાગા અને એક વખત અબદલા આજારી પડયો ત્યારે ભારી સંભાળ લઇ પેલા દરવીશે પોતાનીજ દવાથો સારો કીધો.

આવી પોતા તરફ માયા ભરેલી ચાલ જોઇ અબદલા પેલા દરવીશનો રોજ ઉપકાર માણુતો હતો પણ દરવીશ પાછું કહેતો હતો કે એતા મોહોડેથી બોલવા કરતાં વખત આવે ત્યારે કરી બતાવજે. તેઓ ફરતા ફરતા એક દહાડે એક એકાંત જગા ઉપર આવી લાગ્યા જ્યા ઉભો રાખી દરવીશે અબદલાને કહ્યું કે "મારા બેટા અહીંઆ આપણી મુસાફરી પુરી થઇ. હું હમણા ખોદા પાસે બંદગી કરીને ચાહું છું કે આએ જગા ફાટે અને તેમાં તું દાખલ થાય. એ ખાડામાં કંઇક બેશુમાર દોલત તું જોશે. કેમ એ ખાડામાં ઉતરવાની તારી હીંમત થાય છે?" અબદલાએ હીંમતથી જવાબ દીધો કે બેફીકર રહો હું તમારો કોઇબી હોકમ તોડનાર નથી. એ ઉપરથી દરવીશે આતશ રોશન કરીને તે ઉપર કાંઇ ખુશબો બાળી કંઇ ભણ્યો તેવોજ એક ખાડો નજર પડયો. તેવોજ દરવીશ બોલ્યો કે "ચાલ પ્યારા અબદલા આએ વખત આટલુંજ કામ મારૂં બજાવી તું મને નીમકહલાલ છે એવું બતાવી આપ. એમાં ઉતર પણ હીરા માણેક જોઇ લેવાની લાલચ કરતો ના, પણ ત્યાં એક બારણુ તૂં જોશે તેની આગળ એક લોહોડાનું બાર બતીનું જુમર જોશે તે લઇને આવ. માતર મને તેનુંજ મોટું કામ છે તે લઇ તરત પાછો ફર."

અબદલા જેમ પેલા દરવીશે કહ્યું હતું તેમ કરવા હીંમતથી અને બેફીકરાઇથી અંદર ઊતરયો, પણ અંદર જતાં બેશુમાર સુના અને હીરાના ઢગ જોઇ તે લઇ પોતાનાં ગજવાં ભરવા લાગો અને લોભ કરવાથી પેલા દરવીશની શીખામણ તે ભુલી ગયો તેવુંજ પેલા ખાડાનું મોહોડું મોટા અવાજ સાથ એકાએક બંધ થઇ ગયું. તોબી પેલું જુમર લઇ લેવાની તેને સુધ રહી હતી આવો બનાવ બનીઆથી તે છેક નીરાશ થઇ નહી ગયો તેણે વીચારયું કે પોતાના ભલુ ઇછનાર દરવીશે જેમ કહ્યું હતું તેમ તેણે નહી કીધું તેથી આએ દુઃખ આવી પડયું તેવોજ વાંકો પડી ને ખોદાની બંદગી કરવા લાગો કે તે સાહેબ તેનો છુટકારો કરે તે તરત ઉઠી મો અને ઘણી મેહનતે એક દરવાજો શોધી કાહાડયો. જે વાટે પેલા ગેફામાંથી તે નીકળી સલામત બહાર આવ્યો અને જોય છે તો પેલો દરવીશ દીસીઓ નહીં તેથી પેલું સુનુ તથા હીરા પોતે રાખી અને પેલું જુમર પેલા દરવીશને આપી દઇ તેને છોડી જવાના વીચારથી તે ચાલવા લાગીઓ

જરા ચાલવાબાદ અબદલા એકાએક અજાયબી સાથ જોવા લાગો કે પોતાની માદરનું ઘર જે તેણે ઘણું દુર જાણયું હતું તે આગળજ

આવી ઊભેલું જોયું. તરત તે પોતાની માએને મળીઓ અને બધી વાતથી તેને વાકેફ કીધી. તેની માએ આટલી બધી દોલત મલેલી જોઇ ઘણી ખુશી થઇ ગઇ અને હવે આવતા વખતમાં કેમ રહેવું તેના તરેહવાર ઉપાયો અને વિચારો તે બન્ને કરવા લાગાં, તેવામાં પેલી મલેલી દોલત એકાએક ગુમ થઇ ગઇ અને માતર પેલું જુમરજ રહી ગયું. આવો દેખાવ જોઈ અબદલ્લા પોતાને ઠપકો આપવા લાગો કે આ તેની નાફરમાની અને નીમકહરામીની સજા છે. તે બોલવા લાગો કે જે ચીજ પેલા દરવીશે મને લેવા ના કહી હતી તોબી મેં નાફરમાન થઇ લોભથી લીધી તે અલબત મારા કીસમતમાં નહીં તોબી મેં રાખવા માંગી તેથી જતી રહી, પણ આ જુમર જે હું તે દરવીશનેજ આપવા માંગું છું તેજ રહ્યું. એ ઉપરથી સાફ જણાય છે કે એ તેનુંજ છે અને તેનેજ આપવું જોઇએ. એવું ચાહીને તેણે ફાનસ પોતાના ઓરડામાં મુકયું રાત પડી એટલે પોતાનો દીવો તેમાં વધારીઓ તેવોજ એક દરવીશ એકાએક પેદા થયો અને નજદીક એક કલાક સુધી તે ફાનસની આસપાસ ફરી એક પૈસાનો કડકો નાંખી ગુમ થયો. આવો મામલો જોઇ અબદલા બીજે આખો દહાડો વિચારમાંજ રહયો. અને તે જુમરને બાર બતી હતી તેથી બારો બતી સલગાવવાથી શું પરીણામ નીપજે છે તે જાણવાના લોભથી બારો બતી બીજી રાતે અબદલાએ સલગાવી કે બાર દરવીશો પેદા થયા અને તેઓબી એક કલાક સુધી ફાનસની આસપાસ ફરી એકેકો સીક્કો નાંખી ચાલી ગયા. એ અખતરો રોજ અબદલાએ તપાસ્યો અને રોજ તેમજ થયું પણ ચોવીશ કલાકમાં બે વખત તેઓને તે બોલાવી શકયો નહીં. જે પૈસા બાર દરવીશોથી રોજ મલતા હતા તેમાં અબદલાને તેની માએ સાથે ઘણીજ સારી રીતે મોજ મજાહથી રહેવાને બસ હતા, પણ ઘણા પૈસા ઉરાડી દેવાને અબદલાનું મન થતું તેથી તે એટલાથી ધરાયો નહીં. એ ઉપરથી અબદલાએ વિચાર કીધો કે એ ફાનસ પેલા દરવીસ પાસે લઇ જવું અને તે આપી યાતો પેલી ગુમ થયલી દોલત પાછી માગવી યાતો તે જુમર કે જેનો પેલો દરવીશ આટલો બધો અધીરો હતો તે આપી કંઇ મોટું ઈનામ લેવું. સારાં ભાયગે પેલા દરવીશનું નામ અબદલાને ખબર હતું અને મગરેબી નામના શેહેરમાં તે રહેછે એવીબી તેને યાદ હતી તેથી કરીને પેલું જુમર લઇ ત્યાં જવાને નિકળ્યો. પોતાની માએ પાસથી રજા લઈ તે નિકળ્યો અને રસ્તામાં જે પૈસા

જોઇતા તે પેલાં જુમરની કરામતથીજ તેને દરરોજ રાતનાં મળતા. પેલા શેહેરમાં જેવો અબદલા ગયો તેવોજ પુછપરછ કરવા લાગો કે તે દરવીશ કયાં રહે છે તે બધાંને એટલો જાણીતો હતો કે તરત તેનું ઘર અબદલાને દેખાડવામા આવ્યું દરવાજા આગલ આવતાં જોએ શું કે પચાસ ચોપદારો સુનેરી મુઠની લાકડીઓ લઇ ત્યાં ઊભા છે. આખા ઘરનો બાદશાહી દોર દમામ જોઇ અબદલા તો ધભરાઇજ ગીઓ; તે વિચારમાં ગરક થઇ ગીઓ તેની છાટી દબાઇ ગઇ અને તે ધારવા લાગો કે યાતો હું મારો રસ્તો ચુકયો યાતો મને અનજાણ્યો માણસ સમજી મશકરી કરવા શારૂં આ લોકોએ મને અહીંઆ મોકળ્યો છે. કારણ આ કાંઇ દરવીશનું રેહઠાણ નથી; પણ શાહના જેવો મેહેલ છે. એવા વિચારમાં તે હતો તેવામાં એક માણસ આવી તેને કહેવા લાગો કે "અબદલા તું ભલે આયો મારો શેઠ અબુનાદર ઘણો વખત થયો તારીજ રાહ જોય છે" ત્યારપછી તે તેને દીલચમન બાગમાં લઇ ગયો જ્યાં પેલો દરવીશ બેઠેલો હતો. આસપાસનો ભપકો જોઇ અબદલા ધભરાઇને પગે પડવા જતો હતો તેવોજ પેલા દરવીશે તેને તેમ કરવાને મના કીધો અને પેલું ફાનસ તારે માટેજ હું લાયોચ એવું ખોટું દીલ ગાલી પોતે વખાણ મેલવવા અબદલા માગતો હતો તેનો એવો વિચાર જોઇ તરત તેને અતકાવી દરવીશ બોલ્યો કે "તું નીમકહરામ માણસ છે શું તું મને ઠગવા માગે છે હું તારા બધાં વિચારો જાણું છું. જો તું આ જુમરની ખરીજ કીંમત જાણતે તો તું કદીબી એ મારી આગલ લાવતે નહીં. પણ હઇયાં આવ હું એની ખરી ખુબી તુને દેખાડું" એમ કહી અબુનાદરે બારો બતી સલગાવી. તેવાજ બાર દરવીશો પેદા થયા અને જેવા તેઓ પેલા જુમરના આસપાસ ફરતા હતા તેવાજ તેઓને એક લાકડીથી અબુનાદરે મારતાંજ દરેક જણ હીરા સુનાં અને સીક્કાની અકેકી હાર બની ગયા તે વખતે તે બોલ્યો કે એ કરામતી જુમરનો શું ઊપયોગ છે તે હવે તું જો, પણ એ મેં મારા ખજાનામાં રાખી નવાઇ દાખલ મારા દોસતો અને જેઓ મારી પાસે આવે તેઓને દેખાડવા સારૂં રાખેલું છે લે આ મારાં ભોંએરાની કુંચી ને બધા ઊગાડીને જો કે મારી પાસે એટલી દોલત છે કે ગમે તેવા કનજુસમાં કનજુસ માણસ હોય તેઓબી ધરાઇ જાએ. માટે એ જુમર કાંઇ પૈસા ખાતર હું લેતોજ નથી." બાર ભોંએરામાં અબદલા ફરીઓને દુનીઆમાં નહીં હોય એવો ગંજ જોઇ એટલો ગભરાઇ ગયો કે પોતાને

માટે શું પસંદ કરવું તે પણ તેને સુજ્યું નહીં. આ વખતે પેલું જુમર ખોયું તેથી તેના મગજમાં લોભનો કીડો ચવરવા લાગો. આવી મોટી દોલત જુમર જવાથી તેણે ખોહી તેથી તેને ઘણું લાગું. અબુનાદરે અબદલ્લાની આ નાસીપાસી સારી રીતે જોઇ લીધી પણ જાણે પોતે કંઇજ જાણતો ન હોય તેમ અખાડા કરી ઘણીજ માયાથી ઘણા દહાડા સુધી તેને પોતાના ઘરમાં રાખ્યો અને પોતાનીજ માફક તેની પણ માવજત કરવા ચાકરોને ફરમાવ્યું. એક દહાડો અબુનાદરે કહ્યું કે અબદલ્લા બેલાશક તું તારે ઘર જા પણ પેલું જુમર મેલવી આપવામાં તેં જે મારી સેવા બજાવી છે તે હું ભુલી નથી ગયો માટે કાલે સહવારે એક ઘોડો. એક ગુલામ અને બે ઊંટ હીરા અને સોનાના લાધેલા આપી તુંને રવાના કરૂં છું. એ ઝવાહેર મારા ખજાનામાંથી તું પોતે પસંદ કર. અબદલ્લા આવી દોલતથી ધરાઇ ગયલો લાગો તો ખરો પણ આખી રાત પેલું જુમર અને તેની મારફતે પેદા થતી બેહદ દોલતનો વિચાર તેને ઇઆદ આવીઆ કીધો. તે વિચારવા લાગો કે "આટલો વખત તો તે જુમર મારા હાથમાં હતું જો મારી પાસે તે હોતે નહીં તો અબુનાદર કદી તે મેલવતે નહીં. એ શોધતાં મને કેટલી ધાસતી પડી હતી. તારે એ જુમર એ દરવીશને લેવાનો શું હક છે. કારણ કે સચ્ચાઇથી અને બેવકુફ જેવાએ મેં એને લાવી આપવાની મેહેનત લીધી તેથી શું એ એનો માલેક થાય કે? એના બદલામાં એને મને શું આપ્યું છે? બે કંગાલ ઊંટ જરથી ભરેલાં! જો આ જુમર મારા હાથમાં હોય તો તેથી દશ ઘણું તે આપી શકે. અબુનાદર મને સામબો નીમકહરામ થયો છે. એ ફાનસ આપી દેવામાં હું કેવો બેવકુફ હતો. હવે એ હું લેઊં તો શું અડચણ છે? કોઇબી રીતની હરકત નહી. એ પોતે તવંગર છે અને હું તો મુફલેસ છું." આ બધા વિચારો એવા તો મજબુત પેઠા કે તે જુમર પાછું લેવાનો તેનો પક્કો ઠરાવ થયો. એ મેલવવામાં કસી પંચાતી નહીં હતી. અબુનાદરે તેના ભંડારોની કુચી તેને આપી હતી તેથી ભંડાર ઊંઘાડી પેલું જુમર લઇ પેલા જર જવેહરાતમાં ગુપટ રાખી તે છુપીથી ચોરી લઇ ગયો. તરત ઊતાવલથી અબુનાદરની રજા લઇ તે પોતાના ઊંટની સાથ પાછો ફરીયો. બસોરાથી તે થોડેક દુર આવી લાગ્યો ત્યારે પેલા અબુનાદરે આપેલા ગુલામને વેચી નાંખીઓ, કારણકે તેણે તો તેને આગલી ગરીબાઇમાં જોયો હતો તેથી તેને પોતાની પાસે રાખવા આવી તવંગર

હાલતમાં ચાહ્યું નહીં. તેને વેચી બીજો ખરીદ કરી પોતાને ઘર ગયો અને એટલો તો દોલતના ખીઆલમાં ચકચુર થયો હતો કે પોતાની માદરને બરોબર મલ્યો પણ નહીં. પહેલાં તો એક ઓરડામાં પેલા ઊંટપર લાધેલી દોલત તથા જુમર મુકયું, ઓરડો બંધ કીધો અને અંદર રહી અધીરાઇથી પેલું ફાનસ સલગાવ્યું તરત બાર દરવીશો આવ્યા જેઓને પોતાના બધા જોરથી એકેકો ઠોસો માર્યો પણ ગલચમાં ફસેલા દીવાના અબદલાએ જોયું નહીં કે જારે અબુનાદરે એમ કીધું હતું તારે પેલી લાકડી તેણે પોતાના દાહાવા હાથમાં પકડી હતી. પણ અબદલાએ તો જમણા હાથે લાકડી લગાવી તેવીજ એકેકી મોટી દાંગ દરેક દરવીશ પોતાના દગલામાંથી બહાર કાહડી અને સુનુ થઇ જવાને બદલે પેલા અબદલાને એવો મારયો કે તેની હાલત મરવાતોલ થઇ ગઇ. ત્યારપછી પેલા દરવીશો પેલું જુમર, ઘોડો, ઊંટ, ગુલામ તથા દોલત સરવે લઇ ગુમ થયા.

જ્યારે પ્રમાણીકપણાથી એક મોટી દોલત મલી હતી ત્યારે તે ઉપર સબુરી નહીં પામી વધારે લોભમાં ફસી પાપમાં ગીરફતાર થઇ અબદલાએ બધું ખોહી દીધું. એટલુંજ નહીં પણ પોતાની નીમક-હલાલી અને લાલચના બદલામાં એટલો માર ખાધો કે તંગીથી અને માંદગીથી એક કંગાળમાં કંગાળ હાલતમાં આવી પડીઓ.

---

# એક અરબી કાહાની.

શાનશાહ જમશેદને માટે કહેછે કે તેણે એક દહાડે પોતાના ત્રણ બેટાઓની હજુર ત્રણ સીસાઓ મેલાવ્યા. તે ત્રણ મધેનો એક સોનાનો, બીજો અંબરનો અને ત્રીજો મટોડીનો હતો. આ પછી શાહે પોતાના સરવેથી વડા બેટાને હોકમ કીધો કે જે સીસામાં સરવેથી વધારે કીમત છે એવું તે ધારતો હોય તે સીસો પસંદ કરી લેવો. આ ઉપરથી વડા બેટાએ સોનાનો સીસો પસંદ કીધો જે ઉપર 'શાહાનશાત' કરી લખેલું હતું. સીસો ઊઘાડી જોતાં તેમાં માણસનું લોહી માલમ પડયું. બીજા બેટાએ અંબરનો સીસો પંસદ કીધો તેપર 'કીરતી' કરી લખેલું હતું. તે ઉઘાડતાં તેમાંથી અસલી પંકાયલા લોકોની

લાસની ખાખ મલી. આ પછી ત્રીજાએ મટોડીનો સીસો બાકી રેહયો હતો તે લીધો. તે ઉઘાડતાં ખાલી માલમ પડયો પણ તેના તલીઆમાં તે સીસાના બનાવનારે તે પરવરદેગારનું નામ લખેલું હતું. શાહે પોતાની દરબારને પુછ્યું કે આ ત્રણમાંથી કીઓ સીસો વધારે ભારી છે? જેઓ લોભી હતા તેઓએ જવાબ દીધો કે સોનાનો. કવી-ઓ અને લડવૈયાઓ હતા તે બોલ્યા કે અંબરનો અને જે વીદવાન અને ફીલસુફો હતા તે બોલ્યાકે કાદવનો, કેમકે ખોદાના નામ મધેનો એક અક્ષર તે આખી પ્રથવીના વજન કરતાંબી વધારે છે.

---

# અસંતોસી દરજી.

એક કસબાની અંદર એક બચરવાળ પણ જરા પોતાની મુરખા-ઇથી કંટાલેલો દરજી રેહતો હતો. એક દીવસ દરજી પોતાના ઓટલા ઉપર બેસીને કપડાં સીવ્યા કરે છે. તેવામો સાંમએ એક ઉમરાવનુ ધર હતું. ત્યાં એક હજામે આવી ઉમરાવની હજામત કીધી તેને ઉમરાવે એક રૂપીઓ આપી વદા કરેઓ; એ જોઇ પેલો દરજી મનમાં વીચાર કરવા લાગો કે હું આખો દીવશ આંખ ફોડીને અને કમરનો કાંટો ઉભો રાખી હાતને જરાપણ વીસામો નહી આપતાં દરરોજ મેહેનત કરી સીવી સીવીને થાકું, તોપણ મારાં બચ્ચાનાં પેટ ભરવા જોગા પણ પૈસા કમાતો નથી; અને આ હજામે ફકત એક ઉમરાવનું માથું બોડયું તેટલાં એક ધડીમો એક રૂપીઓ કમાઇ ગયો માટે એ કમાઇ સારી છે. હવે દરજીનો ધંધો મુકીને હું પણ એજ ધંધો કરૂં, કે દરરોજ થોડામાં થોડા ૪ થી ૫ ઉમરાવના માથાં બોડસ તો દરજીનાં ધંધાની કમાઇ કરતાં વીશ ઘણી કમાઇ થશે. હેવું વીચારી બજારમાંથી અસતરા વીગરે માથા બોડવાનો સરવે શાંમાણુ લાવી હજાંમનો ધંધો કરવાનું કામ હાતમે લઇ કાખમો ટોબરી ઘાલી, એક દહાડે સવારનાં પોહોરમો ગામમે માથાં બોડવા નીકલ્યો. સારાં ભાયગે ગામમાં વજીરનું માથું બોડવા વજીરનાં માણુસો એજ હજામને લઇ ગયા, ને કહ્યું કે ભાઇ તું આ ગામમો

નવો હજામ માલમ પડે છે; માટે હમારા આ ગામનો વજીર માથું બોડાવાનો છે તેનુ માથું તું અછી રીતે બોડસે તો વજીર ઘણો દુલો છે તે તને ઓછામાં ઓછા પાંચ રૂપીઆ આપી ખુશી કરી મોકલશે. એ સાંભલી પેલો નવો હજામ તો મનમાં મલકાતો જલદી જલદી ચાલવા લાગો કે રખેને બીજો હજામ જઇ પોંહોચશે તો મારા પેહેલાં મુરતનાં પાંચ રૂપીઆ જતા રેહેશે. વજીરને ત્યાં આવી વજીરનું માથું બોડવા બેઠો. બેચાર પટા માથા ઉપર કાહાડયા કે દરજી લોકો કપડાં સીવતી વખતે શોએ કપડામે નહીં રૂટે ત્યારે પોતાનાં નાંક ઉપર ઘડી ઘડી એકકો ઘસારો સોએનો લીએ, તે આદત પેલા દરજી હજામને રહી ગયલી તેથી પાંચ રૂપીઆના વીચારમાં ને વીચારમાં બેફામથી અસતરો પણ પોતાનાં નાક ઉપર ઘસવા માટે ફેરવ્યો; તેવુંજ પોતાનું નાક કપાઇ ગયું. ત્યારે પેલા દરજી હજામની સુધ ઠેકાણે આવી અને રડતો રડતો બોલવા લાગો કે અરે આ મેં હાતે કરી શું કરયું! કેહેવત છે કે અરધી મુકી આખી લેવા નહીં જવું તે વાજબી છે; હું પણ અરધી મુકી આખી ખાવા આવેઓ તો નાક કપાઇ ગયું. એ જોઇ પેલા વજીરે ખુલાશો પુછતાં સરવે હકીકત પેલા નકતા નવા હજામે કહી તે ઉપરથી વજીર માયાળુ હતો જેથી તેને કેટલાક દીવશ પોતાનુ ગુજરાન ચાલે એટલા પૈસા આપી વીદાય કર્યો.

---

# એક વફાદાર ઓરત.

---

જાપાંન દેશના એક શેહેનશાહે પોતાના એક માનલાયક સરદારને છુપેથી મારી નખાવ્યો, કારણકે એ સરદારની ઓરત ઘણીજ ખુબશુરત હતી, અને જેનાપર તે મોહી પડયો હતો. એ પછે થોડા દીવસ ગયા કે તે શેહેનશાહ તે ઓરત કણે જઇ બોલ્યો કે તેણીએ તેનાં મેહેલમાં આવીને રેહેવું. તે એની મતલબ પામી ગઇ, અને તેણીનું ના પાડવું કાંઈ ખપનું નહીં હતું એમ સમજી તેણીએ કહ્યું, "મુરબીજી—તમોએ મને તમારા મેહલમાં બીરાજવાલાયક ગણી તેથી મારે તો ઓરં ખુશી થવું જોઇએ. એ તમારી મેહેરબાંની હું

કબુલ કરૂં છું. પણ એક બીજી મેહેરબાંનગી તમારી કણે માંગી લઊંછકે મને ત્રીશ દાહાડાની હાલ તુરત મેહેતલ આપવી કે મારા મરનાર ખાવીંદના શોકમાં હું એટલા દીવસ ગુજારૂં, માટે એટલા દીવસ મને માફ કરો; અને એ મુદત પુરી થવા પછે હું મારાં સાસું સસરા અને બીજા ઓલખીતાં પારખીતાંઓને તેની યાદમાં તમારા કીલ્લાનાં એક બુરજપર જમવા તેડું, અને મારા શોકનો ગમ હું ઉતારી તમારા મેહેલમાં આવીને રહું." શેહેનશા ખુશી થયો અને તેણીને તેમ કરવાને રજા આપી ત્યાંથી ચાલી ગયો. ત્રીશ દીવસ પુરા થયા, અને મેજબાંનીનો વખત આવ્યો ત્યારે મોટી ધુમથી જમવાનું કરી સરવેને જમવા તેડી તેમને ખવાડયું. શેહેન-શાહે પોતેબી પુશકલ દારૂ પીધો. એ તકનો લાભ લઇ તે ઓરત તે બરૂજના છેક ઊંચા ભાગ ઉપર ગઇ, અને પોતાનાં વાહાલા ખાવીંદની યાદદાસત ઊપર કોઇબી કલંકનો ડાઘ નહી લગાડવાના હેતુથી તે ભાગપરથી નીચે નખાવી દીધું, અને તેને સ્વરગમાં જઇ મલી.

---

**ખોદા જેવા માંગનારતો પરવડે.**—અમેરીકન પાદરીઓ કાંઇ ધરમી કામ માટે ઊઘરાણું કરવાજતાં લોકોને બોહોંસ કરવાને તેમજ તેઓ સાથે તકરાર કરવાનેબી ચુકતા નથી, એક દીવશે તેવાંજ એક ઉઘરાંનામાં કંઇ રકમ ભરાવા એક પાદરી એક લથ જેવા ખેડુત પાસે ગયો. પણ ખેડુત તો કેહકે હું ભરૂંજ નહીં. "અરે ભાઇ ધરમનાં કામમાં કાંઇતો આપ." પાદરી બોલયો. "આપણેથી કાંઇ બને નહીં," ભઇતો ડોકુ ધધણાવી બોલયો. "કાંય નહીં? શું એ ધરમ તુંને ગમતો નથી?" "નહીં રે, ધરમતો સોજો છે, જાણે બીલોરનાં કાચ જેવો. પણ કંઇ પૈશા આપવાને હું શકતીવાન નથી. "છત છત?" પાદરી બોલયો, "એ તે કાંઇ કારણ હોય?" "મને દેવું ઘણું છે," ખેડુત બોલયો, "તે દેવું પટાવા આગમચ કાંઇ મારાથી ધરમ થાય?" "પણ ઘેલા માણુસ," પાદરી બોલયો, "બીજા કોઇનો હોય તેના કરતાં ખોદાનો તો તું કરજદાર ઘણો છે." "ખરી વાત, પાદરી, પણ ખોદા કાંઇ બીજા માગનારોના જેવા તગાડા કરતો નથીની?" એ દલીલ પાદરીને વાજબી લાગી.

# એક વારસો આપી જનાર કંજુસ.

ફ્રાંનસ દેશનાં ઉતર ભાગમાં એક બુધો છડો શખસ રેહેતો હતો, તેની કણે પુશકલ પૈસો હતો તોબી તે પૈસાનો ઘણો ભુખો હતો! પુશકલ દોલત હોવા છતાં એ બચારાને તે વાપડવાની ગોયા મનાઇ થઇ હતી! છતે દ્રવ્યએ તે કંગાલ હતો, તે કંજુશ હતો; અને દરેકજણ તેને ધીક્કારતા હતા, તે જેબી ચાકર રાખતો તેને પેટ ભરી ખાવાનું તે આપતો નહીં હતો લેકીન તેની સોડે કાંમ એવું તો જબરદસ્ત લેતો કે કોઇજ તેની ચાકરીમાં વરસ કે છ મહીનાં કાહાડતું હતું નહીં. જેબી નવો ચાકર રેહે તેને જીંદેગીના વખતમાં તો નહીં પણ મરતીવેલા પોતાનાં વશીઅતનાંમામાં તેને સાંભરી જવાની કબુલાત તથા વચન આપતો, પણ તે છતાંબી કોઇ તકતું હતું નહીં. બચારાઓને ખાવાનું પુરૂં ન મલે એટલે પછવારેની દોલતની આશા ઉપર કેમ રહેવાએ, એથી સઘલા ચાકરો તેની કણેથી નીકલી ગયા. જેથી ઘરમાંનું સરવેથી નીચ કામબી એ ધનવંત બખીલને કરવું પડયું. વલી તેની શેઠ તરીકેની ચાલ લોકમાં એટલી તો જાહેર હતી કે કોઇ તેને ત્યાં ચાકરી રેહેવા આવેબી નહીં. આવો બારીક વખત આવી પડવાને લીધે તેણે એક તાલ કીધી. તે એક વકીલને ત્યાં જઇ પોતાનું વીલ કરાવી આવ્યો તેમાં એક એવી કલમ નખાવી કે, "હું મારા ચાકરને વારસામાં પંદરશો લીવર અને વેરેકમાનું મારૂં એસ્ટેટ આપી જાઊંચ, પણ એવી સરતે કે તે ચાકરે મારી આંખો બંધ થયા તુલીક મારી ચાકરીમાં રેહેવું."

આ વશીઅતની અશર તે બુધાએ ધારી તેવી થઇ. વકીલને ત્યાંથી એ વાત બાહાર પડી અને શેંકડો જણાં તેને બારણે ચાકરી રેહેવા આવ્યા. એ સઘલાઓમાં એક નોરમન ઉમેદવાર ફતેહમંદ થયો તે અધાર વરસનો હતો; તેને સારૂં માઠું ખાવાની દરકાર હતી નહીં. તેને સુકું પાકું ખાધાનું મલ્યું અને તેથી જીંદેગી અને હાથ પગ ચાલુ રહ્યા, એ તેને મનશે બસ હતું. આવા વીચારનો પોતાને જોઇતો ચાકર મલી જવાથી આ બખીલ દીલમાં ઘણો ખુશી થયો. તેને પોતાના ચાકરીમાં રાખી ઘરમાંનું સરવે કામ તેને

સોંપ્યું. તે બચારાને ઘણી કઠણ તપાસ તલેથી પસાર થવાનું હતું. તપેસરી બાવાએ કેટલીક વખતે અપવાસ કરતાં જે જે દુખો શહણ કરે છે તે દુખો આ બચારાએ ખમેલાં દુખો આગલ કુચ બીસાડમાં હતાં નહીં. અને બધા લોક એમજ માનતા હતા કે એ બચારો વારસો લેવાની ઊમેદમાં ચાકરી રહેલો તે ઊમેદમાંજ મરી જશે, અને જો તેનો શેઠ જીવીઓ તે કરતાં છ મહીના વધારે જીવીઓ હતે તો જરૂર તે બીચારો મરી જતેજ! એના શેઠનો મરવાનો દીવસ એ ચાકરને ખુશબખતીનો દીવસ હતો. પણ બીજેજ દીવસે તેની તમાંમ ઊમેદો ભાગી ભુકો થઇ ગયલી જણાઇ, કારણ કે એ મરનારનાં વારસો નીકલી આવ્યા. તેમને ભાગે જે વારસો આવવાનો હતો તે ઘણો મોટો હતો તોબી તેમનેબી તેમના મરનાર સગાની કંજુસાઇનો પસરાત લાગો હતો, તેથી પંદરશો લીવર અને એક ચોક્કસ એસટેટનો ભાગ આપી દેવાનેબી તેમને અદેખાઇ લાગી. મરનારની ચાકરીમાં પોતાની જીંદેગી ધુલ કરનાર અને ભુખે અધમુવો થઇ જનાર તે બચારા ચાકરે તેમને કાલાવાલા કરી તેને સારૂં અમુક ઠેરાવી આપેલી રકમ અને એસટેટ માગી. અને તેની ચાકરી કરતાં તેને કેવું શંકત ખમવું પડયું હતું તે સઘલું કહ્યું. પણ તેઓ શુમ હતા, તેથી તેનું કશું વલ્યું નહીં. એક વારસે તે વશીઅતનામું જોવા માંગ્યું અને તે વાંચી જોઇ બુમ પાડી તેમાનાં નીચલા શખુનો બોલ્યો "મારી આંખો બંધ થયા તુલીક જે ચાકર મારી ચાકરીમાં રેહે તેને હું આપી જાઊંચ." એ બોલી રહી તેણે મોટી ખુશી અને ફતેહ સાથ જણાવ્યું કે વશીઅતની શરતેથી તેને વારસો મલી શકે નહીં!"

તે ચાકરે ધ્રુજતાં ધ્રુજતાં પુછયું, "કેમ નહીં વારૂં!"

"કાંએ? શું તને ખબર નથી કે મારો કાકો એક આંખે કાંણો હતો તે? ત્યારે તુંએ તેની "આંખો" બંધ થાય ત્યાં તુલીક ચાકરી કયાં કીધીચ?"

એ બીચારો એ સાંભલી પાછો ફરીઓ, અને પોતાના વકીલનું એ બાબે મત પુછયું જેપરથી તેણે ખાત્રી આપી કે તેને તે લખેલો વારસો મલી શકશે. એ પછે પેલાંઓપર ફરીઆદી માંદી, અને ઈનસાફ કરતાઓએ ચુકવ્યું કે એ શખુનો સાધારણ વીચારેજ લખેલા હતા, અને સાંમી બોરડુએથી જે તકરાર લાવવામાં આવી તેવું કાંઇ

તેપરથી નીકલતું હતું નહીં. વલી તેઓએ જણાવ્યું કે પોતાનું છેલ્લું વશીઅત કરતાં આવો દગો કરવાથી વીલ કરનારને પોતાને થોડોજ ફાયદો હતો, અને તે વશીઅતમાં લખેલી રકમ અને મીલકત તેઓએ તે નારમન ચાકરને અપાવી. આથી નારાજી થઇ તેઓએ પારીશની રાજ્ય સભા આગલ અરજી કરી પણ તેઓએબી દરબારનો ચુકાદો બાહાલ રાખ્યો અને તેમનું કશું વલગ્યા દીધું નહીં. એ મુજબ પેલાને તેની સબુરીનો બદલો મલ્યો, અને તેણે દુખ વેઠી કીધેલી ચાકરીનું પોતે ધારવેલું ઇનામ મેલવ્યું.

# બે ગુલામ દોસતોની વફાદારી.

એક ફ્રેનચ અને બીજો સપેનીઅરડ એ બેઉ સખસો કમનસીબે એક વેલા આલજીરીઅશ ખાતે કેદ પકડાઇ ગુલાંમ તરીકે વેચાયા. એકનું નામ રોજર અને બીજાનું નામ એનતોનીઓ હતું. તેમને એક સરખુંજ કામ કરવા સોફવાથી તેઓ વચ્ચે મીત્રાઇ બાઝી, અને દોસતીના સુખના દીલાસા સીવાય તેમને બીજું કોઇ સુખ હતું નહીં. તેઓ એક બીજા સાથ શુખ દુખની વાતો કરતા હતા. પોતાની આ કફોડી હાલત ઉપર રડતા હતા, અને પોતાનાં કુટંબ અને બચ્ચાં છોકરાંને યાદ કરી દલગીરી બતાવતા હતા. અને તેમને પાછા જઇ મલવાથી કેવી ખુશાલી તેમને લાગે તેનો હરખ દેખાડતા હતા. તેઓ એક બીજા સાથે હમણા હોવાથી તેમનાપર પડેલાં હાડેશાનું દુખ તેમને ઝાઝું લાગું નહીં અને એ બેદીનો ભાર મુશતકીમ દીલથી ખમવાને તેઓએ વીચાર કીધો.

તેઓ બેઉ જણા શેલર હતા તોબી તેમને જે કાંમ કરવું પડતું હતું તે એક ઊંચી ટેકડીપર રસતો બાંધવાનું હતું. એક દીવસે કામ કરતાં કરતાં એનતોનીઓ પોતાની કોડારીનાં દાંદા ઉપર બેસી સાંમેના દરીઆવ તરફ નજર કરતો હતો, અને તેને વીચાર આવી જવાથી બોલ્યો, "અરે મારા મીત્ર રોજર આ બોહોલો દરીઆવ જોઇ મારી કાઇબી ઊમેદ ભાગી ભુકો થઇ જાય છે! આપણું બેઉ જણા એ વટાડી કાં નહી શકયે! મને વારંવાર એવું લાગેચ

કે જો આપણ એ વટાડી જઇએ તો મારી બાયડી અને છોકરાં કેહેવી આતુરતા અને હરખ ભરેલાં આંજું સાથ મને ભેટી પડે! અથવા તેમ કરતાં જો મારૂં મોત નીપજે તો કેવા તે કકલી રડે!" એ મુજબ વારંવાર એ બાપડો સપેનીઅરડ દીલનાં ઉભારા પોતાના મીત્ર રોજર આગલ રડતો હતો, અને જ્યારેબી તે એ જગાપર આવી કામ કરતો ત્યારે તેની સ્વભુમીથી છુટો પડનાર એ દરીઆવ તરફ જોઇ નીસાસો મુકી રડતો હતો. એક દીવસે તે પોતાનાં મીત્રને જઇ વલગી પડયો અને ખુશી સાથ જણાવા લાગો કે, "પેલું વાહાણ જો—પેલું વાહાણ જો!" એમ બોલી તેને છેક દુરથી દેખાતું એક નાવ દેખાડયું, અને બોલ્યો, "હવે રોજર આપણા દુખનો અંત આવ્યો છે. ચાલ આપણ બેઉ જણા સંગાથે નાહાસી જઇએ."

"પણ ભલાંમણીશ નાહાસી કેમ તે જવાએ?"

"તે વાહાણ આપણાથી બે માઇલ તો દુર નથી, અને આએ ખડકને મથાલેથી આપણ એ દરીઆવમાં નખાવી દેજીએ અને તરીને તે વાહાણનો આસરો ધરીએ એમ કરતાં ફાવીએ તો ભલે અગર મરણ પામીએતો આ મોટાં શંકટમાંથા છુટીશું!"

એ ઊપરથી તેનાં ફ્રેનચ મીત્રે કહ્યું, "ભાઇ એમ કરી તું તારો છુટકારો મેલવતો હોય તો હું ઘણો ખુશી છું. તું સુખે જા. એનતોનીઓ હું તને મારા સગા ભાઇ કરતાં વધારે પરીતથી ચાહું છું અને તારૂં ભલું થયલું મને પોતાને સુખ આપે એમ હું ખરા જીગરથી ગણું છું, અને મારી જીંદેગીનાં અંત તુલીક તારૂં નામ અને તારી સુરત મારાં દીલમાંથી કદી ખીશનાર નથી. વાસતે તું સુખે જા, પણ એટલુંજ હું તારી કણે માંગી લઊંચ કે મારા ગરીબ પીતાને તું ધુંડી કાહાડજે અને આ ગમ ભરેઆ બનાવથી વાકેફ કરજે અને કેહેજે કે"—

"શું! તું એમ ધારેચ રોજર, કે હું તને બંદીમાં રાખી જતો રેઇશ! એમ જીનહાર બનનાર નથી! મારી જીંદેગી તે તારીજ! તારૂં સુખ તે મારૂંજ! વાસતે છુટી જઇએ તો સાથે અથવા મરણ પાંમીએ તો તેબી એક બીજાની ગોડમાંજ!"

"પણ એનતોનીઓ તને ખબર છે કેનીકે મને બરાબર તરતાં આવડતું નથી."

"તેનો શું મુજાકો છે—મારો કમરબંધ તું ઓસતવાર થઇ ઝાલી રાખજે કે જેથી આપણી દોસ્તીનો સંબંધ મને વધારે ઉલટથી તરવાને જોર બખશશે! અને બેઉ જણા સલાંમત પાર પડશું!"

"એનતોનીઓ એમ ધારવું ફોકત છે એમ કદી બને નહીં! મારેથી તે કમરબંધ છોડી દેવાશે, અથવા તો મારા ભારે આપણુ બેઉ જણાનું મોત આવી જશે. અને મારે લીધે મારા એક જાંની દોસ્તની જીંદેગી જોખમમાં આવી પડશે. એ વીચારજ મને હબકાવે છે, વાસતે તને શોગંદ આપી કહુંચ કે એનતોનીઓ, તું તારો બચાવ કરી લે. હવે એક પલ ખોવી વાજબી નથી; માટે હવે છેલ્લી સલાંમ! છેલ્લી સલાંમ! મને છેલ્લી કોટી કરવા દે!" એમ બોલી તે એનતોનીઓને વલગી પડયો.

એ હાલત જોઇ એનતોનીઓ બોલીઓ, "રોજર તું એક બચાં મીસાલ રડેછ! આએ વેલા આંજુ વરસાવાની નથી, પણ હીમત ધરી કાંમ કરવાની છે. હીમતની વધારે જરૂર છે, વાસ્તે તું ધચુપચુ દીલ માં બતાવ અને એક પલની ખોવારી આપણુને ધાસ્તીમાં લાવી નાખશે. આપણી આશા સેવત તુલીક નહીજેવી થઇ જશે અને આવી તક કદી ફરીથી મલશે નહીં. વાસતે જોઇએ તો મારી સુચણા તું કબુલ કર, નહીં તો કે મારૂં માથું આ પથર સાથે ફોડી મારો પરાણઘાત કરીશ!" એમ બોલી એનતોનીઓ રોજરને ઘસડતો તે તેકડીને મથાલે લઇ ગયો અને ત્યાંથી બેઊ જણે તે દરીઆમાં નખાવી દીધું. રોજરે પોતાની જીંદેગીની આશા મુકી તેથી તેણે એનતોનીઓને વલગી તેની મદદથી તરવાને દરૂસ્ત વીચારયું નહીં. પણ તેનાં મીત્રે તેને બજીદ થઇ પોતાનો કમરબંધ ઝાલવા કહયો. અને તેને તેરવતો તેરવતો મોટો ભાગ કાપી ગયો. તેણે પોતાનાં મીતરપર ઘણી ચોકસાઇ રાખી કે તે તેનો કમરબંધ તેની પોતાની જીંદેગી ખાતર છોડી દે નહીં. ખરેખર એક ભયમાં આવી પડેલાં બચ્ચાં ઉપર જે જતનથી એક માતા નજર રાખી તકેદારી રાખે તેનાં કરતાંબી આ દોસ્તની નજર વધારે આતુર અને દીલ ભરી હતી.

વાહાણુપરનાં લોકો આ બેઊ જણાની આ જોખમ ભરેલી હાલત જોઇ વીશમય થયાં, અને તેમ કરવાનુ શું કારણુ હશે તે વીચાર કરતાં હતાં એટલામાં તેમની નજરે એક નવીજ હીલચાલ પડી.

કેટલાએક આદમીઓને એક નાનું નાવડું ઊતારી તેની મદદથી ત્યાં આવતા તેઓએ જોયા. એમાં ઘણાક શીપાઇઓ હતા તેઓ તે કીનારાની ચોકી કરતા હતા, તેમની નજરે જ્યારે એ બેઉ ગુલામો નાસી જતા જણાયા ત્યારે તેમને પકડવાને તેઓ હોડી મુકી બાહાર પડેયા હતા. એ હીલચાલ રોજરની નજરે પેહેલાં પડી, અને એનતોનીઓને મેહેનત કરતાં ઠાકી ગયલો જોયો તેથી તે બોલ્યો, "મારા પ્યારા એનતોનીઓ; દુસમનો આપણી પુઠ પકડી આવે છે. મારેથી તને ઘણી હરખત થાય છે; વાસતે મને મુકી તું ચાલી જા. હું હયાં મરીસતો પરવાહા નથી." એટલું બોલી તેણે તેનો કમરબંધ છોડી દીધો અને પાંણી અંદર ગરક ગયો.

આ બનાવથી એનતોનીઓને વધારે જુમ છુટી. દોસતીની મોબતે તેને વધારે ઉસકેરીઓ. તેણે લાગલી તેની પુઠે દુબકી મારી, અને ઘણીવાર પાણીમાં રહયો. બેઉ જણાને દુબી ગયલાં જોઇ પેલો પાછલ લાગેલો મછવો ઉભો રહી ગયો. આએ તરફ મદદને સારૂં વાહાણવાલાએ પોતાનો મછવો ઘણાક સેલરો સાથ મોકલી આપ્યો. એનતોનીઓએ તુરત પોતાના મીતરને પકડી રાખ્યો અને ઘણી મેહેનતથી તે મદદે આવતા મછવા તરફ જવા માંડયું. સેલરોને આ બનાવથી ઘણું લાગું તેથી તેઓ બનતી મેહેનત અને ઝહડપથી તેમની મદદે હંકારવા લાગા અને વખતસર આવી તેઓએ બેઊ અધમુવેલા થયલાઓને મછવાપર લઇ લીધા. એનતોનીઓ તદન ઠાકી ગયો હતો તેનાંથી એટલુંજ બોલાયું કે "મારા મીતરને મદદ કરો—મારા મીતરને મદદ કરો!" અને બેભાંન થઇ પડયો. જાણે જીંદેગી તેને છોડીજ ગઇ હોય ની! આએ તરફ રોજર જેનેબી બેશુધ હાલતમાંજ તે મછવાપર લીધો હતો તે જ્યારે શુધીમાં આવ્યો ત્યારે પોતાના રફીકને મરણ પાંમેલો જોઇ બેહદ દલગીર થઇ ગયો અને જારજાર રડી વીલાપ કરવા લાગો; તે એ જીંદેગી વગરની દેખાતી લોથને પકડી બોલયો, "રે એનતોનીઓ! મારા મીતર, મારા ખેરખા બચાવનાર દોશત! મારે લીધે તારૂં મોત આવીયું છે! તુંએ મને ઊગારયો પણ મેં તુંને જાનથી મારયો છે! અરે દોસત, તું મને કાં ન સાંભલતો? એક મીતરની જીંદેગી બચાવતાં શું આવી ફેજે તું પુગે રે ત્યારે તારી પાછલ મારે જીવવું શું ખપતું? જ્યારે તું મારી કણેથી જતો રહયો ત્યારે મારી જીંદેગી મને શું ખપની?" એમ બોલી તે લાગલો

ઉઠયો અને જો તે શલરોએ તેને પકડી લીધો નહીં હતે તો તે દરીઆ-વમાં પડી દુખી મુવો હતે, એથી તે છણકાઇ બોલયો, "આહ! તમે મને કાં નથી જવા દેતા?" પછે તે પાછો તેનાં શરીરપર પડી રડવા લાગો કે, મીત્ર તારી પાછલ હું કદી જીવીશ નહીં! ખોદા ખાતર મારાપર તમે લોક દયા કરો અને મને એની સાથ મરવા દો!

પણ નહીં; પરવરદેગારને તેમની ભલી ચાલ અને નેકીનો દાખલો જાલવી રાખી જગતને દેખાડવો હતો તેથી રોજર કણેથી એનતોનીઓ જેવા મીત્રને તેણે છીનવી લીધો નહીં. એનતોનીઓ-એ અવાચી ખાધી, એ જોતાંજ રોજરની ખુશાલીનો જરાબી પાર રહયો નહીં તે હરખ ભરેલાં દીલથી બોલીઓ "શુકર ખોદાના! એ જીવેછ! એ જીવેછ!" તે ખલાસી અને તેની મદદથી એનતોનીઓ વધારે સારી હાલતમાં આવ્યા ત્યારે તેણે આંખ ઉઘાંડી જોયું અને પોતાનાં મીત્ર રોજરને દેખી તેણે કહયું, "ઓ પરવરદેગાર તારો મોટો આભાર કે તારેથી મારો મીત્ર બચવા પાંમયો! વાહાંણુપરનાં તમામ લોકો તેમની વાત સાંભલી તેમની તરફેન થઇ તેમની દયા ખાવા લાગા. એ વાંહાંણુ મેલાગા જવાંનું હતું તયાં તેમને લઇ જવામાં આવયા. હયાંથી તેઓ સનેહીનાં ગાંઠ સાથ પોત પોતાને ઘર પોતાનાં છોકરાં બચાંને મલવાને છુટા પડયા.

---

**એક આંખે શું વળ્યું?**—એક જઇફ સરદાર જેને પોતાની એક આંખ લડાઇમાં ખોહી દીધી હતી, તે શોભાને માટે એક કાચની આંખ મુકીને ફરતો હતો. એ આંખ દરરાતે સુતી વેલા તેનો એક નોકર એક રકાબીમાં તે કાઢી આપે તે લેઇને ઉંઘી મુકતો હતો. એક દીવસે તે ચાકરને બહાર જવું પડવાથી તે એક બીજા નવા શખસને પોતાને બદલે કામ કરવા મુકી ગયો. રાતના પોતાની આંખ કાઢીને સરદારે જ્યારે તેને આપી, ત્યારે તે નવો નોકર તો જ્યાં ને ત્યાં ઊભોજ રહયો. "કેમ ઊભો બીજું શું જોઇએ છે?" સરદારે પુછયું "તમારી બીજી આંખ; મનેતો એકજ તમે આપી છે." નોકરે જવાબ દીધો.

---

# એક તમાશગીરની તાલમેલ.

એક નાટકની કમપનીનો એક ખેલાડી એક રાતે પોતાના ફાયેદા માટે એક "બેનીફ્રીટ નાઇટ" લેવાનો હતો; અને તે રાતે તમાશગીરોની મોટી સંખ્યા કેમ મેલવવી તેનો વીચાર કરતાં એક ગોઠવણ તેના ધ્યાનમાં આવી. તે મુજબ ઘણાં દહાડા અગાઉથી તેને એક જાહેર ખબર 'બરલીન શેહેરનાં ઘણાં વર્તમાનપત્રોમાં છપાવી કે—" એક ગ્રહસ્થ પોતાના આશરા તલે ઉઘરેલી એક ભત્રીજી, જેણી એક મોટી દોલત રીતમાં લાવવાને સકતીવાન છે, તેણીને લાયક એક જુવાન અને ચંચલ સખશ મેલવવાને ચાહે છે, કે જે જુવાન તેની વેપારી પેહેડીનું કામકાજ ચલાવવાનેબી શકતીવાન હોય. ખાવંદ થવા ચાહનારો સખશ દોલતમંદજ હોવો જોઇએ તેવું કશું નથી. ઉમેદવારોએ નીચલે સરનામે કાગલો મોકલવાં."—એ જાહેર ખબરના જવાબમાં હજારો કાગલોનો ઢગલો આવી પુગો અને તેનો જવાબ દરેક ઉમેદવાર ઉપર પોતાની 'બેનીફીટ-નાઇટ' ને દાહાડેજ પેલાજ ખેલાડીએ એવો મોકલ્યો કે—" તમો બન્ને એકેકને જોઇને પસંદ કરો તે વાત જરૂરની હોવાથી મેં મારી ભત્રીજી સાથે આજે 'કેલનબેક'ની નાટકશાળામાં જવાનો ઠેડાવ રાખ્યો છે, ત્યાંનો નં० ૧ વાલો બાક્સ હમે રીઝરવ કીધો છે, માટે તે બાક્સમાં આવીને તમે હમારી મુલાકાત લેજો. આએ વાત ખાંગી રાખશો એવી હમોને ખાત્રી છે."

જરૂર, તે રાતે આખી નાટકશાળા સેંહેકડો એશકી પોશાકવાલા જવાન તમાશગીરોથી ઉભાઇ ગઇ. સઘલી મોટી કીમતની જગાઓમાંથી તો એકબી ખાલી રહી નહી. સઘલા જવાનો આવતાંને વાર પોતાની નજર તેમજ પોતાની દુરબીનો પેહેલ્લાં નંબરવાલા બોક્સ તરફ ફેંકવા લાગ્યા.

જે આવે તે નં० ૧ વાલો બાક્સ જુવે, પણ છેલ્લી ઘડી સુધી તે ખાલી પડી રહયો. કોઇ કાકોબી નહી આવ્યો, અને ભત્રીજીબી નહી દીશી. બાપડા સઘલા ચાંઇ પડીને ઘેર ગયા; અને ખેલાડીએ પોતાની હીકમતથી મોટો તડાકો મેલવ્યો.

# ભલાઈનો બદલો.

બગદાદ શેહેરનાં ખલીફ મેમનની મેહેરબાંની તળે રહેલો અલી બીન આબાશ નીચલી પોતાપર ગુજરેલી વાત કહી જાય છે.

"એક દીવસે હું સાહાંજે ખલીફ સાથે બેઠો હતો તે વેલા એક મરદને હાથ પાંગ બાંધી લાવવામાં આવ્યો. તેને જોઇ ખલીફે તેનાપર ચોકી રાખવાને મને ફરમાવ્યું. મેં ખલીફને ઘણો ગુશે જોયો અને રખે તેનો ખોફ મારાપર ઉતરવાને કારણ મલે તેથી એ બંદીવાનને મારા ઘરમાં મારા જનાનાની ચોકી તલે રાખવાને મેં દરૂસત જોયું; અને તેને ઘર લઇ જવા પછે વાત કરતાં મેં પુછયું કે "તું કયાં શેહેરનો રેહેવાશી છે?"

"સાહેબ હું દમાશકશ શેહેરનો વતની છું મારૂં ઘર મશીદવાલા ભાગમાં આવેલું છે."

એ પરથી મેં કહ્યું "દમાશકશ શેહેર ઉપર ખોદાની સદા મેહેરબાંની રેહેજો, અને મશીદવાલા ભાગપર તેની સંભાલનો હમેશ હાથ નાખેલો હોજો કારણકે એ જગાપર રેહેનાર એક સખશનો હું મારી જીંદેગી સારૂં આભારી રહેલો છું."

એ સાંભલી એ બંદીવાંન ઘણો અજબ થયો અને તે વાત જાણવાની ખાહેશ બતાવી તેપરથી મેં કહ્યું, "આજ ઘણાં વરસની વાત ઉપર જે વેલા દમાશકશનાં હાકેમને ઉઠાડી મુકવામાં આવ્યો હતો તે વેલા બીજા હાકમ જોડે હું ત્યાં ગયો. પણ તે પદભરશત થયલો હાકમ મોટા બલ સાથ હમારી ઉપર કીનો લેવા ઉતરી પડયો; જેથી મેં મેહેલની એક બારી વાટે જીવ લઇ નખાવી દીધું. અને એક તવંગર આદમીના ઘરમાં આશરો માંગ્યો। તેણે તુરત મને પોતાના ઘરમાં રાખ્યો એટલુંજ નહીં પણ પોતાના જનાનાની સંભાલ તલે લીધો. હયાં મને તેણે એક મહીનો રાખ્યો જ્યાં જરાબી મને અલવાર આવ્યો નહીં. એક મહીનો પુરો થયો કે તે મને એક દીવસે કેહેવા લાગો કે બગદાદ શેહેર એક કાફલો જાએછે તેની જોડે મારે ગમે તો જવું. મારે પોતાને વતન જવાને આવી સારી તક મને બીજી મલવાની નથી એવું ધારી મેં જવાની ખુશી દેખાડી. તે પરથી તેણે મારી મોટી અજાએબી વચ્ચે એક ખાશ ઘોડો મને સવારી

કરવા થકી મંગાવીઓ અને એક ઘધેડા પર ખાધા પીધાની તમામ જણસો લાધી તથા તે કાફલામાં જનારા પોતાના મીતરો સાથ મને ઓલખાવી મારી સંભાલ લેવાને તેમની સોડે વચન લીધું; વળી એટલાંથી ન ધરાંતાં એક મોટી કોઠલી ભરી અશરફી તેણે મારે સવાધીન કીધી. એ પેહેલાં મારે જણાવવું જોઇએ કે તેણે જ્યારે મને બગદાદ શેહેર જવાનો મારો વીચાર પુછ્યો ત્યારે મારી કણે ત્યાં જવાને કાંઇ મદદ કે ઉપાય હતો નહીં તેના વીમાશન અને ચીંતા મેં દેખાડી હતી, તે એ સમજી ગયો હતો. લેકીન તે વેલા તે કશું બોલ્યો હતો નહીં પણ ઉપર મુજબ સઘલા સરનજામ અને પૈસાથી મને તેને હેશાંદમંદ કીધો. વલી મારી ચાકરીમાં હાજર રેહેવાને તેણે મને એક ગોલાંમબી સાથે આપ્યો! એવી મેહેરબાનગી ભરેલી વરતનુક મેં તારા શેહેરમાં મારા તરફ થયલી જોઇ છે પણ હજુર તુલીક એ ભલો આદમી કોણ હતો તે હું પામી શકયો નથી અને તે ઉપકારનો બદલો જ્યારે હું વાલીશ ત્યાંરેજ હું નીરાંતે મારા કીરતારને સુવાધીન થઇશ!"

"સાહેબ એ તમારી ખાહેશ પાર પડેલી સમજો. જે ધણી તરફથી તમોને ઉપલી વરતણુંક મલી છે તે દેખાડનાર તમારી હજુરમાં ઊભેલો બંદો પોતે છે!" એ સાંભલતાંજ હું તો તેને વલગી પડયો અને તેની બેડી એકદમ તોડી નાખી મારી પાસે બેસાડી તેની આવી હાલતનું કારણ પુછયું અને ખલીફનાં ખોપ તળે કેમ આવવા પામ્યો તેનો સબબ માંગ્યો. જેપરથી તેણે જવાબ દીધો કે તેનાં દુશમનોએ તેને વીસે ઊંધુ ચતું કરી ખલીફને ભમાવ્યો હતો અને તેઓ તેને દમાશકશથી લેઇ આવ્યા ત્યારે તેનાંપર એટલો તો જુલમ કીધો કે તેની બાયડી અને છોકરાંને તેને જરા મલવાબી દીધો નહીં પછે તે બોલ્યો "માટે તમારી પાસે એટલુંજ માગી લઊંછ કે આવતી કાલે મારી શલામતીની આશા હું થોડીજ શમજુંચ તેથી મારાં તે છોકરાં બચાંને મારી ઉપલી હાલતથી વાકેફ કરજો!" મારી આંખમાં એ સાંભલી આંજુ આવી ગયાં મેં તેના હાથમાં એક હજાર અશરફીની એક કોથલી મુકી કહ્યું કે એની મદદથી તેણે તુરત પોતાનાં વાહલાં બચાંને જઇ મલવું અને જરાબી વીલંબ લગાડવો નહી. પછે બોલ્યો, "નહી નહી હું તને કદી મરવા દેઇશ નહીં! તારાં બચી જવાથી કદાચ ખલીફ મારૂં દોકુ માંગશે તો શું મુજાકો છે પણ તને હું મરવા દઇશ નહી!"

એ સાંભલી તે કચવાતાં દીલથી બોલ્યો "એ તમો શું કહો છો? શું તમો એમ ધારોચ કે હું તે કબુલ કરીશ? જે જીંદેગીને એક વાર મેં બચાવેલી તેનો હમણાં મારે ખાતર ભોગ થવા દેઉં! હું બેગુનાહ છું એવી ખલીફની જોઇએતો તમે ખાતરી કરો અને એટલું કરશો એજ મને મારાં કામનો બદલો મલેલો હું પુરતો સમજીશ. જો તમે એમ નહીં કરશો તો હું પોતે જઇ મારૂં શર તેની હજુર ધરીશ અને તમારા જાનનો બચાવ કીજે મારૂં દોકું મારા ધરથી ખુશી સાથ છુટું કરવા કહીશ."

તે વેલા મારૂં કસું વલયું નહીં. સહવારના પોહોરમાં હું ખલીફ પાસે ગયો, જ્યારે તે કોઇ ઉપર કીનો લેવાનો હોય ત્યારે લાલ ઝભો પેહેડતો હતો તે પેહેડીને બેઠેલો મેં દીઠો; મને જોતાંને-વાર મને સોંફેલા બંદીવાન વીશે પુછ્યું અને જલાદોને તઇયાર રેહેવાને હોકમ કીધો. હું તેના પગપર પડી બોલ્યો "મુરબીજી સાહેબ તેને વીશે એક અજાએબ તહરાંનો બનાવ બનગે' છે—"

"આહ! જો તે ગુનેહગાર છટકી ગયો હશે તો તેનો જવાબ તાહરે દેવો પડશે! તને હું જીવતો મુકીશ નહીં!"

"પણ મુરબીજી સાહેબ, મને જરા ખુલાશો કરવાની રજા આપશો?" એથી તે વધારે ચીરડાયો, "હું શોગંદ લેઇ કહુંછ કે જો તુંએ તેણે જવા દીધો હશે તો તારૂં સર તદન જુદું કરી દેઇશ!"

"પણ નામદાર સાહેબ તેનુ અને મારૂં શીર તમારા હોકમને તાબેદાર છેજ; પણ મારૂં જરા તમો નાંમદાર પેહેલાં સાંભલો!"

"બોલ શું કેહેવા માંગેછ?"

એ હોકમ મલવાથી મેં અવલથી તે આખર સુધી વાત કહી સંભલાવી અને તેનાં બદલામાં આ વેલા એની જીંદેગી બચાવાની મેં કબુલાત આપી હતી એમ જણાવ્યું. પછી હું બોલ્યો "અને સાહેબ જે અપરાધ એનાપર મુકવામાં આવ્યો છે તેથી એ તદન બેગુનાહ છે, વલી મેં એને જ્યારે નાહાસી જવા કહ્યું ત્યારે એણે મારો જાંન જોખમમાં આવી પડશે કરી તે ધીક્કારથી ના કબુલ કીધું! એવા ભલા દીલ અને જીવનો સખશ એનાપર ચોહોટાડવામાં આવેલો ગુનો કરે એ કેવલ નવાઇ જેવું છે! એ સઘલું તોહોમત એનાં કોઇ દુશમનોએ ઉભું કીધું છે."

એથી તે પીગલયો અને બોલ્યો, "એને માફ કીધો છે; અને તે તારે ખાતર! જા તેને જઇને એ ખુશ ખબર કેહે, અને મારી આગલ તેને તેડી લાવ!" પછી ખલીફે તેને ઓધેદારોનો લેબાશ પેહેડવાનો હોકમ કીધો એટલુંજ નહીં પણ તેનેબી પોતાની ખાશ મેહેરબાંની તલે લેઇ દોલત અને સરપાવથી નવાજી દીધો. દસ ઘોડા, દશ ખચર, અને દશ ઉંટ પોતાના તબેલામાંથી તેને હવાલે કીધાં તથા રસ્તાના ખરચને સારૂ નાણાની કોથલી તેને આપી તથા તેની સાથ સારી વરતણુક ચલાવાને દમાશકશનાં હાકમ પર લખી પણ આપ્યું. એટલું કરી તેણે તેને વાજતે ગાજતે ત્યાંથી રવાના કીધો.

# બાર ભાઇઓ—એક જોડી કાહાડેલી વારતા.

કોઇએક મુલકનો રાજા અને રાણી સંપ અને સુલેહ ભરેલી રીતે રેહેતાં હતાં અને તેઓને પેટે બાર છોકરા હતા. તેરમી વખતે જ્યારે રાણી ગરભવંતી થઇ તારે રાજાને કાંઇક ફાંટો આવ્યો અને તેણે રાણીને આવીને જણાવીયું કે જો આ વખતે તે એક છોકરીનો જનમ આપસે તો તેના બારે છોકરાઓને મારી નાખવામાં આવશે અને તે છોકરી મા બાપની સરવે દોલત તથા અસકે-આમતની વારેસ થશે અને સઘલું રાજપાટ તેનેજ મલશે.

પોતાના વીચારને અમલમાં લાવવાને માટે ખાનગી રીતે બાર મુરદાંની પેટીઓ તથા કફન તઇઆર કરાવી એક ઓરડામાં મુકી તેની કુંચી રાણીને હવાલે કીધી અને રોજ દીસ ઉગતાં તેણીને તે ઇઆદ આપતો હતો. આ બનાવથી રાણી એટલીતો બેચેન થાઇ ગઇ કે રાત દીન તેણીને ખાવું પીવું કાંઇ ભાવે નહીં અને છુપાં આંસુ જેરવીઆ કરે. તેણીનો નાનો છોકરો જેને માનો ઘણોજ પરોસ હતો તે પોતાની માને આવી રીતે રોજ ગમખાર જોતો તેથી એક દીવસે બજીદ થઇ તેણીનાં ગમનું કારણ જાણુવા માંગીયું. જારે નાનો છોકરો ઘણોજ બજીદ થએઓ તારે માએ ઉઠી જઇ પેલા ઓરડા તરફ તેને લઇ ગઇ અને તેની

કમાડ ઉઘાડી પેલાં બારે કફન તથા પેટી દેખાડી ખોલાશો કીધો અને કહ્યું દીકરા તારા બાપે આવો પક્કો ઠરાવ કીધો છે અને એ વીશે કાંઇબી અને કોઇ આગળ બોલવા મને મના કીધી છે તેથી એ વાત બાહાર કાહાડતો માં એમ કહી તે રડી પડી. નાના છોકરાને આ દેખાવથી અતીઘણું લાગું તોએપણ પોતાની માને રોતી જોઇ તે હીંમત ધરી બોલીઓ; "વાહાલી મા તું સાને સારૂ રોયછે, જો એમજ છે અને હમારો બાપ સમજતો નથી અને હવે જણવાના દીવસ નજદીક આવી લાગા છે તો હમે બધા ભાઇઓ અહીઆંથી કુચ કરી જઇશું અને જંગલવાસી થઇ ફરીશુ; હમારી તુંએ જરા ફીકર કરવી નહીં કેમકે હમો દરએક તારી મેહેનત અને ઉલતથી જુદા જુદા હુંનરનાં ધણી થએલા છઇએ અને હમો બીજા તવંગર અને ઉમરાવોનાં લાડકવાયા છોકરાઓની માફક પઇસા જવાથી રખડી મરનાર નથી કેમકે હમો હુનરવાંન છઇએ."

એ ઉપરથી રાણીએ હીંમત ધરી સરવે છોકરાઓને છુપી રીતે રૂખસત લેવાને ફરમાવીયું અને તેવોને જણાવીયું કે તમોએ જંગલમાં કોઇ ઉંચામાં ઉંચા દરખત ઉપર જઇ આપણા મેહેલના મીનારા તરફ દરરોજ નેગાહ કરવી કેમકે જો હું છોકરાનો જનમ આપીશ તો તેની ખુશાલીમાં એક સફેદ વાવટો ઊડારીસ જે જોઇ તમો પાછા ઘર આવજો અને જો છોકરીનો જનમ આપીશ તો લાલ વાવટો ઊડારીશ જે જોઇ નાચારીએ અને તમારી માની મરજી ઉપરાંત બાહેરજ ફરજો અને ખોદા જાંહાં આપણને પાછાં મેલવે તાંહાં આપણ મલીશુ. એમ કહી બધા છોકરાઓને ભેટી દુવા દેઇ ખાનગી રીતે રખસુદ કીધા.

જંગલમાં થોડેએક દુર જઇ તેઓએ વાસો કીધો અને એક ઉંચા દરખત ઉપર નાનો છોકરો જે એવી કસરતમાં સરવેથી ચપલ હતો તે ચહડી દીનરોજ વાવટો જોતો હતો પણ કેટલાએક દીવસ સુધી તેની કાંઇજ નીશાન જણાઇ નહીં. એક દીવસે સવારના મેહેલના મીનારા ઊપર લાલ વાવટો ઊડતો તેણે દીઠો અને તે ખબર નીચે આવી પોતાના બધા ભાઇઓને કહી જે ઉપરથી તેઓ એકજ અવાજે બોલીઆ કે શું એક છોકરીને ખાતર આપણો જાન જાએ અને આપણ જંગલવાસી થઇ ફરીએ એ કેવું દુખ? તેથી તેઓએ ઠરાવ કીધો કે જેબી કુંવારી છોકરી તેવોને મલે તેને બેજાન કરવી

અને તેનાં લોહીથી પોતાનું વીખ વાલવું. આવી રીતે પક્કો બંદો-બસ્ત કરી તેઓએ રાજાની ધાસ્તીથી આગલ કુચ કરવા માંડી અને કેટલાએક માઇલની રાત દીસની મંજલ પછે તેઓ એક જગામાં આવી લાગા જાંહાં એક ખાલી જુપડી હતી તાંહાં તેઓએ વાશો કીધો અને તાંહાંજ રેહેવાને ઠેરવીયું.

નાના ભાઇને ઘર બારનું તથા રાંધવા સીધવાનુ કામ સોંપી તેઓ દરએક પોતાની ચાલાકી મુજબ શેકાર મારવા તથા પોતાનો તરેહવાર હુનર અજમાવવા રોજ બાહેર જતા હતા અને રાતરે આવી બધા ભેગા થઇ સંપથી ખાતા. એ રીતે દશ વરસ ગુજરી ગયાં અને તેવોની બેહેન વયે પુગી સમજવા લાગી. એક દીવશે રાજાનાં ઘરમાં પુરાનાં તથા બીજાં કપરાંઓ ધોઇ ચોકમાં સુકવા મુકેલાં હતાં; તેમાં એક ઓરાનની ઉપર બાર નાહનાં મોહટા દગલા ટાંગેલા જોઇ પેલી છોકરીએ પોતાની માએને પુછીયું કે "મા આ દગલા મારા બાપના તો ન હોય તારે એ કોણ આપણા ઘરમાં પેહેરતું હતું." એ સાંભલી રાણીનું હઇયું ભરાઇ આવ્યું અને તેણીની આંખમાંથી આંસું ટપકવા લાગાં. તે જોઇ છોકરીએ માને વલગી દીલાસો દઇ દલગીરીનું કારણ પુછીયુ. માએ પેહેલાંની માફક તે છોકરીને પેલા ઓરડા ભણી લેઇ જઇ કમાડ ઉઘાડી અંદરનો દેખાવ નજરે પાડી સરવે ખોલાશો કીધો, તે સાંભલી આ નાની છોકરીની આંખોમાંથી બેસુમાર આંસુ વેહેવા લાગાં અને પોતાના ભાઇઓની શોધમાં એક દીવસે પેલા બાર દગલા લઇ નીકલી પડી.

રાજાના છોકરાઓ ગુમ થવાથી તથા એક પુરી છોકરીનાં જતાં રહેવાથી રાજા નીરાસ થઇ ગયો અને પોતાનો આગલો ઠેરાવ ફેરવીઓ; પણ એક વાર ખોવાએલા છોકરા પાછા કોણ લાવી આપે?

આ નાની છોકરી રૂપાલી અને પરીચેહેરેની હતી અને ખવાસે નરમ અને મોટા દીલગુરના વાલી હતી. તે બાલપણથી પોતાના કપાલ ઉપર સોનેરી ફુલકીનો તોરો મુકતી હતી જેથી તેની ખુબસુરતી-માં એટલોતો ઊમેરો થતો હતો કે તેને જોઇ કોઇ ગંભીરમાં ગંભીર નીમાજીના મોહ ઉપર પણ ખુશાલી અને ચાહનો દેખાવ નજરે પડે. આ છોકરી જંગલમાં કુચ કરતી પોતાનાં ભાઇઓની શોધમાં આગલ ચાલી અને મુસાફરીની જે સરવે મુશીબત તે ધીરજથી ખમતી હતી અને પોતાના પેદા કરનારને દર સવાર સાંજ સુકાં જંગલની વચ્ચે

પણ ગુઢણુ બંડીએ'પડી ઇઆદ કરતી અને તેની હજુર બંદેગી ગુજારતી.

ઘણીએક મુસીબત ખમતે આખે રસતે પોતાના ભાઇઓના જંગલ ભણી આવી લાગી અને દુર એક જુહપડી જોઇ થાક લેવાને તે તરફ ચાલી આવી. આ જુહપડીમાં પેલો નાનો ભાઇ પોતાનો કારોબાર કરતો હતો અને બીજા અગીઆર ભાઇઓ જંગલમાં ભટકતા હતા. નાનો ભાઇ આ પરીચેહેરેની છોકરીને જોતાંજ હસીઓ અને તેના દીલમાં ખુદરતીજ ખુસી ઉતપન થઇ. તે બોલીઓ "ઓ પરીચેહેરેની નેકજાદ છોકરી તું જંગલમાં કાંહાં ભટકવા નીકલી છે અને તેનો શું સબબ છે તે તું મને જણાવશે?" પેલી છોકરીએ પોતાના હાથમાંની ગાંસડી છોડી પેલા બાર દગલા બતલાવીઆ અને બોલીકે હું એક રાજાની દીકરી છું અને મારા બાર ભાઇઓની શોધમાં નીકલીછું અને તેવોનો પટો લાગે ત્યાંહાં સુધી આસમાંન અને પાતાલ ધુંધી વલસ. નાના ભાઇએ પારખી લીધું કે તે તેની બેહેન છે અને તુરત પોતાનો હાથ લંબાવી પોતાની બેહેનને પેઆરથી ભેટીઓ અને સરવે કેફીઅતથી તેણીને વાકેફ કીધી. એટલામાં પોતાનો તથા બીજા ભાઇઓનો ઠેરાવ તેને ઇઆદ આવીઓ તેથી તેણીને તે વાત સમજાવી એક ખુણામાં સંતાઇ રેહેવાને કહ્યું. એ ઉપરથી બેહેન બોલીકે "કાંઇ ફીકર નહીં ભાઇ જો મને મારી નાખશો તો ઓર બેહેતર થશે કેમકે તેથી તમારો છુટકારો થશે અને આપણી દલગીરી અને જુરાપામાં પડેલી મા તમોને જોઇ ખુશી થશે." નાના ભાઇએ કહયું કે "નાં બેહેન હું તેમ થવા દેનાર નથી અને મારી સલાહ મુજબ તું આ ખુનામાં ભરાઇ બેસ" એમ કહી તેણીને સંતાડી.

રાબેતા મુજબ બધા ભાઇઓ રાતના ઘર આવીઆ અને નાના ભાઇને ખબર અંતર પુછવા લાગા. તેને કહીઉ કે મારી પાસે કાંઇ નવાઇ સરખી ખબર છે પણ તે કેહેવા આગમજ તમો બધા ભાઇઓ પાસેથી મારે એક વચન લેવો છે જે મલેથી હું તે ખબર તમોને કહીશ. એ વચન મારે એવો લેવો છે કે આપણુને જે કોઇબી કુંવારી કનીઆ અથવા છોકરી પેહેલ વેહેલી મલે તેને આપણા ઠરાવ મુજબ મારી નાખવી નહીં પણ જીવતદાન દેવું.

આ નવી ખબર જાણવાની ખાહેસથી તેઓએ કોલ આપયો કે કોઇબી કનીઆને હમારે મારવી નહી અને આગલો ઠેરાવ રદ કીધો.

આ કોલ લઇ નાનો ભાઇ ખુશી થતો ઉઠીયો અને પેલા ખુનાંમાંથી પોતાની બેહેનનો હાથ પકડી ખેંચી લાવ્યો અને બધા ભાઇઓને બેહેન સાથે મેલવી તેની મુસીબત ભરેલી મુસાફરીની ટુકમાં હકીકત જણાવી. એથી તેઓ વચે ઓર પીયારનો આતશ વધારે સલગીઓ અને એક મેક ઉપર વધારે ચાહા અને પરીતી દેખાડવાં લાગાં. આ બેહેન હવે નાના ભાઇને ઘર કારોબારમાં મોહોટી મદદ આપવા લાગી અને તેઓ સરવેનાં સુખને સર જોઇતું તે કરતી.

એક દીવસે સારાં પકવાન બનાવી મોજ કરવાનો તેઓએ ઠરાવ કીધો અને તે પરમાણેની સરવે તઇઆરી આ પરીગેહેરેની બેહને કરી રાખી અને તેવોની મોજમાં તેણીએ કાંઇજ બાકાત રાખ્યું નહીં. ખાઇ રેહેવા પછી તેણીએ પોતાની જુપડી આગલ જે વારી હતી તેનાં એક ઝાડ ઊપર બાર ગુલાબના ફુલ થયાં હતાં તેમાંથા એક એકું પોતાના ભાઇઓને આપવા તોડીઊં અને તે તોડવાથી બારે ભાઇઓ કાગડા બની ગીઆ અને જંગલમાં ઊડી ગયા. જુહપડી મલે નહીં થઇ ગઇ અને શાહજાદી એકલી ઊભી થઇ રહી અને ધભરાવા લાગી. એટલામાં પછવાડેથી એક બુધી ઓરત આવી બોલી "અરે છોકરી તેં આ શું કીધું; તેં જે બાર ફુલ તોડીઆં તે તો તારા ભાઇઓજ હતા અને હવે તેઓની સુરત બદલાઇ અને કાગડા બની ઊડી ગયા!" શાહાજાદી આંખમાંથી આંસુનો વરસાદ વરસાવતી બોલી "શું તારે તેવોને પાછા અસલી સુરતમાં લાવવાને બાકી કાંઇજ ઇલાજ નથી રહેઓ?" બુધી ઓરત બોલી "છોકરી તેવોને પાછા લાવવાને આખી દુનીઆમાં હવે એકજ ઊપાય રહેઓ છે અને તે ઊપાએ તારેથી બનવો મુશકેલ છે; કેમકે તેમ કરવાને તને આજથી બરાબર સાત વરસ લગે મુગું મંતર થઇ રેહેવું જોઇએ અને એક શબદ વટીક કાહારવો નહીં અને જરાએ હસવું પણ નહીં, અને જો તેવી બાધા રાખીઆ બાદ સાત વરસમાં એક કલાક અથવા મીનીટબી ઓછી હશે અને તું કાંઇ બોલશે અથવા હસસે તો તારી બાધા અકારત જશે અને તારા બધા ભાઇઓ મરણ પાંમશે."

આ સાંભલી શાહાજાદીને જરાબી ધીરજ આવી અને મનમાં બોલીકે શકતી ખેંચવાનું મારા હાથમાં છે અને જેબી મારી ઉપર એ અરશામાં પડશે તે મુગે મોહડે ખમી માહરા ભાઇઓનો છુટક કરીશ તાંહા સુધી હું જપ લેનાર નથી. આવો પક્કો થરાવ કરી જંગલમાં ઝાહાડ ઉપર ચહડી બેસતી અને સવારના ઊતરી પોતાના ગુજારા જેટલું ચુટી લાવી ખાઇ નીરાંત રેહેતી.

થોડુંએક પછી એક ગામનો રાજા શેકાર કરતો તે જંગલમાં આવી લાગો અને તેનાં કુતરાંની નજર પેલાં ઝાહાડ ઊપર પડી તેથી તે ભોંસવા લાગું અને રાજા કાંઇ નાનો શેકાર સમજી તાંહાં આવી લાગો અને જોયછે તો એક પરીચેહેરેની છોકરી જેના કપાલ ઊપર સુનેરી ફુલકીનો એક તારો જહલકતો હતો તે બેઠેલી હતી. રાજા તેની ઉપર પરશન થાયો અને પોતે કુંવારો હોવાથી તેણીની સાથે પરણવા-ની માંગણી કીધી. તેણીએ ડોકી હીલવી હા કહી તેથી રાજાએ તેણીને નીચે ઉતારી ઘોડા ઉપર બેસાડી પોતાનાં ગામમાં લેઇ ચાલેઓ. થોડાએક દીવસ પછી તેણીની સાથે લગન કીધાં અને કેટલાંએક વરસ બોલવા ચાલવા વગર ઇસારતથી તેવો રહેઆં અને સુખમાં દાહાડા કાહાડવા લાગાં, રાજાની માંનો આ છોકરી ઊપર ખોટો કરોધ બેહો તેથી તે દરરોજ નવી નવી ફરીઆદ તેની સાંબે કરવા લાગી અને કેહેતી કે તે કોઇ મુફલેશ અને ફકીરની છોકરી હોશે અને જાંહાં છે તાંહાં તે ખરાબ કરતુકની છે તેથી તે બોલતી નથી મુગી થઇ ઘોંગ કરે છે. જો તે ખરેજ મુંગી હોએતો શું એક-વાર હસેબી નહીં ? પણ તેનાં બુરાં કરતુક તેને અંદરથી ચાવતાં હશે તેથી તે એવી રીતે રહે છે.

આવી નીંદા દીનરોજ સાંભલતાં રાજા કંટાલવા લાગો અને રફ્તે રફ્તે તેનું દીલ શાહજાદી ઊપરથી ઉઠતું ગયું અને તેનાં મનમાં તરેહવાર વેહેમ આવવા લાગા. એક દીવસે રાજાની માએ તેણીને વાસતે ઘણીજ નઠારી વાત જોડી કાહાડી રાજાને કહી અને તેથી તેણે કંટાલી તેણીને મારી નાખવાનો હોકમ આપીઓ.

બીજે દીવસે તેણીને બાલી મારવાને વાસ્તે ચોકમાં એક આતશની ચેહે સલગાવી અને તાંહાં તેને બાલવાને લાવીઆ. બલ-તાંની નજદીક તેણીને ઊભી કીધી અને તેનાં કપરાંને હજુર આતશની ઝાર લાગે તેજ પલે તેણીની બાધાના સાત વરસ પુરાં થયાં અને

હવાની અંદર પાંખ ફફરાવી ધોંધાટ કરતા બાર કાગડાઓ આવી લાગા અને જમીન પર પગ મુકતાંજ તેવોએ પોતાની અસલી સીકલ ધારણ કીધી અને નાનો ભાઇ જે આગલ હતો તેણે પોતાની બેહેનને જલદીથી ખેંચી કાહાડી તેનાં કપરાંની નીચેની ચાર બુજાવી નાખી તેવો સઘળા તેને પેઆરથી ભેટીઆ. શાહાજાદીની બાધા પુરી થવાથી તેણીએ પોતાના ધણીની આગલ સરવે ખોલાશો કીધો અને તેણીની આવી દીલસોજી અને દુખ ખમવાની તારીફલાએક સબુરી અને ધીરજ જોઇને રાજા અતીઅંત મોહી પડીઓ અને તે દહાડા પછે તેવોનો સંસાર ઘણોજ સુખ અને ચેનમાં ચાલવા લાગો.

બારે ભાઇઓ તથા પેલી બેહેન પોતાના માત પીતાને જઇ મલીઆં અને માએનાં બુઢાપામાં બારે ભાઇઓએ તથા છોકરીએ તેણીની ઘટતી માવજત અને તરદુદ કીધી જેથી તેઓ સરવે સુખી થઆં.



**સરસ કોણ?**—એક સાંકડી ગલીમાં માત્ર એકજ ગાડી પસાર થઇ શકે તેવું હતું તેવામાં એક મોબેદ પોતાની ગાલ્લીમાં બેસીને તેમાં એક નાકે દાખલ થયો, અને એક પારસી ગાડીવાલો પોતાની ગાડી બીજે નાકેથી લેઇને આવ્યો. બેઉ ગલીની વચોવચમા મલયા એટલે હુજત શરૂ થઇ. 'બાદશાહ' કેહેકે હું મારી ગાલ્લી નહીં ફેરવું, ને ગાડીવાલો પારશી જે "સુલેહના અમલદારો" ના વર્ગનો હતો તે તો પોતાનેજ બેચાર મમા ચચાની ચોપરીને બોલ્યો કે કોણ એવો તેવો હંઇથી પાછો હટેચ. કલાકેક એવી હોંસાતોસીમાં નીકલી ગયો ને ભાડેની ગાડીવાલો પારસીતો પોતાની કમાણી જાય તે માટે ખાંઉ કરડું જેવો બની રહયો. આખરે તેને એક છેલ્લો ઇલાજ તે મોબેદને હઠાવાનો અજમાવ્યો; અને પોતાની ગાડી તલેથી દોઢ વરસનું જુનું એક ચોપાણીયું કાધીને તેને વાંચવા માંડયું. પણ 'બાદશાહ' તો ઘી ગોળનો મલીદો ને પોરી ખાઇને નીકલેલા એટલે તેવનના પેટેતો તાહડક તેથી તેવને ધીરેથી કહ્યું કે—"ભાઇ, તું એ શોપાણીયું જરા વાંચી રેહીને મને આપજે કે હું બી જરા નીરાંતે બેશીને એ વાંચુ" એ સાંભલી પારશીએ મુગે મોહડે પોતાની ગાડી પાછી હટાડી.



# એક દાદખાં ચીનાઈ શેહેનશાહ.

કામકી નામનો ચીનનો એક પાદશાહા, એક વેલા શેકારગા જતો હતો તેવામાં રસતે એક બુધો મરદ રડતો તેને મલયો, તેને જોતાંજ તેનું દીલ પીગલયું તેથી તેને રડવાનું કારણ પુછવા લાગો તે બુધાએ જવાબ દીધો, "અફસોસ સાહેબ—હું તમોને મારાં દુખનું કારણ કહું તો ખરો પણ તેનો ઉપાય તમારેથીબી થાય એમ મને દીશતું નથી."

એ સાંભલી પાદશાહે જવાબ દીધો, "પણ મારા ભલા દોસત મને કેહે, હું કદાચ કાંમ તો લાગીશ." એપરથી તે બુધાએ પોતાની ફરીઆદ જાહેર કીધી કે પાહાદશાહની એક શેકારખાની જગાપર નેમેલો હાકેમ તેની મીલકત અને ઘર જોર જુલમથી લઇ મુકી તેને આએ દુનીઆમાં બેબદામનો કરી દીધો છે, એટલુંજ નહીં પણ તેનો એક છોકરો જે તેના બુધાપાનાં વખતમાં રલીને તેનું ગુજરાન ચલાવતો હતો તેને પણ જોર જુલમથી પકડીને પોતાના ગોલાંમ તરીકે તેની કણેથી ખુચી લીધો છે, અને તેને તદન લાઇલાજ બનાવી દીધો છે; પાહાદશાહાને એ સાંભલવાથી ઘણુંજ લાગું, અને પોતાનાં એક ચાકરને પોતાની રઇયત ઉપર તેને પોતાને નામે જુલમ ચલાવનો જોઇ તેને એકદમ શીક્ષા કરવાને તેણે વીચાર કીધો. તેપરથી તેણે એ બુધાને પોતાની સાથ તેડયો. એ બુધાને ખબર નહીં કે જેની આગલ તેણે ફરીઆદ કીધી, તે પાહાદશાહા પોતે હતો, તેથી કાલાવાલા કરી તે હાકેમ તેનાંપર વધારે રૂઠશે તેની બીહીકને લીધે એ વાત માંડી વાલવાને કેવા લાગો, પણ જ્યારે પેલાએ ઘણીજ બજીદ થઇને બોહોશ કીધી ત્યારે તેણે બાહાનું કાહાડયું કે તેનાંથી તેનાં ઘોડા બરાબર ચલાશે નહીં, તેપરથી એ દયાલુ પાદશાહે જણાવ્યું કે "એ બુજરગ મરદ તને મારા કરતાં વરસ વીશેશ છે, અને જવાનીનું લોહી મારામાં હજુર તાજું છે માટે મારા ઘોડાપર તું સવારી કર ને મને તાહારી પુઠે દોડવા દે!"

પણ એ વાત તે બુધા મરદથી કબુલ થઇ શકી નહીં, અને અંતે તેઓ બેઉ જણા તે ઘોડાપર બેસી પેલા હાકેમનાં મેહેલ તરફ ચાલયા; તેને ત્યાં આવતાંજ એણે તેને બોલાવ્યો. હાકેમ આવતાને વારજ તેની છાતીપર પાદશાહી નીશાન જોઇ તદન અજાએબ થઇ ગયો.

એટલામાં તો પાછલ જે સવારો અને પોતાના દરબારીઓને પાહાદશાહ મુકી આવ્યો હતો તે સઘલાં ત્યાં આવી પુગાં. એઓમાં સઘલા મોટા ઉમરાવો હતા, તેઓને સઘલાને ભેગા થવા દેઇ એ દાદખાં પાહાદ-શાહે પેલા હાકેમની સહજર ઝાટકણી કાહાડી અને તેની આ ખુધા મરદ તરફની ચાલ વીશે ઘણોજ ઠપકો આપ્યો તથા તેની જે જે જગા અને મીલકત જપત કરી હતી તે અને તેના છોકરાને જે ગોલામ બનાવ્યો હતો તેને પાછો અપાવ્યો, એટલુંજ નહીં પણ તુરત તેનું માથું કપાવી નાખ્યું, અને તેની ખાલી પડેલી જગાપર એ ખુધાને તેનાં છોકરા સાથ હાકેમ નેમ્યો અને એટલીજ શીખામણ દીધી કે તેઓને જે શબબથી આ જગા મલી છે તેવોજ શબબ જો તેઓ પોતે આ ફેરવા-એલી હાલતની ખુમારીમાં આવી બીજાઓને આપશે તો તેમની જગાપર કોઇ બીજોજ આવી બેશશે. માટે તેઓએ જુલમ કે જાસતી ચલાવાથી તદન સાવચેત રેહેવું."



**તમારૂં મોહોડું તેવનને ગમ્યું નહીં.**—એક બેલીફ એક દીવશે એક સખશને વારંટથી પકડવાને તેના ઘેરમાં ગયો. તે દાખલ થયો તેવીજ તે સખશની બાયડી તેને સામે મલવાથી તેને હીકમત કરીને તેણીને પુછ્યું કે—"બાઇ, તમારા વર ઘરમાં છે? મને જરા તેવનને મલવું છે." તે ચતુર ઓરતતો સમજી કે કાંઇ કાબરાં દાંબરાંની વાત છે, તેથી તેણીએ ધીરજથી ઉતર વાળ્યો કે—"હાજી, તેવન માલપર છે, હું જઇને તેવણને નીચે મોકલું" એમ બોલી તેણી ઉપર ગઇ, અને ઘણોવાર રહીને જ્યારે નીચે ઉતરી ત્યારે બેલીફે તેણીને પુછ્યું કે પોતાની કબુલાત મુજબ તેણીએ વરને નીચે મોકલ્યો કેમ નહી? "ભઇ, મેં મારી કબુલાત તોડી નથી," તેણીએ જવાબ દીધો, "મેં તો ઉપર જઇને તેવનને કહ્યું; ને તેવનબી તમુને જોવા નીચે તો ઉતર્યા, પણ કોણ જાણે તમારૂં મોહડું તેવણને ગમ્યું નહી કે શું, તેથી બાહરોબાહરથીજ બીજે રસ્તે તેવન ચાલી ગયા."



# પાહાલણજી પપેટાની સીફ્ત.

સુરત શેહેરના દખમાંનો તાણો પુરાયો તે વખતે સેંકડો લોક ગામે ગામથી સેજદો કરવા ત્યાં આવ્યું હતું. પાહાલણજી પપેતાનોબી જીવ ત્યાં જવાનો થયો ખરો! પણ ફ્લુસ માફીસ તેથી નાચાર! કરે શું? નાચાર. તોયબી એહેસ્ટી કંઇ ખાંડીયા જાય એવા હતા નહી. રાતને દાહડો એ મેલાવડામાં કેઈ રીતે જવું તેનો વિચાર કરવા પાછલ મંડયો. ખાવા પીવાની તો કંઇ ધારતી હતીજ નહી કારણકે ત્યાં ધહમબાર થનાર હતો તેથી બે દીવસો સુધી તો ત્યાં ધક્કા મુક્કીનું ધાન ખાવાને મલશે પણ એહેસ્તી પાસે રેલવેનું ભાડું હોય ક્યાંથી કે જાય. કરણીના તો પડયા રૂડા, એટલે ધીરધારનાબી વાંધા. તોયપણ માહા મુશકેલીથી સાહેબને કેહું જે પાહાલણજી તાણો જોવાની ધર્મની ક્રીયામાં અંતે વગર પૈસે દાખલ થયા તે કેમ તે જુઓ.

સાહેબ તો કેઠા ચર્ચગેટપરથી ભપકામાંજ 'પાસ' બોલી પ્લેટફાર્મ ઉપર જવાતો પાંમ્યા અને બેધડક મેલમાંબી ચહડયા. લોકોની ગીરદી પુશકલ હતી તેથી એકાદ બે એવા કોચીના સાહુકાર વગર ટીકીતે જો થશે તો તેમાં જણાય એવું નહતું. પણ ત્યાં ઉતરવું શી રીતે તેનો વિચાર પડયો? સુરતના સ્ટેશન ઉપર તો બહુજ ચોકાશી રાખવામાં આવી હતી, અને ત્યાંથી પાહાલણજી છટકવા બહુજ મુશકેલ હતા. તોયપણ તેવણે અગાઉથીજ સીફ્ત લગાવેલી એટલે પુછવું શું. ગાડીમાં બેઠા પછી પાહાલણજીબાને એક મોબેદ સાથે ઓલખાણ પડી અને તેવણ સાથે એટલા તો પલોતાઇ ગયા કે છેલ્લે રહયા સહયા મોબેદના ભાટાંપોતાંમાંબી હીસ્સેદાર થયા. ગાડીએ વસઇ છોડવા પછી પાહાલણજી પંચીએ પેલા મોબેદ સાથે વાત છેડી.

"જોઓની પાદશા, લોકો કેહચ કે આગગાડીવાલો ખોટી ટીકીટ આપેચ. બે દાહડા થયા ન્યુસપેપરમાં આવ્યા કરેછ, કે લોકોને જે સ્ટેશનની ટીકીત જોઇએચ તે આપતા નથી ને લોકોને ઠગેચ."

"શું" પાદશાહે ફુલીઆં ફુલીઆં જેવા દોળા કકડાવી પુછયું "બેતીબાપ એમ લોકોને ઠગેચ. ઝાવેની ઝરા રખે બેતીબાપે મને "ઉલ-

ગબરડી" રમાડી હોય!" એમ બોલી લાગલી દસતુરજીએ પોતાના કસ સાથે બાંધેલી ટીકીત છોડીને પાહાલીના હાથમાં મુકી.

પાહાલીનેબી જેવું જોઇતું હતું તેવુંજ થયું. તેવણે લાગલી ટીકીતની પછવાડે દસતુર નહી જોય તેમ પોતાની સહી અંગ્રેજીમાં કરી દીધી ને ટીકીતને એક છેડેથી જરા છટકાવી નાખી તેનો નંબર ધ્યાનમાં રાખી પાછી દસતુરજીના હાથમાં આપી કહ્યું,

"નહી પાદશા, તમેતો ઠગાયા નથી. બરાબર છે; સુરતજ જવાની છે."

"શુગરાના" બોલી દસતુરજીએ ટીકીત પાછી કસ સાથે બાંધી.

સુરતનું સ્ટેશન આવ્યું અને બધા જણા ઉતરયા. દરેક જણની ટીકીત લેવા માટે ઘણીજ ચોકસાઇ કરવામાં આવી હતી. પાહાલણજીબી લાગલા ભપકામાંજ ચાલ્યા ને જ્યારે ટીકીત એકઠી કરનાર તાટીઆ માસ્તરે "ટીકીત સાહેબ" કરીને પુછયું ત્યારે ભપકામાંજ જવાબ આપ્યો કે "આપી તે શું."

"નાએ તુમી નાએ ડીલી ચલા સાહેબા જવલ" કરીને તાટીઆ સાહેબે પાલણજીનો હાથ પકડયો.

"ચાલ આંગાલા હાથ નકો લાઉ છોડ અમાલા અમી સાહેબા જવલ એતો ચલા કુઠે હએ તુમચા સાહેબ?" એમ બોલી સાંગો તાટીઆને ધકકો મારયો. ટુંકમાં બેઊ જણા સાહેબ આગલ ગયા. સાહેબે પુછતાં પાહાલણજીએ એવોજ જવાબ આપ્યો કે તેનેતો ટીકીટ આપી છે પણ તાટીઆનું ચીત ઠેકાણે નથી.

"પણ તમુને કાંઇ નીશાની ખબર હશેની; ચાલો બોલો જોઇએ તમારી ટીકીટનું નંબર" સાહેબે પુછયું.

"અને જો હું સાહેબ ટીકીટનું નંબર તથા ઇધાણી બરાબર આપું તો મારી આબરૂનો જવાબ આપશો?" પાહાલણજીએ રોપમાંજ પુછયું.

"હા" સ્ટેશન માસ્તરે જવાબ આપ્યો "અગરજો તમારી ઇધાણી નીશાની બરાબર નીકલશે તો ઇનામ દાખલ તમુને મુંબઇ જવાની ટીકીટ મફત આપીશ; નહીંતો બેરી નાખી ઓય મોકલી દઇશું."

"ઠીક છે" પાહાલણજી બોલયા, "ત્યારે મારી ટીકીટનું નંબર ૧૩૪૩ છે તથા તેજ ટીકીતની બીજી સાઇદે P. P. P. પાહાલણજી

પેસતનજી પપેટા નામે ત્રણ અક્ષરો પેનસીલ વડે લખયા છે; અને એક ખુનું દાંત વડે કરડેલું છે. જોઓ આએ ધગ છે તેમાં તપાસો."

તરતજ માસ્તરે ધગ ખોલી જોયો અને માંહેથી ૧૩૪૩ નંબર વાલી, ઊપલાજ ત્રણ અક્ષર સાથની, અને એક ખુણેથી કરદેલી ટીકીટ મલી આવી, અને પેલા તાટીઆ સાહેબતો શેંડી ખવરતા ખવરતા પોતાના ઓરડામાં ભરાયા.

"માફ કરજો હું સાહેબ" ટીકીટ માસ્તરે ઉત્તર દીધો, "એક ગ્રહસ્થને અપમાન કરવામાં મારી તથા મારાં માણશની મોટી મુરખાઇ હતી. લેઓ સાહેબ તેના બદલામાં આએ એક સેકન્ડ કલાસ ટીકીટ તમુને ભેટ આપું છું.

"અરે નહીંરે સાહેબ કંઇ નહીં" પપેટાજીએ જવાબ આપયો "કંઇ નહીં મને એ નહીં ખપે."

અંતે માહા મુશકેલીથી પપેટાજીએ પેલી ટીકીટ લીધી. (મન-માંતો મદીલા હો?) ને સુરત દખમાં તરફનો રસ્તો લીધો. બીજે દીને વગર પૈશા ખરચવે પાહાલણજી સેકન્દમાં બેસી મુંબઇ આવયા અને પોતાની મુસાફરીનું બ્યાન પોતાના દોસતો આગલ લલકારીને કહે છે જે સાંભલવા ની બહુજ ગમત પડે છે? સાબાશ પપેટા સાબાશ? દુનયામાં એવુંજ કરતો રેહેજે? અક્કલ કોઇના બાપની છે.

---

**સસતી દવા.**—એક માહવારી ચોપાણીઆંમાં એક વેળા જાહેર ખબર આપી કે માત્ર આઠ આના જેટલી કીમતની પોસ્તની ટીકીટો નીચલે સરનામે તે ડાકટર ઊપર બીડી મોકલવાથી તે હમેશાં તંદરોસ્તીની બરાબર જાલવણી થઇ રેહ એવી એક કીમતી દવાનો નુસખો તે ટીકીટો મોકલનાર ઉપર લખીને મોકલશે. અને તે નુસખો એવો ઉતમ છે કે તે કોઇ ગમે તેવો કાબેલ તબીબખાં એટલી કીમતે લખી આપે નહી. બીસાદ માત્ર આઠ આનાની, એટલે સંખ્યાબંધ કાગલો તે ડાકટર ઉપર આઠ આનાની ટીકીટો સાથે આવી લાગ્યાં. અને દરેક ગોકલનારને નીચે મુજબનો નુસખો લખાયલો મલ્યો—"દારૂની બાતલીનો ઊપ્યોગ કરો ના, અને ખેતરમાં ખેતી કરવાની મેહેનત કરો."

# બુધા બાપની અક્કલ.

ફ્રાંનસ દેશનાં લાએનશ નામે શેહેરમાં એક સોદાગર રેહેતો હતો જેને તાંહાં બે છોકરીઓની બખશેશ હતી. બેહુ દીકરીઓને પરણાવીને શોદાગરે તેમને પોતાની સઘલી અસકેઆમત વેંહેચી આપી; એવી કબુલાતે કે એક દીકરી બાપને હુનાલામાં અને બીજી દીકરી તેને શીઆળામાં પોતાને તાંહાં બાપની દોલત અને આબરૂ મુજબ રાખે. પેહેલું વરસ વીટે નહી એટલામાં બુઢા બાપે ધારીયું કે મહારી અક્કલ મેં વેચી. કારણ છોકરીઓ અસલનું હેત વીસરી જઇ બાપને મરવાની ઇઆતો કેયે ખુણે પડવાની વાત જોવા લાગ્યાં. તોયપણ ઘરડાએ ધ્યાંનને એકંદર ચીત કરીને એક તાલ કીધી. તેણે એક બીજા શોદાગર દોસતને પોતાનો હેવાલ જાહેર કરીઓ અને તેની શાથે સમજુતી કરી પચીશ હજાર રૂપીઆને આસરેનાં "લીલ" નામના ફ્રેંચ સીકા ઉછીકા લીધા. બીજે દીવસે પેલા ઘરડા બાપે એક ભારી ધુમધામથી ખાનું કીધું અને પોતાની બે છોડીઓને તથા તેમના ભરથારોને પણ નોતરૂં દીધું. ખાનું પુરૂં થઇ રહીયું કે તરતજ પેલો બીજો સોદાગર જેણે પેલા રૂપીઆ ધીરીઆ હતા તે દોડતો અને ગભરાતો આવ્યો, અને પેલા ઘરડા બાપ પાસથી પચીશ હજાર રૂપીઆ ઉછીકા માંગયા. ઘરડો બોલયો કે પ્રીય દોશત એ કરતાં બમણા જોઇએતો તાહારે માટે તઇઆર છે એમ કહી પેલી ઉછીકી લીધેલી રકમ પોતાની છોકરીઓનાં દેખતાં પેલા શોદાગરને ગણી આપી. છોકરીઓ તો જોઇને દંગ થઇ કે હજી બુઢા બાવા ગબર છે અને તેમને જો છેડયા અને તેમનું ગેર-રાજપણું ખેંચી લીધું તો હજી એક મોહોટી દોલત હાથથી જતી રેહેશે. માટે તે દાહાડેથી છોકરીઓએ પાછી બાપની મદારત જાદે સરૂ કીધી અને એકને તાંહાં વધારે રેહે તો બીજી અદેખી થઇ બાપને પોતાને તાંહાં લાવી રાખતી. હાવી તાલથી બુઢો જીંદગી સુધી આનંદકાર રહેયો. પણ બાપના મરણ પછી છોકરીઓએ વસીઅતનામામાં એક ફુટી બદામ પણ લખેલી જોઇ નહી. પણ શાંમો તેમનાં બાપનાં હાથનો તેમની નીમકહરાંમી માટે લખેલો શખત ઠપકો વાંચ્યો.

# એક કંજુસની હકીકત.

વેનદીલ નામે ફ્રાંનસ દેશમાં એક મોટો કંજુસ રેહેતો હતો. તેની પાસે ભારે દોલત હતી પણ પૈસા ખરચવાને તેણે જાણે ઇશ્વરને બારણેની બંધી હતી. પેરીસ શેહેરની એક ગલીમાં તે રેહેતો હતો અને એક ટુક લવાજમ ખાવાને માટે એક સ્ત્રીને આપતો હતો. આતવારને દાહાડે એક ગલાસ હલકામાં હલકો વાઇન પીએ અને એક દુકાની ધરમને કાજે ખેરાત આપતો. જારે મરવા સુતો તાહારે હીસાબ કાહાડતાં તે દલગીર થયો કે આતવાર આતવારે ખેરાત આપતાં નજદીક બાવીસ રૂપીઆની રકમ થઇ! બુલોન શેહેરની અંદર વગથી વેનદીલ મેજીસતરેટ થયો હતો પણ તાંહાંબી તે મફ્ત ધાઇ મારવાને ચુકતો ન હતો. બજારમાં વેનદીલ ઊભો રહીને દુધ ચાખતો હતો કારણ કે તે તેની ફરજ હતી. પણ વેનદીલ એ રીતે પોતાનો જીવનગારો કરી શક્તો હતો. પાંઊના કટકા લઇ તે બજારમાં ઉભો રહે અને તે ચાવતો જાય અને ઉપરથી મફ્તનું દુધ ચાખ્વાને મસે પુશકલ પીએ. આવી આવી કરકસર અને જીવપર આફ્ત ગુજારી તેણે એક બાદશાહી પુંજી એકઠી કીધી જે તે મોટે વીઆજે સરકારને ધીરવા લાગો. બલોન શેહેરથી જારે તે પેરીસ જવા નીકલ્યો તારે ગાડીને બદલે પાંઊ પીઆદે નીકલ્યો. રસતામાં રખે કોઇ લુટે તેની દેહેશતથી ગજવામાં બે આનાથી વધારે રકમ તેણે રાખી નહી. રસતામાં તેને જારે પૈસાની જરૂર પડી તારે તે ભીખ માંગી પેદા કરવા લાગો. ૧૭૩૫નાં શાલમાં વેનદીલ પાસે ૮૦ લાખ રૂપીઆની પુંજી ગણુવામાં આવી. ૧૭૩૪ માં જારે કકડતો શીઆલો પડયો તાહારે થોડાં લાકડાં લેવાને તેને હીમત કીધી. રસતામાં કોઇ દોસો લાકડાં વેચતો હતો તેની સાથે ઘણી રગજીદ કરી અંતે સઊથી ઓછે ભાવે તેણે લાકડાં પડયાં. પણ વેનદીલની કંજુસાઇ એટલી તો હતી કે ચોરી કરવાનેબી તેને લાજ લાગી નહી. લાકડાં ચોરયાંથી તે એટલો તો મધન થયો કે તેના જુસામાં તેને તાપ ચહડી. પોતાના બાપ જનમમાં પેહેલેજ એક વઇદને તેડવાને તેને ફરજ પડી. વઇદે સંગરા મુકવાને એક રૂપીઓ માંગયો પણ તે દાંમ ઘણું ભારી લાગાથી તેને એક એપાથીકરોને બોલાવ્યો. એપાથીકરીબી પરવડયો

નહી તેથી અંતે એક હજામને તેણે બોલાવી મંગાવ્યો. હજામે સંગરા મુકવાના બે આના પડયા જે વેનદીલે કબુલ કીધા. પણ તેણે કહ્યું જે "ભાઇ મહને કેટલી વખત સંગરાહ મુકવી પડશે?" હજામે કહ્યું કે "ત્રણ વખત?" "ત્રણ વખત! તારે ભાઇ મેહેરબાંની કરી મહને કહેતો કે ત્રણ વખત મલી કેટલું લોહી કાહાડશે?" "આસરે દરેક વખત આંઠ આંઊસ કાહાડવું પડશે." "ભાઇ સબુર કર" વેનદીલ બોલ્યો; "મહને જોવા દે." છ આના તો ઘણા થયા. ભાઇ કાંઇ ઓછું કર. એતો જુલમ થયો. વારૂં ચાલ ૨૪ આંઊસ એકદમ કાહાડ કે બે આનાંમાંજ કાસર પટે." હજાંમે ના પાડી કે એમ એટલું બધું લોહી એકજ વખતે કહરાય નહી; પણ પોનો કરોડ રૂપીઆનો ધણી વેનદીલ છ આનાંને વાસતે માંથું ફેરવીને બેઠો. તે કેહેવા લાગો કે "તહમે તમારા ઘરમાં આવતું જુવોચ. પણ મહને માહારોબી હીસાબ તપાસવો જોઇએ." અંતે હજાંમે ફસ ખોલી અને ૨૪ આંઊસ લોહી કાહાડયું પણ વેનદીલે છ આનાં આપ્યા નહી. આટલું બધું લોહી ગયાથી વેનદીલને નાતવાની થઇ અને થોડા દાહાડામાં તે પોતાને મારગ લાગો. તેના મરણ પછી તેની બાદશાહી પુંજી સરકારને હસતક ગઇ.



**સચ્ચાઇની મુરતી.**—સ્વીડનની રાણી 'ક્રીસટીના' એક વેળા રોમ ગયલી હોવાથી ત્યાંના વડા પોપ અથવા ધર્મગુરૂએ કેટલાક પાદરીઓને તેણીની સાથે આપ્યા. કે તેઓ તેણીને ત્યાંનાં પ્રખ્યાત અને જોવા જોગ પુતલાંઓ, સબીઓ, બાંધકામો, ઇત્યાદી ચીજો દેખાડે. તેમ જોવા જતાં એક ઠેકાણે 'બરનીનાઇ' નામના કારીગરે **સચાઈનાં** રૂપનું કોતરેલું એક તારીફલાયક સંગેમરમરનું પુતલું જોઇ રાણી બેહદ ખુશી થઇ અને તેની તારીફ કરવા લાગી. તે જોઇ એક બોલકણો તેમજ ખુસામત્યો પાદરી બોલ્યો કે—"નામદાર બાનું, બીજાં તાજદારોના તરીકાથી ઉલટાં ચાલીને, તમો સચાઇ તરફ એટલો શોખ રાખો એ ખરેખર ખુશબખ્તીની વાત છે!"—"પણ તમોને યાદ રાખવું જોઇએ પાદરી સાહેબ," ચંચલ રાણીએ ઉતર વાલ્યો, "કે બધીજ સચાઇઓ એવી સંગીન હોતી નથી."



# રંગારી અને તેનુ બાલાબીછ.

અમેરીકામાં એક હાટેલવાલો હતો તે એક રંગારીને તાંહાં ગયો અને કહ્યું કે માહારાં હોટેલની બાહાર માહારે પાટીયું મારવું છે જેની ઉપર એક એવું બાલાબીછ પારી આપ કે લોકોની નજર તે ઉપર તરત ધસડાય. રંગારીએ કહ્યું કે એવાં બાલાબીછનાં તો ૧૫ દાલર લઇશ.

હોટેલવાલો બોલ્યો કે "ભાઇ એતો કીંમત બહુ છે. ટોમ લારકીન ૧૦ માં તો તઇઆર છે."

રંગારીએ જોયું કે રોજી જાયચ તેથી બોલ્યો કે "વારૂં ભાઈ બાલાબીછ કેવું જોઇશે પાલેલું કે જંગલી?"

"ખરેખરજ જંગલી."

"સાંકલ સાથે બાંધેલું કે છુટું?"

"નહી છુટું."

"વારૂં તારે ૧૦ દાલરે હું કબુલ થાઉંચ."

બેહુએ હાથ થોકીયો અને થોડા દાહાડામાં રંગારીએ પાટીયું હોટેલવાલાને મોકલ્યું.

બાલાબીછ એવું તો સરસ પાડેલું હતું કે ધુમ લોકો હોટેલમાં ખેંચાતા હતા.

એક રાતે વરસાદ સમેત ભારી તોફાન થયું અને હોટેલવાલો જોયચ તો પાટીયું દોલા ખાતું હતું પણ બાલાબીછ કેઠે નાહાશી ગયલું માલમ પડયું. હોટેલવાલો તરત રંગારી પાસ દોડયો અને બધી બીના કહી.

રંગારી આસતે રહીને બોલ્યો કે "બાલાબીછ પાલેલું હતું કે જંગલી હતું?"

"જંગલી હતું."

"સાંકલે બાંધેલું હતું કે છુટું હતું?"

"છુટું હતું."

રંગારી બોલ્યો કે "શેઠ તાહારે આવાં ભારી તોફાંનમાં તમે એક જંગલી બાલાબીછને છુટું મેલ્યું તે નાહાસી નહી જાય તો શું બેસી રેહે!"

આ તકરારની સાંમે હોટેલવાલાથી બોલાઇ શકાયું નહી. પછી તેણે રંગારીને ૧૫ દાલર આપ્યા કે બા એક જંગલી બાલાબીછને

સાંકલ સાથે એવું તો બાંધી આપ કે ફરીથી તોફાન થાય તાહારે જંગલમાં નાસી જાય નહી."

એનો ભેદ એટલોજ હતો કે રંગારીએ પેહેલું પાટીયું એવા રંગમાં રંગયું હતું કે તે ધોવાઇ જાય. ૧૫ દાલરનું પીકચર તેણે પાકા રંગમાં રંગયું જેપર પાંણીની અસર થઇ શકે નહી.

# શેરને માથે સવાશેર.

લંદન શેહરમાં એક મુસાફરને રસતે ચાલતાં એક ડગલો મલ્યો જે લેઇ તેણે તે હોટેલવાલાને આપ્યો. હોતેલવાલાએ તેનો ઉપકાર માન્યો અને પોતાના પૈસા બચાવવા "થેન્કયુ" (Thank you) બોલયો, અને જણાવ્યું જે હમારા ગામમાં એ શબદોની કીંમત એક શીલીંગ થાય છે, અને "થેનકયું કાઇન્દલી" (Thank you kindly) ની કીંમત એક શીલીંગ છ પેન્સ થાયછે. એવું તેણે બોલવાનું જારી રાખ્યુ. આ સાંભલી પેલો મુસાફર કે જેણે તેની તરફથી કાંઇપણ પૈસાની આસા રાખી હતી, તે હાલ તુરત તો મુગો રહયો. થોડે વખતે પેલા મુસાફરે પેલા માણુસ પાસે ખાણું માગ્યું, અને તે ખાઇ રહી પેલા હોટેલવાલાને પુછયું કે "એના કેટલા પૈસા થયા?" પેલાએ જવાબ વાળ્યો કે "એક શીલીંગ સાહેબ." આ સાંભલી પેલો મુસાફર બોલ્યો કે "આઇ થેન્કયુ કાઇનદલી" (I thank you kindly) અને ચાલવા માંડયું પેલો હોટેલવાલો તેની મતલબ ચેતી ગયો ખરો પણુ પોતાને લાગેલો ગુસ્સો નરમ પાડવા થકી ઉલતી તેની મજાક કરવા લાગ્યો. અને બોલ્યો કે "શેઠ અંહી આવો, તમારા બાકીના પૈસા લઇ જાઓ, કારણકે 'થેન્કયુ કઇન્દ-લી'ની કીંમત તો એક શીલીંગ છ પેન્સ થાય છે, અને તમારૂં બીલ તો માત્ર એકજ શીલીંગનું છે માટે લેઓ આ બાકી વધેલી છ પેન્સ." પેલા મુસાફરે થંડે પેટે પોતાનો હાથ લાંબો કર્યો અને પેલી રહી સહી છ પેન્સબી લીધી અને એકવાર ફરીથી (Thank you) 'થેન્ક યુ' બોલી ચાલતો થયો. આ જોઇને પેલા હોટેલવાલાને ભારી તો પડયું પણુ કરે શું! શેરને માથે સવા શેર તો હોયજ! અને આ પ્રમાણે પેલો મુસાફર પોતાને મલેલા ડગલા માટે એક શીલીંગ છ પેન્સ ખાટયો.

# બરાહમણ, વાઘ અને છ ન્યાયધાશો.

## (મીસ ફ્રીઅરની વાતોમાંથી.)

---

એક સમયે એક બરાહમણ રસતેથી ચાલયો જતો હતો તેની નજર એક લોહોડાના પીંજરાં ઉપર પડી જેની અંદર પાસેના ગામડાંના લોકોએ એક વાઘને કેદ કીધો હતો.

વાઘે બરાહમણને હાંક મારી કહ્યું કે "હે બરાહમણ ભાઇ, હે બરાહમણ ભાઇ, ગરીબ ઉપર દયા કરો અને એક મહને પીંજરાંમાંથી કાહાડો કે પાણી પી તરશ મટાડું, કારણ હું તરશથી મારયો જાઉંછું." બરાહમણ બોલયો કે "નહીં હું કાહાડનાર નહી કારણ જો પીંજરાંમાંથી તહને છોડયો તો તું માહરો ભક્ષ કરયા વગર રેહેનાર નહીં."

વાઘ બોલયો કે "ઓ દયાલુ શેઠ એ કામ હું કદી કરનાર નહીં. એવો નગુણો હું થનાર નહીં. મહને છુટો કર અને પાંણી પી હું પાછો હીયાં કેદ થઇશ." બરાહમણે દયા કરી પાંજરૂં ઉઘાડયું પણ તરત વાઘે બરાહમણ ઉપર તરાપ મારી અને કહયું કે "પેહેલે ખાંઉ તુંહને ને પછી પીયું પાણી." બરાહમણ બોલયો કે એટલી ઉતાવલ કરી મહને મારીશ નહીં. આપણે છ જણાનું મત લેઇજીએ અને બધા એમ કેહે કે તું મને મારે તે વાજબી છે તો હું મરવાને તઇઆર છું." વાઘ બોલયો કે "વારૂં ચાલ જેમ તું કેહે તેમ પેહેલે આપણે છ જણાના મત લેઇજીએ."

આ કારણસર બરાહમણ અને વાઘ ચાલતા ચાલતા એક વડના ઝાડ આગલ આવી પુગા. બરાહમણ બોલયો કે "વડના ઝાડ, વડના ઝાડ, સાંભલ અને ચુકાદો કર." વડ બોલયું "શાનો ચુકાદો કરાવે છે!" બરાહમણ બોલયો કે "આ વાઘે મહને વીનંતી કરી કે હું પાણીનો પેયાશો છું માટે માહારૂં પાંજરૂં ઉઘાડ અને હું તુંહને ખાઇશ નહીં. મેં એને છુટો કીધો તેથી તે મહનેજ ખાવા માગે છે એ શું હકવાજબી છે?"

ઝાડે જવાબ દીધો જે "માહારા થંડાં છાયા તલે સુરજના તડકાંમાંથી માણસો વારે ઘડીએ આસરો લીએ છે; પણ તેમની મરજ

સરી એટલે તેઓ મારી ડાંખલીઓને ભાંગી તુકડા કરે છે અને માહારાં પાતરાંનો નાશ કરે છે. "ખારે વાઘ માણુસને કારણુ તેઓ નીમકહરાંમ છે." આ બોલો શાંભલતાંજ વાઘે બરાહમણને તતકાલ મારી નાખેઓ હોત; પણુ બરાહમણુ બોલયો કે "વાઘ મને ના ખાતો પણુ તાહારો વચન પાલજે કે છ જણાનો અભીપરાય સાંભલવો." એ ઉપરથી તેઓ આગલ ચાલ્યા અને રસતામાં તેમને એક ઊંટ મલ્યું. બરાહમણુ બોલ્યો કે "ઊંટ સાહેબ, સાંભલો અને ચુકાડો કરો." ઊંટ બોલ્યું "શાનો ચુકાડો કરાવે છે?" પછી બરાહમણે માંડી પેલી વાત કહી અને ઊંટ નીચે મુજબ બોલ્યું. "જાહારે હું નાનું હતું અને જુવાંનીનું લોહી હતું અને ઘણું વહીતરૂં કરતું હતું તાહારે માહરો સેઠ માહારી ઘણી બરદાસત લઇ સારો ખોરાક આપતો હતો; પણુ હવે માહારાં વલતાં પાણી થયાં તાહારે તે મહને ભુખે મારેચ અને વગર તરસે હાડકાં ભાંજેચ. ખારે વાઘ માણુસને કારણુ તેઓ ઘાટકી અને બેઇનસાફી છે."

વળી બરાહમણપર વાઘે તરાપ મારી હોત પણુ બરાહમણે તેને તેના વચનની ઇઆદ દીધી. વળી આગલ ચાલતાં રસતામાં પડેલો એક બલદ તેમને મલ્યો. બરાહમણુ બોલ્યો કે "બલદભાઇ, બલદભાઈ, સાંભલ અને ચુકાદો કર." "બલદ બોલ્યો કે "શ નો ચુકાદો કરાવે છે?" બરાહમણે સઘલી હકીકત કહી જે ઉપરથી બલદ બોલ્યો કે "જાહારે હું વેઠ કરતો હતો તાહારે માહારો શેઠ માહારી મદારત કરતો હતો પણુ હવે માહારી બુઢી અવસથા થઇ તેથી મહને રસતે ખટકે પરવા મુંકેલો છે. ખારે વાઘ માણસને કારણ તે નાતરસ છે."

છ માના તરણે તો બરાહમણનો ઘાટ ઘડયો પણુ હજી તેણે હીમત મેલી નહીં. પછી હવામાં ઉડતું એક ગરૂડ પક્ષી તેઓએ જોયું જેને થોભાવીને બરાહમણે કહ્યું કે "એ મેહેરબાન ગરૂડ સાંભલીને ચુકાડો કર." ગરૂડ બોલ્યો કે "શાનો ચુકાદો કરાવે છે?" બરાહમણે સઘલી વાત કહી પછી ગરૂડ બોલ્યું કે "જાહાં મહને માણસો જોયચ તાંહાં માહારી સામે બંદુક ઘરેચ; ટેકડાઓપર ચહડીને માહારાં બચાંને કાહાડી લીએચ. ખારે વાઘ માણુસને કારણુ તેઓ પરૂપવીના .દઇત છે."

વળી વાઘે પોકાર મુકયો પણુ બરાહમણે તેનું વચન ઇઆદ દેવડાવ્યું. પછી ચાલતાં ચાલતાં તેઓએ એક સોસવાહને જોયું જેને

બરાહમણે કહ્યું કે "સોસવાટ કાકા, સોસવાટ કાકા, સાંભલીને ચુકાદો કરો." સોસવાટ બોલ્યું કે "ભાઇ શાનો ચુકાદો કરાવે છે?" બરાહમણે આશા ભર પોતાનો હેવાલ કહયો પણ સોસવાટ બોલ્યું કે "જાહારેબી હું પાણીમાંથી દોકું બાહાર કાહાડુંચ કે માણસો મહને હલાક કરે છે અને મારી નાખવાની વેતરન કરેછે. ખારે વાઘ માણસને કારણ જાંહાંસુધી તેઓ જીવતા છે તાંહાંસુધી આપણા જીવને કરાર નથી."

બરાહમણે કપાલ સાથે હાથ થોકયો પણ તોબી વાઘને વીનંતી કીધી કે વચન મુજબ છઠા જણનું મત લેવું. છઠો નયાયધીશ એક કોહોલું નીકલ્યું. બરાહમણે પાતાની શઘલી હકીકત કહી અને પુછયું કે "કોહોલાં કાકા, કોહોલાં કાકા, ચુકાદો કરો." કોહોલું બોલ્યું કે "કજીયો થયો પેહેલાં તહમે બેઉ કેહેવા રીતે અને કેઇ જગાએ ઉભા હતા તે જોઊં નહી તાંહાસુધી ચુકાદો કરવો મુનાશેબ નથી." વાઘના પીંજરાં આગલ શઘલા ગયા પછી કોહોલું બોલ્યું કે "બરાહમણ તું કાંહાં ઉભો હતો?" બરાહમણે જગા દેખાડી કહ્યું કે "હીયાં કોહોલાં કાકા," કોહોલાંએ પુછયું કે વાઘ કયાં હતો? વાઘ બોલ્યો કે "આ પીંજરાંમાં." કોહોલું બોલ્યું કે પીંજરાંમા? "પણ તાહારૂં મોહોડું કેમ હતું?" વાઘે તરત પીંજરાંમાં કુદકો મારી કહ્યું કે "વલી આએ એમ?" કોહોલું બોલ્યું કે "પાંજરૂં બંધ હતું કે ઊઘાડું?" બરાહમણ બોલ્યા કે 'કાકા બંધ રે; ને વલી સાંકલ મારેલી." કોહોલું બોલ્યું કે "તાહારે બધ કરીને સાંકલ દે જોઊં?"

વાઘ પાછો કેદ પડયો ને કોહોલું બોલ્યું કે "એ ઘાટકી અને નીમકહરામ વાઘ! ગરીબડા બરાહમણે તાહારૂં બારણું ઊઘાડયું તે શું પોતાનો જીવ આપવા? તાહારા જનમ સુધી હીંઆજ મરજે ને કોઇ તાહારી કદર ખાઇ બાહાર કાહાડનાર નથી. બરાહમણ ભાઇ તું તાહારે રસતે જા ને હું આએ માહારે રસતે ચાલ્યો." એમ કોહોલું અને બરાહમણ વાઘને તેની કરણીનો વીચાર કરતો મેલી ચાલતા થયા.

---

**દોલતપર સાંપ.** એક શખ્સ કોઇ તવંગર પણ કંજુસ દોસ્તને ઘર ગયો ત્યાં તેને માખ પકડવાની તજવીજ કરતાં જોયો. પછી તરત એક માખ પકડીને તેણે ખાંડના દાબડામાં નાખી તેનું ઢાંકણું બંધ કીધું. જ્યારે તેણે પેલા કંજુસને એ વિશે ખુલાસો પુછયો ત્યારે બોલ્યો કે 'માહારે ખાતરી કરવી છે કે ચાકરો ખાંડ ચોરે છે કે નહીં.'

# "વાતે નહી વરે તો લાતે વરે!"

## એક હઠીલી બાયડી ઠેકાણે આવી.

---

વલંદા લોકનાં મુલકનાં એમસ્તરડેમ શેહેરમાં મી૦ હરવાંનદર નામનો એક ઘણો તવંગર શોદાગર રેહેતો હતો, તેને કમાઇ મોટી હતી. તેની બાયડી જે હતી તે ઘણી ખુબશુરત હતી, અને તે જવાન હતી તેથી તેણીને બધી જાતનો શોખ પણ પુશકલ હતો. તે બહુજ ખરચાલી હતી. પૈસાની કદર તેણીને હતી નહીં, તે કપડાં ચપડામાં, ખાણા પીણામાં અને મોજ શોખમાં કાંકરા પેરે પૈસા ઉડાવતી, અને તેમ જો ઝાઝો વખત ચાલે તો તેણીના ખાવીંદની મોટી આવક છતાં ટુક વખતમાં તે ભીખારી હાલતમાં આવી જાય. આ પગલાંથી હાઠ ઉઠાવાને તેનાં ખાવીંદે એને ઘણી સમજાવી, પણ તે ઉછાછલી અને બેકદર હોવાથી તેનું કેહેવું હસવાપર કાહાડી નાંખતી હતી. દરજી, કાપડીઆ અને ઝવેરીનાં આંકડાની ભયંકાર રકમો તે ઉધરાવી ખરચ કરતી ગઇ. હરવાંનદર એણીને એક ભરથાર તરીકેના ખરા પ્યારથી ચાહાતો હતો એટલે તે મુગે મોહોડે સઘળાંઓનાં આંકડા ચુકવતો હતો, તોબી તે બેવકુફ નહી હતો કે તેણીની મુરખાઇને લીધે પોતે આબદામાં આવી પડે. તેણે તેને ઘણું સમજાવી પાછલ તે અને તેનાં છોકરાં ભુખે મરશે અને ભીખ માંગતાં થશે એવી બીહીક આપી, પણ એ હઠીલી અવીચારી ઓરત કશું સમજી નહી. જ્યારે તેણે તેનું માન્યું નહી ત્યારે તેણે તેનાં માબાપ અને કુતંબીઓને ચેટાવી તેણીને તેની ચાલથી વરવા સમજાવા કહ્યું. એ લોકબી કશું કરી શકયા નહીં. તેણે વલી પોતાનાં વડા પાદરીને કહી તેણીને એ બાબદથી અટકાવ કરવાને તજવીજ કીધી. પણ તેનું ભાષાણ અને બોધ તો મુવેલા આદમી આગલ કીધા બરાબર થયાં. પોતાનો રસતો લેતીજ ગઇ, તે આવી મોજ મજામાં પડી તે છતાંબી તેની જીંદેગી અને આરોગયતાને કશી અડચણ થઇ નહીં તેમજ તેણીનું નાંમ જેમ એવી હાલતે ઉધરતી જવાન ઓરતનું થાય છે તેમ કાંઇ વાયદું થયું નહીં ઇઆને ખરાબ કલંકથી નીરાલું રહ્યું. જ્યારે હરવાંનદરને તે તરફથી કશો એલાજ માલમ નહીં પડયો ત્યારે તેનાં

એક મીત્રે તેને ચાલચલણ અને રીતભાત શુધારવાનાં એક ખાતાંમાં ૭ માસ સુધી એને મોકલી આપવાને જણાવ્યું. એપરથી કોઇને ખબર નહીં પડે તેમ તેણે પોતાની બાયડીની ઉડાઊ ચાલ બાએ ત્યાંની મ્યુનીશીપાલીટીને ખોલાશો કરી તેની પરવાનગી મેલવી, કારણ કે હમણા હમણા તો એની ઉપલી બેવકુફીએ એક આગલ વધારે નુકશાંનકારક પગલું ભર્યું, તે એ કે ત્યાં આવના ફ્રેનચ ઓફીસરો સાથ તેણે જુગાર રમવા માંડયો. વલી ત્યાંનાં વેપારીઓનું તેણીપર ત્રીશ હજાર ફ્લારીનશ તો દેવું ચહડી ચુકું હતું. તો જો કે દરમાસે તેણીને ખરચવાને પુરતી રકમ તેનો ખાવીંદ પોતાની તીજોરીમાંથી કાહાડી આપતો હતો. જ્યારે તે જુગારમાં હારી જતી ત્યારે તે પોતાનું કીમતી જવહેર શાંનમાં મુકવા લાગી. એ મુજબ સત્યા-નાસીનાં ખરાબાપર ને પોતાની કીસતી ઝોકાવતી હતી.

એનો ખાવીંદ એનાં કરતાં વીશ વરશે વડો હતો. પણ તોબી તે એનાંપર બહુજ વાહાલ રાખતો હતો, અને તેથીજ કરીને આ દેખાદેખીની બદીમાંથી બચાવી લેવાને માંગતો હતો.

તેણીએ તેની મરજી વગર અથવા મરજી ઉપરાંત જઇ એવી ઓરતોની મંડળીમાં આમેજ થવા માંડયું કે તે મંડળીની પરમુખ ઓરત આંગલી બતાવી શકાય એવી ચાલની હતી. હયાં જવાને તેણે ઘણી મનાઇ કીધી. હવે એક દીવશે ખાતાં ખાતાં તેનાં વરે તેણીને પાછી સમજાવી કે જે રીતે તે જીંદેગી ગુજારતી હતી તે હવે છોડી દેવી કારણ તે ચાલથી હવે તે પોતે દીવાલું કાહાડશે, પણ એ ઉપર ઘંભીર ધ્યાન આપવાને બદલે તે હશીને પોતાના રાબેતા મુજબ કેવા લાગી કે "હા હું જરા અવીચાર બની કાંમ કરૂંછ ખરી, પણ મેં ઠેરાવ કીધોછ કે એ ચાલ હવે મારે છોડી દેવી, અને તદન શુધરી જવું!" એ સાંભલી તેનાં વરે કહ્યું, "ત્યારે આજથીજ તે રીત તમારે છોડી દેવી અને જ્યાં આજ તગે જવાનાં છો ત્યાં જવાનું માંડી વાલી સાંહાંજે ઘરમોજ છોકરાં સાથે રેહો અને પેલી ઓરતોની મંડળી તયાગ કરી દેઓ એ સાંભલી તે બોલી "મારા પ્યારા ખાવીંદ, એમ જીનહાર બનવાનું નથી કારણ હું તેઓને મારા બોલથી બંધાઈ ચુકી છું." ત્યારે તેણે ગુસાથી કહ્યું "જ્યારે તમે બોહોશ કરીને જશોજ ત્યારે તમે ખાત્રીજ રાખજો કે ૭ મહીના સુધી આએ ઘરનું બારણું તમારી સાંમે બંધ રેહેશે."

"૭ મહીનાં મુકીને આખો ભવ કાંય નહીં બંધ રેહે પણુ હું ત્યાં જઇશ!"

એથી મી૦ હરવાંનદર કાંઇ બોલ્યા નહીં અને જરા ગુશો પણ તેણે દેખાડયો નહીં, તોબી સમજાવી કહ્યું કે તેણે ભુલવું નહીં—કારણુ કે તે મંડળીમાં જવાને જેમ તેણે પકો વીચાર કીધો હતો તેમ તેણુંબી પોતે પોતાનો બોલ પુરો પાડવાને મકમ ઠેરાવ કીધો હતો, પણ એ તેનું માનવાને બદલે તે તેનીથી છુટી પડી પુરતા ઠાઠમાઠથી બારણા આગલ આવી હાજર રહેલી ગાડીમાં ચહડી બેઠી. પોતાની ઓરતને કશુંબી દુખ દેવાને જરાબી તે ચાહાતો હતો નહીં તેથી વલી ફરીથી તેણે જઇ આજીજીથી તેને સમજાવી કે તેણીએ એ સાંહાંજે તે મંડળીમાં જવાને બદલે તેણીનાં માબાપ કણે ઝટફન જઇ રેહેવું. પણ એ ઓરતને મનશે કશું હતું નહીં, અને ગાડીવાંનને કયાં હાકી જવું તેની તેણે વરદી આપી. એ વખતે શીહા અંધારૂં પડતું હતું, અને ગાડી શેહેરનાં દરવાજાની બાહાર નીકલતી જોઇ તે શેહેજ ધભરાઇ તેણે બારી વાતે ગાદીવાંનને સાદ મારી તેડયો પણ તેણીનું સાંભલીઆ વગર તે હાંકતોજ ગયો, આથી તે વધારે ધભરાઇ બુમ પાડવા લાગી, જેપરથી ગાડીની પાછલ ઊભેલા એક શખસે જવાબ દીધો કે તે તે લોકના હાથપર કેદ હતી! આ ફટકો કાંઇ જેવો તેવો નહીં હતો. દરેક રૂવેરૂવું તેણીનુ ધ્રુજવા ને કાંપવા લાગું અને તે અરધી બેસુધ થઇ પડવાની હાલતમાં આવી. એટામાં તો ગાડી એક નીશાલ આગલ આવી ઉભી રહી. હયાં ગાડી ઉભી રેહેતાંજ એક બુજરગ પણ કઠણુ દેખાવની આબરૂદાર દીસતી ઓરતે આવી બારણું હુંગાડયું અને એ ઓરતને જાંણે પીછાંનતીજ હોય તેમ તેણીનું નામ દઇ તેને નીચે ઉતરવા એલતેમાસ કીધી. જેથી તે બોલી "અરે મને મેહરબાંની કરી તમે કહોકે હું કયાં આવી છું, અને મને હયાં શું કરવા લાવવામાં આવી છે."

"બાનું તમો ધીરાં પડી ઘરમાં આવશો ત્યારે સઘલો ખુલાશો તમોને કરવામાં આવશે!"

"અરે! ત્યારે મારો ધણી કયાં છે? ખચીત તે મારૂં આવી પ્રકારે ખુન થવા દેજ નહીં!"

"બાનું જે શખસ તમોને હયાં લાવ્યો છે તે તમારો ખાવીંદજ છે; અને તે હમણા ગાડી હાંકવાની જગાપર બેઠેલો છે."

આ ખબરે તેણીની અધીરનો છેડો આણ્યો; તેણીની સઘલી ખાતરી પુર થઇ ગઇ; તે મુગી મુગી નીચે ઉતરી ઘરમાં ગઇ, અને ફીકે, દલગીર અને ધાસતી ભરેલે ચેહેરે એક જગાપર વીમાશન કરતી તે બેઠી. આ હાલત તેણીની થતી જોઇ તેનાં ખાવીંદનેબી ઘણુંજ લાગું; તેણે તેને કહ્યું કે તેણીને ખરાબીમાંથી બચાવાને એ વતરોગે બીજો કાંઇ ઉપાપ રહયો હતો નહીં, અને તેણે ઊમેદ જણાવી કે એ ઉપાય કારગાત લાગશે, અને જ્યારે એ ચાલ છોડી દેશે ત્યારે તે પાછો તેણીને પોતાનાં પ્યાર તળે લેશે.

એ સાંભલી તે ઘણીજ રડી, તેણે કાકલુદી કરી માંગી લીધું કે તેણીને ઘર પાછી જવા દેવી, અને ફરીથી એવી ચાલ નહીં ચલાવાને શોગંદપર શોગંદ લીધા. તે બોલી "જ્યાં તુલીક મારી ઘાંટીમાં પરાંણ છે ત્યાં તુલીક તમોને ગુશે થવાનું જરાબી કારણ હવે હું આપીશ નહીં. મને આ હીનપશતીભરેલી શીક્ષામાંથી. બચાવી લેઓ? અને હવે પછે હું પાધરી ચાલીશ તે વીશે તમારી ખાતર જમા રાખો!" પણ આ ઉપરથી પેલાએ તુરત પોતાનો વીચાર ફેરવી દેવામાં દાહાપણ જોયું નહીં, અને તેણીને ત્યાંજ છ માસ શુધી એ ઘરના સઘલા કાયદા કાનુંનને અનુસરી ચાલી કેદ રેહેવાજ કહયું! એ કડણ ઠેરાવથી હવે તે વધારે હોશ રાખી શકી નહીં. તે તુરત નીચે પડી બેશુધ થઇ ગઇ. જ્યારે તે પાછી સુધીમાં આવી ત્યારે તેનો ખાવીંદ તેની સારવાર અને માવજત કરતો બેઠો હતો તેને જોઇ તે બોલી "હું તમારા પ્યારને ખરેખર લાયક નથી, પણ આ ફેજે પુગતાં મને બચાવી લેઓ? અને મને ઠપકો દેવાને હવે મારા તરફથી તમોને કશું કારણ મલશે નહીં?"

જ્યારે તેનાં ખાવીંદે જોયું કે હવે પુરતી શીક્ષા થઇ ચુકી ત્યારે ઘણીજ આણાકાનીથી તેણીને પોતાને ઘર પાછી લઇ જવાને કબુલ કીધું, અને જે ગાડીમાં તેને લાવવામાં આવી હતી તેજ ગાડીમાં પાછી ઘર લઇ ગયો. એક ભરોશાદાર નફર શીવાએ બીજા કોઇને એ વાત ખબર હતી નહીં, અને તેમજ સઘલાઓથી એ બીનાં છુપીજ રાખી. ઘર આવતાંજ તે તેને પગે પડી, પોતાનું શું શું કરજ હતું તે કહી તે ચુકવી આપવાની અરજ કીધી, અને તે દીવશથી સઘલો ઇતરાત અને ભપકો તથા ઠાલી વડાઇ છોડી દઇ તે પોતાનાં ભરથાર શાથ સુખચેનથી બાકીના દીવશ ગુજારવા લાગી.

# એક લોહાડ અને તેનુ ઘરાક.

ફતેહપુર સેહેરમાં જ્યારે એક મોગલ રાજાનાં અમલતલે એક આપખુદ ગુલાંમબાબા નાંમનો નવાબ હાકેમ તરીકે રાજ ચલાવતો હતો ત્યારે ત્યાંનાં લોકપર તેનો અતીશે તહરાસ હતો. અને દરેક રેહેવાસીને તે પોતાનાં ગોલામ તરીકે ગણુતો હતો. અને જે કોઇ તેને રાજી રાખી કાંમ કરે તે જો પોતાનાં પાડોશીપર ગમે એવી ગેરસલુકાઇ અને જુલમ ગુજારેતો તે સગલું તેનું વણાઇ જતું હતું. હયાં એક લોહાડ પોતાનો ધંધો ચલાવતો હતો અને તેને ગુલામબાબા સાથ ઉપર મુજબની પીછાંન હતી એટલે તેને બારણે આવેલાં ઘરાકને પોતાનાં ફાંતામા આવે તેમ દાબી લેવાને કે તેને ગલે પડી વધારે પૈસા ઓકાવાને ફાવતી પડી ગઇ હતી. તે એ મુજબ દરેક ઘરાકપર જુલમ કરતો હતો. અને એ ધંધો કરનાર તે ગામમાં એખલોજ એટલે લોકને મુગે મોહોડે તેને બારણે જવા વનાં ચાલતું હતું નહીં, એક દીવસે બે જણા તેના દુકાંને બલદ હાંકવાનાં પરાંણુની આર કરવા સારૂં આવ્યા. સાધારણ રીતે જોતાં એની મેહનતનું દામ અરધી દુકાની થતું હતું તોબી તેઓએ પેહેલેપરથી તે કામ કરવા કહ્યું. લુવાડે તેમને એટલુંજ કહ્યું કે તેનું કામ જોઇને તેને ખુશી કરવો. પેલાઓએ જોયું કે લઇ લઇને એ વધું શું લેવાનો છે. તેથી કબુલ કીધું અને આર બેસાડવા આપી. એટલામાંતો ગુલાંમ-બાબાનો એક દુરનો ખેસી કાંઇ કામસર ત્યાં આવ્યો. તેબી ત્યાં બેઠો હતો એટલાંતો લુવાડે પરાંણુીની આર તૈયાર કરી તેમને આપી. તેઓએ તુરત ગજવાંમાંથી દોહોડયું કાહાડી તેનાં હાથમાં મુક્યું. જે જોતાંજ પેલાએ ભવાં ચહડાવી ઉદારી નાખ્યું ! એ પરથી પેલાઓ અજબ થઇ પુછવા લાગા કે ભાઇ તુંને શું જોઇએછ ?"

લુવાડે જવાબ એટલોજ દીધો કે "આપણી શરત પ્રમાણે મને 'ખુશી' કરો."

એ પરથી તો વાત વધી ગઇ. અને લોક લોક દુકાંનપર થઇ ગયું. એટલામાંતો એ બેઉ જણુનો એક બીજો ઓલખીતો આવી પુગ્યો. એ પેહેલાં તે લોકે તેને વધીને એક રૂપીઓ સુધી આપવા માંગ્યો પણ જ્યારે તેબી લેવા નાપાડી પોતાને ખુશીજ કરવા માંગ્યો

ત્યારે સઘલાઓ જે સમજુતી કરાવા વચ્ચે પડયા હતા તેઓ નાચાર થયા એટલામાંતો પેલો ઓલખીતો ત્યાં આવી પુગો. તેણે વાત સાંભલી એનો ફડચો કરવા પોતે માથે લીધું અને બધા લોકને મુગા રાખી લોવાડને પુછયું કે "તું ખુશી થાય એટલે બસ કેની!" લુવાડે કબુલ કીધું. તેપરથી તેણે કહ્યું કે "આપણા ગામનાં હાકેમ નુવાબ સાહેબ ગુલાંમબાબાને ઘર એક બેતાનો જનમ થયો છે તું "ખુશી" કે નહીં?" લુવાડ વીચારમાં પડી ગયો ને ધીમે અવાજે કહ્યું "હા ભાઇ—ખુશી થયો!" અને પેલાઓ ફોકટની આર બનાવી ઘર ગયા કારણ લુવાડે તે નવાબના બેસીને પોતાની દુકાનપર બેઠેલો દીઠો હતો.



**બેહેસતમાં જવાને ઉતાવલા પગલાની જરૂર.**—એક જણે પોતાને ત્યાં કાંમકાજ સારૂં એક નાની છોકરી રાખી હતી; તે ઘણી બોહોસીલી અને જ્યાંબી કોઇ કામે બાહાર જાય ત્યાંથી ઘણીજ મોડી આવે એવી ચાલની હતી. તેને ઘણીવાર સમજાવ્યા છતાં તે કદી પોતાની એ ટેવ છોડે નહીં. એક દીવસે તેને કાંઇ કામસર બાહાર મોકલવામાં આવી; ત્યાંથીબી તે પોતાનાં ધારા પ્રમાણે ઘણી મોડી આવી. જેવી તે આવી કે તેનો અધીરો પડી ગયલો શેઠ બોલ્યો, "કેમ છોકરી તું એવડી મોડે કયાંથી આવી!" "સાહેબ વખારમાં ગઇ હતીની!" "એ વખાર ૫૦ વારથી દુર નથી અને ત્યાં જઇને આવતાં તુંને પા કલાક લાગો કે?"

"હાજી સાહેબ" તે બેરડી છોકરીએ જવાબ દીધો એપરથી તે બોલ્યો "જો ત્યારે મારી વાત સાંભલ, જ્યારે તું મરી જાય ત્યારે જેહાં તુંને દાતે ત્યાંજ પડી રેહેજે અને બેહેસતમાં જવાની જરાબી તજવીજ કરતી ના!"

"કાંય નહીં વારૂં!" છોકરી વીશમયપાંમી બોલી.

"કારણકે હયાંથી સુરજ ૯૬૦૦૦૦૦૦ મૈઇલની વેગળાઇએ છે અને તે કરતાંબી ઊચું બેહેસતનું મકાન આવેલું છે. અને જો તું તાહારી લઢણ પ્રમાણે પા કલાકે શો વારને હીસાબેબી ચાલવા માંડશે તો તું ત્યાં જઇ પુગશે તેની આગમચજ રસતાબેજ પુરી થઇ જગે ને પછે બેહેસતમાં ગયલું નકામુ થઇ પડશે!"

# એક અપક્ષપાત ન્યાયધીશ.

જે રાજના ધારા તેનાં રાજ કરતાની મરજી હોએ ત્યાં વાજબી ઇનસાફની આશા રાખવી એ બવકુફી ગણાએ; તેમ કરદુબાના ખલીફ અબ્દુલ બ્રાહામનના બેતા હાકમને પોતાનો મેહેલ કુસાદે કરવો હતો તેથી તેની પડોશની જગા અને બાગ જે એક વીધવા ઓરતની મીલકત હતી તે તેની કણે માગી; પણ એ મીલકત તેણીને તેના વડવાઓથી મલેલી એટલે તેણીને તે આપવા ગમીઉં નહીં તેથી તેણીએ ના પાડી. ત્યારે શું તે ખલીફની મરજી રદ જાએ? તેના આદમીઓએ તે જોર જુલમથી તેણી કનેથી છીનવી લીધી. એ ઉપરથી એ ઓરત શેહેરનાં કોટવાલ ઇબન બેકર પાસ ફરીઆદ ગઇ. એ નીઆયાધીસે તેણીની ફરીઅત સાંભલી અને જોયું કે પોતાની હાલત સુરી વચે શેપારી જેવી થઇ છે. તે જાતે દાદખાં હતો તેથી તેણીને ઇનસાફ આપવાને ઠેરાવ કીધો, અને સાધારણ ધોરણે જો તે ઇનસાફ કરેચ તો તેની અશર થનાર નથી એમ ધારી તેણે પોતાનો બેસી ફરવાનો ઘધેડો મંગાવીઓ અને પોતાની સાથે એક મોટો કોથલો લીધો અને ખલીફના મેહેલ તરફ ગયો. એ વેલાએ હાકમ એ ગરીબ ઓરતનાં બાગમાંજ ઉભા કીધેલા એક ડેહેરાંમાં સારા સંજોગે બેઠેલો હતો. તેની આગલ બેકર ગયો, અને તેને પગે પડી માગી લીધું કે તેના હાથમાનો કોથલો ભરી તે બાગમાંની મતી ભરી લેવાની તેણે પરવાનગી આપવી! આથી હાકમને ઘણી અજાએબી અને નવાઇ લાગી તોબી તેને તેમ કરવાની રજા આપી; ઇબન બેકરે તુરત તે કોથલો ભરી લીધો અને પાછી તે શાહાજાદાને અરજ કીધી કે તેણે ને કોથલો તેની સાથે મલી તેનાં ઘધેડાં પર ચહડાવાને મદદ કરવી! આ અરજથી તે ઘણો વધારે અજબ થયો, અને જણાવીયું કે એ કોઠલો તો ઘણો ભારી હતો જે તે ઉંચકી શકે નહીં. ઇબન બેકરે તેપરથી કહ્યું "શું આએ નાનો કોથલો! જે મીલકત તમે લઇ લીધી છે તેનો આ કોથલો તો એક નજીવો ભાગ છે અને તે જ્યારે તમોને ઘણો બોજદાર જણાએ છે તો સાહેબ એ જોર જુલમથી લીધેલી

જમીનનો બોજો કીઆંમતને દીને કેમ ફચકી ઉભા રેહેશો!" આની અસર હાકમને તરત થઇ અને તેજ વેલ્રા તેણે તે ઓરતને તેની જમીન બાગ અને મીલકત સપુરદ કરી દીધાં.

---

# "ચોરને પોટલે ધુલ."

## એક ઓરતની સમયશુચકતા.

---

ચીખલી ગામમાં એક તવંગર સોની રેહેતો હતો. તેની કણે દરવ્ય સારૂં હતું. તે એ ગાંમડાંનો નગરશેઠ જેવો હતો. તેને ત્યાં ગાય ઢોરનું સારૂં ટોલું હતું. બીજા ઘણાક ચાકર નફરોમાં એક દાહેલી કરીને ત્રીશ પાંત્રીશ વરશની રાંડીરાંડ તેને ત્યાં ચાકરડી રહેલી હતી. તેનાંપર એ શોનીનો ઇતબાર વીશેશ હતો, તેથી કોઇ ચોક્રશ અગતનાં કામકાજો તે તેને સોંફતો હતો. દાહેલી જાતે ચબરાક, હીંમતવાલી અને કોઇથી દરે એવી ન હતી, તે પોતાના સેઠનું કામ મનમાનતી રીતે કરતી. શેઠને બાયડી કે છોકરો હતો નહીં પણ રૂપાલી કરી એક સતર અઢાર વરસની જવાંન છોકરી હતી તેની તે સેવામાં બાકીનો વખત કાહાડતી હતી.

એક દીવસે ગંદેવી વાલા ભાતેલા દેશાઇ ભગાભાઇ પટેલે એ શોની પાસે પાંચશો રૂપીઆ ઉછીકા મંગાવીઆ. એ બેઉ જણાને નાનપણથીજ મીત્રાચારીનો વેહેવાર હતો પણ હમણા તેમને લેવડ-દેવડનો પણ વેહેવાર ચાલુ હતો. જેમ ભગો ભાથેલો એ સોનારનો એક શખુન પાછો ફેરવતો નહીં તેમ એ સોની તેણે શોફેલું કામ કદી કરયા વના રેહતો નહીં. જ્યારે તેણે ભગા ભાઇની માંગણી જાણી તારે કાંઇબી બોલયા વના તે આપવાને ઉઠયો. ગંદેવી અને ચીખલી વચેનો અંતર કાંઇ લામબો નહીં હતો. અને જે શખસ ચીઠી લાવયો હતો તે ગામનો ફકટ એક ઢેડો હતો જેને વેઠે પકડી આ કામ સારૂ મોકલવામાં આવયો હનો. અને એ ઢેડો ભગાનો ખાતરી પુરવક આદમી હતો નહીં તેથી તે ચીઠીમાંજે લખયું હતું કે સોનીએ કોઇ પોતાના વીસવાસુ શખશ જોડે તે

રૂપીઆ મોકલી આપવા; સોનીએ તેની સુચના મુજબ ઢેડાને સીધો (અનાજ પાણી) આપી વીદાય કરયો. હવે એ રૂપીઆ આપી મોકલે કોણને? એ અડચણ સોનીને આવી લાગી. એવામાં દાહેલી કાંઇ કારણસર તેની આગલ આવી જેને જોતાંજ તેણે તેને કહયું, "દાહેલી ચાલ વેકતો, આ રૂપીઆ લઇ ભગા દેશાઇને પુગાડી આવ." દાહેલી વગર આનાકાની કરવે તઇઆર થઇ અને રૂપીઆ પોતાની કમરે બાંધી હાથમાં એક નાહની લાકડી ઝાલી ગંદેવી તરફ ચાલવા માંડયું. રસતે જતાં થોડેક છેટેથી પેલો ઢેડો તેને મલયો. જેને જોઇ તે પાંમી ગયો કે એ રૂપીઆ લઇ ભગા દેશાઇ પાશે જાય છે તેથી અજાણ્યો થઇ પુછયું કે તે કયાં જાયછે. તેણીએ ગંદેવીનું નામ લીધું કે ખુશી થઇ તે પણ તેની સાથ ત્યાંજ જાએ છે એમ કહી તેણે સાથે ચાલવા માંડયું. દાહેલીને એ અજાણ્યો હતો. તોબી રસતાનાં એક સાથ તદીકે તેને કબુલ રાખયો. ટુકો રસતો લેવાને થકી એ લોકે શેહેજ નવતરો રસતો લીધો. ત્યાં બે ત્રણ માઇલ ચાલયાં કે એક ઊંડી ખાહી તેમની નજરે પડી. હયાં આવતાં વાર એ ઢેડો અચકી ઉભો અને અને દોરા કકડાવી લાલ પીલો થઇ તેણે દાહેલીને ધમકાવી ઉભી રાખી ને કહયું "ચાલ જલદી તારી કણે પાંચશો રૂપીઆ છે તે કાહાડ અને મરવાની તઇઆરી કર?" તેણીએ તદન નવતરૂં જોયુ. હયાં કોઇ આદમીનો આવજાવ હતો નહીં. તેથી ઝટ પોતા કણેનું દરવય તેને આપી દીધું અને પોતાની જીંદેગી બચાવા માંગી લીધું પણ આ કરપીણ ઢેડો કાંઇ સમજયો નહીં અને પેલી ઊંડી બે માણુસ પુર કીચલથી ભરાયલી ખીણુમાં તેને હોમાવી દેવા માંગી. એ બચારી કાલાવાલા કરતી ગુડણુમંડીએ પડેલી છે એટલામાં તો એ ઢેડો પીઠ પાછલ તે ખાહી કરી તેણી તરફ જોતો ઉભો. એ તકનો લાભ લઇ એ ઓરત એક વીજલી બીશાલની ઝડપથી પાંઉભર થઇ અને જાણે પેલો ઢેડો હમણાજ ખાહીમાં પડી જશે એવી બીહીક ભરેલી ચીચારી પાડી. ઢેડો એકદમ ચોંકયો અને પાછલ શું છે તે જેવો જોવા ગયો કે એ બાહાદુર ઓરતે એવા જોરથી તેને આંચકો મારયો કે લાગલો તે એ ખાહીમાં પટકાયો, અને એક પથર પર માથુ પડવાથી લોહી લુવાન થતો નીચે એક કઠણ સપાટીપર મુરદું થઇ પડયો, એ

થયું કે લાગલી તે ઓરત પાસેના ગામડામા ગઇ અને તયાંનાં પટેલ તથા આદમીઓને તે જગાપર તેડી લાવી સઘલી વાત તેમને કહી, તેઓએ તુરત દોરડાં વગેરે મંગાવી તેની મદદથી પેલાને બાહાર ખેંચી કાહાડયો અને તેની કણેથી પેલા પાંચશો રૂપીયાની થેલી એમની એમ મલી એટલુંજ નહીં પણ તેની કમરે બીજા ત્રણશે રૂપીઆ બાંધેલાબી મલયા.

ખોલ કરતાં માલમ પડયું કે તે કોઇ ઢેડો નહીં હતો પણ મહી કાંઠાં તરફનો કોઇ ભીલની જાતનો હતો, અને તે લુતફાત કરવાની મતલબથીજ ગંદેવી તરફ આવી રહયો હતો.

એ રીતે બાહાદુર દાહેલીએ પોતાનો જાંન બચાવ્યો એટલુંજ નહીં પણ પોતાના ધણી સોનારની પાંચશો રૂપીઆની થેલી બચાવી.

---

# કશાઇને ઘર પાદરી પહરોણાઓ.

---

એક ગામડાંના એક કશાઇને ઘર એક વેલા બે ડોંગા પાદરીઓ પહરોના ઉતરયા, તે ભલા કશાઇ અને તેની બાયડીએ મસલત કરી તેમણે પોતાના ઓરડાની પાશેના એક ઓરડામાં સુવાડયા. આ બંને ઓરડાની દેવાલ વચે મોટી ફાત હોવાથી એક મેકનાં ઓરડામાં શું વાત થતી તે શંભલાઇ શકાતી હતી. પેલા પાદરીઓમાંના એકે ધ્યાંન દઇ સાંભલવાંથી પેલા કશાઇને પોતાની સ્ત્રી સાથ નીચે મુજબ વાત કરતાં સાંભલ્યો—તે બોલ્યો, "પેલો એક તો ખુબ ચરબદાર થઇ ગયો છે તેને તો રેંહસવોજ જોઇએ." સ્ત્રીએ પુછયું કે "નાઘલો કે વડો?" તે કશાઇએ કહ્યું "નહીં રે મોટા, વાસતે આજે પાછલી રાતે ત્રણ વાગતે તેને ઠાર કરશું." ગરીબ બચારો વડો પાદરી! તો ઉપલી ગોફતેગો સાંભલી કાંપવા લાગ્યો! પેલા ભલા કશાઇના બોલવાની મતલબ તે સમજી શકયો નહી! એ મતલબ એમ હતી કે પાછલી રાતે પોતાના ડુકકરોમાંના એક ડુકકરને કાપવાને પોતાની બાયડી સાથ વાત કીધી હતી. પણ એ બચારાએ પોતાના ઊપર એ વાત થયલી ધારી. કરવું કેમ? બંનેને એક તાલ શુઝી બારી નીચી હતી માટે બારીએથી કુદી જવું બંને જણે ઠેરવ્યા. પહેલો એક કુદીને

નાશી ગયો ને બીજો જે ઘણો ફરબે હતો અને કપાવાની ધાસ્તીથીજ મરવા પડેલો હતો તે કુદયો ખરો પણ પગ લચકાવાથી ઉઠાયું નહી તેથી પાશે ડુકકરોનાં વાડામાં છેક અંદરથી ભરાઇ બેઠો. પાછલી રાત પડી ને કશાઇ વેહતી છુરી લઇ પોતાની સ્ત્રી તથા માણુશો સાથ ડુકકરોના વાડામાં આવ્યો ને બોલ્યો "ચાલ બચા આજે તારી કમબખતી આવી!" પેલા પાદરીની ધીરજ ઉઠી ગઇ! ને "દયા દયા" ના પોકાર મારતો કશાઈના પગ આગલ આવી પડયો ને પોતાનો જાન બચાવવાને સરવને વીનંતી કરવા લાગ્યો! કશાઇની અચરતીનો શુમાર ન હતો. તેને કશું સુજ્યું નહીં કે આપ્ને ધરમગુરૂ સાહેબ ડુકકરના વાડામાં કાંએ ભરાઇ બેઠા! આ ધભરાત અને અજાયબી વચ્ચે પેલો નાઠેલો પાદરી પોલીશની મદદ લઇ પાછો ફરયો! જરાવાર ગુચવાડો ચાલ્યા પછી એ અચરતીએ અતીશે રમુજનું રૂપ પકડયું અને હશાહશ સાથ પોલીશના શીપાઇઓ પાછા ફરયા!!

---

# દલીદ્રતામાં પણ ઇમાનદારી!

એક ગરીબ ઘણી કંગાલ હાલતની લીશબોન શેહેરની એક વીધવા ઓરત વીશે કેહે છે કે તે શેહેરનાં રાજા કણે દરરોજ તેની મુલાકાતે તે આવતી હતી. પણ તેની હાલતપરથી દરબારનાં આદમીઓ રોજ તેને હંડશેલી કાહાડી મેલતા હતા, તેમની જરાબી દરકાર કરયા વણા એ પકા ટેરાવની ઓરત પાછી બીજી શહવારે પોતાની અરજ ગુજારતી મેહેલનાં દરવાજા આગલ આવી ઉભી રહેતી અને એટલુંજ કેહેતી કે તેણીને રાજાને મલવું હતું. એમ ઘણા દીવસ સુધી ધકેલા ખાધા પછે તેનો રાજા સાથ સમાગમ થઇ ગયો જેને જોતાંજ તેની હજુર એક તોપલી ધરી બોલી, "ખાવીંદ, શને ૧૭૫૫ નાં વરશનાં ભયંકાર ધરતીકંપથી જે મેહેલો ગરક જઇ પાએમાલ થઇ ગયાં હતાં તેમાંનાં એકાદનાં ઢગ વલી ગયલાં ધુલ અને મતીનાં ધગલામાંથી મને જે મલી આવ્યુંછ તે આ રહ્યું. એ તમે તપાસી જુવો! સાહેબ હું એક ગરીબ વીધવા છું અને મારાં ૭ છોકરાંનું પેત ભરવું મને ઘણુંજ મુશકેલ પડે છે અને એ

મારી કંગાલ હાલતમાંથી સદાની મોકલી કરવાને આ તોપલીમાંનું ધન મને પુરતું છે, પણ મારી આબરૂનું ધન અને જીગરની સાબાસીની દોલત મને એ કરતાં વધારે વાહાલી છે, તેથી એનાં ખરા હકદાર માલીક તમો પોતે ખાવીંદજ છો એમ સમજી હું તમો હજુર તે ધરૂં છું કે તમો મારી આ ચાલનો કાંઇક બદલો આપી મને ખુશી કરશો !" રાજાએ તુરત તે તોપલી ઉખેડાવી જોયું તો હીરા માણક અને બીજાં ઊંચી કીમતનાં ઘણાજ સરસ જહવાહેરનાં નંગો જોઇ ઘણો તાજુબ થયો, અને એ ગરીબ વીધવાની આ ચાલથી ઘણો ખુશી થઇ ગયો એટલુંજ નહીં પણ તેણીને પોતાનાં દેશનાં ચળણી શીકા વીશ હજાર અપાવીઆ. અને એ જહવાએરનો ખરો હકદાર ધણી કોણ હતો તેની ખોલ કરવા કહ્યું ; અને જો તે મલી આવેતો તેમ નહીંતર કે એ સઘલો ખજાંણો વેચી તેની જે કીમત ઉપજે તે એ વીધવા અને તેનાં બાલકોનાં પોશન કીજે આપી દેવાને ઇછા જણાવી.



# હજામની દાહાડી બોડનાર એક ઉમરાવ!

હારટનનો ડયુક સેહેજ સાહાજ ગયલાં મગજનો હતો. તેનાં ચકરમપણાંની ઘણી વાતો અજવાલામાં આવી છે. જેમાંની નીચલી વાત ઘણી ગમત પેદા કરે છે.

કેહેછે કે તે પોતાનાં એક વકીલને સહવારનાં પોહોરમાં કાંઇ કામ સારૂં મલવા ગયો, પણ વકીલ એક હજામ સોડે માથું કતરાવતો હતો તેથી એક ખુરશી પર તે બેસી એક ચોપાંનીઆં સાથ એ દીઉક ગમત મેલવવા લાગો. જેવી પેલા વકીલની હજામત પુરી થઇ કે તે ખુરશી પર ઉઠી બેઠો ને તે હજામને બોલાવી કહયું "મારા દોસત, ચાલ આવતો મારી દાહાડી બોડ."

હજામે તેના હોકમને માન આપી તેની દાહાડી બોડી. દીઉકે મોહોડું ધોઇ પાછી તોપી પેહેડી આરશીમાં જોયું અને પોતાની મરજી પરમાંણે કાંમ થયલુ જોઇ ખુશી થયો ને ગજવામાં પઇશા સારૂ હાથ નાખી જોયચ તો તેમાં એક ફુટી બદામબી હતી નહીં.

તેથી લજવાઇ જઇ તેણે હજામને જણાવયું કે તે પઇસા લાવવાને ઘરથી ભુલી આવયોછ. હજામે તે વીશે તેને બેફીકર રેહેવા કહયું ને બોલ્યો "અરે નામદાર નથી તો શું મુજાકો છે?"

"ભાઇ તું કેહેચ તે ખરી વાત; પણ તારે જાણવું જોઇએ કે હું કરજમાં રેહેવાને તદન ધીકારૂછું વાંસતે મારૂં માની તું આએ ખુરશી પર બેશ ને તાહારી દાહાડી મને બોરવા દે?" એમ કેહેતાં તેણે પેલા વકીલ તરફ આંખની ઇશારત મારી. બચારા હજામે પોતાને પંચાતીમાં જોયો. તે ઘભરાઇ ગયો અને નહીં સમજ પડે એવાં બાહાંનાં કાહાડયાં, પણ તેનું કશું વલયું નહીં. અમીર પોતાનાજ બોલનો થયો અને તેને ખુરસીપર બેસવાની ફરજ પાડી. અને ઘંભીર ચેહેરો રાખી તેની દાહાડી બોડી. અને એમ કીધા પછે ખુશી થતો બોલ્યો, "ચાલ, મારા દોસત, હું હવે તાહારા કરજમાંથી છુટો!" એમ કહેતાં કલેજું પકડી હસતો હસતો તે નીચે ઉતરી પડયો.



**એક ચાલાક બાયડી.**—એક જોડું પરણવાની તૈયારીમાં હતું. ઘણા દીવસ સુધી એકેક સાથ મોહોબત કીધા પછે તેઓ જે દીવશે પરણવાને દેવલ તરફ ચાલ્યા તે દીવસે દેવલનાં બારણા આગલ આવતાંજ ખાવીંદ થનાર ગ્રહસ્થ ઉભો રહયો અને જેને પરણવાનો હતો તેનાં તરફ ફરીને કહ્યું "વાહાલી એલીઝા મેં તને વારમવાર કહ્યું હતું કે મારા દીલમાં શું છે તે તને હું કહીશ. મેં તેમાંનું થોડું કહ્યુંછ પણ બધુ કહ્યું નથી તેથી સાંભલ; જયારે આપણા લગન થઇ રેહેશે કે હું ત્રણ ચીજ કરવા માંગીશ. તેમાં એક તો એકે "મારૂં સુવાનું હેલાયદું કરીશ; બીજું જમીશ ત્યારે એખલો; અને ત્રીજું વગર કારણે હું તાહારો વાંક કાહાડીઆ કરીશ! માટે જો એ શરતો તને કબુલ હોય તો આપણા આજે લગન કરીએ!"

તે ઓરતે જવાબ દીધો "હા મારા વાહાલા; તમે કહોછ તે મારે કબુલ છે કારણ કે તમે એખલા સુવો પણ હું તેમ સુવાની નથી; તમે એખલા જમશો તો હુ હમેશાં પેહેલાં જમી લઇશ; અને તમે વગર કારણે મારો વાંક કાહાડશો તો તેનો ઇલાજબી મારી કણે છે કે તેમ વાંક કાહાડવાને તમોને હું તક આપીશજ નહીં." આએ મુજબ સરતો નકી કરી બેઉ જણાએ જીંદેગી સુધીની પ્રીત બાંધી પરણ્યા.

# સહજડ સપડાયો.

અમેરીકાનાં ન્યુઆરક શેહેરમાં એક જવાંન ઓરત એક જવાંન અમેરીકણ ઊપર મોહી પડી. તેણે જોયું કે એ ખાવીંદ તેણીને શુખી કરશે પણ તેને વશ કેમ કરવો એ તેને એક મોટી ચીંતાની વાત હતી.

પણ ઓરતનાં મક્કર આગલ આવી ચીંતાની બીશાદ શી.

તે લાગલી ઠાઠમાઠ કરી એક જવાન વકીલ પાસ ગઇ, અને તેને પોતાની મતલબ જણાવી; એ વકીલને આવા કજીઆ કવચીતજ મલતા હતા તેથી તે વીશે શું મત આપવું તે ઠકી ધભરાયો, અને કાયદા પોઠીનાં પાનાં આંમતાંમ ઉઠલાવી એક વકીલ દાવપેચ અને મક્કર ભરેલી શહલા આપે તેવી આપી, અને કહ્યું કે તેણીએ કોઇ તજવીજથી જે જવાન શખશપર તે મોહી પડીછ તેને પોતાની સાથ બે ચાર વાર અરધો કે પા કલાક એકાંત વાત કરવા દેવી અને તે વીશે બે સાક્ષીઓ સદા હાજર રાખવા કે જો તે પરણવાને ના કબુલ કરે તો તેનાંપર લગનનો કોલ તોડવાનો વાંક મેલી શપડાવી શકાય કે જેની બીહીકથી તે તેણીને પરણે; એ શહલાથી ખુશી થઇ, તે ગઇ, અને તેમ કરવાને વચન ઓપ્યું. તે રોજ રોજ પોતાના વકીલ જોડે આવતી અને અરધો પોણો કલાક બેસી પોતે શું શું કીધું તે હકીકત જણાવતી, વકીલ વારમવાર તે ધણીનું નાંમ પુછતો પણ તે કેહેવાને બાહાનુ કાહાડી અખાડા કરતી; તે રોજ જઇ જે જે વાતો પેલા વકીલને કેહેતી તેપરથી એ બાબે એ બાઈ ફતેહ પાંમશે એવી આશા વતીક તેણે બતાવી. એક દીવશે તોબી તેણે પુછ્યું.

"પણ બાઇ, તમારા શાક્ષીઓ છે કે? મેં કહ્યું હતું તેમ તેઓને બોલાવ્યા છે કે નહીં?"

"તેઓ હમણા આવશે, મેં તેઓનેજ હીઆંજ બોલાવેલા છે."

"પણ તમારી ખાતરી તો છે કે તે લોક આપણી મતલબ પ્રમાણે શાખશી પુરશે?"

"ઓહ! તે વીશે તમારે કાંઇજ ફીકર નહીં કરવી કારણ કે જે ઓરડામાં બને સાથે મલીએછ તેનાં દરવાજાની બાહાર હમેશાં હું ચાર શાક્ષીઓ રાખતી આવીછ."

"અરે વાઊવાજી ત્યારે તો!"

એ મુજબ કલાકો શુધી બેઉ જણા ખુશી થઇ વાતો કરતા હતા પછે તેણે પુછયું, "હવે તમે તે ધણીનું નામ કેહેવાને વીલમ લગાડશો નહી કારણ કે મને જો કદાચ કજીઓ ચલાવવો પડે તો મારે તેનું નામ જાંણવુંજ જોઇએ ને હવે આપણે વધારે ધીલ કરવી શજાવાર નથી, હવે તે મજબુત શપડાયોછ."

"શું ખચીત!"

"અરે શપડાયોછ એવો કે તેમાંથી છુટવો મુશકેલ!"

"ત્યારે તેનેતો લગન કે બંદીખાણું!"

"ખચીત, એ બેમાંથી તે ગમે તે પશંદ કરે! પણ તેનું નામ, તેનું નામ! મને જણાવી દો!"

"હા શાહેબ, હવે કહુંછ ત્યારે!"

"શું નામ ત્યારે!"

"શાહેબ, તે નાંમ તમારૂંજ છે! તે શખસ તમે પોતેજ છો! અને સાખશી તરીકે બાહાર ચાર જણા શદા બેઠેલા રેહેછે તે જુવો!" તે ઓરતે હશીને કહ્યું "તમે મને પરણવાની હવે ઢીલ નાં કરશો!"

---

**સુનાની માળા કરતાં સારૂં નામ ઘણું ભલું**—ઉપલી ફ્રેંચોમાં ચાલતી કેહેવતનું મુલ જાણવા જેવું છે. ફ્રાંન્સના રાજા આઠમાં લુઇના વખતમાં ફ્રેંચ દેવલોમાં એવો રવઇઓ હતો કે દેવલમાં જતાં લોકો દેવલમાં "ખોદાની મેહેરબાની તમારાપર સદા રેહેજો" એવા બોલો બોલી એકકને બોકી દેવી. એક દીવશે રાંણી દેવલમાં ગઇ. ત્યાં એક પાખંડી ઓરત વેશીઆ ઘણા અછા શીંગારથી અને દરબારી ઓરતો ધરાવે એવા શોખીન પોશાકમાં ત્યાં આવી હતી, તેને રાંણીએ એક મોટા કુલની ઓરત સમજી ઊપલા રેવાજ મુજબ બોકી લેવા દીધી. પછવાડેથી રાજાને એ ભુલ જણાવાથી તેને ઘણો ગુશો લાગો, અને લાગલો હુકમ કાહાડયો કે ઘણોજ ઉમદા ફીશમનો અને શોભીતો ઝભો તેમજ સુનાની માળા જે પરણેલી ઓરતની નીશાન તરીકે હતી તે વેશીઆ ઓરતોએ કદી પેહેડવો નહીં. અને તેને વાશતે મોટી શીક્ષા ફરમાવી. એ ઉપરથી મથાલે મુકેલી કેહેવતનું મુલ નીકલેલું છે.

---

# સ્પેનદેસની એક ઓરતની વખાણવાલાયક બાહાદુરી.

એક શાધુને તેનું નાનુ જુપડું શંતોશી રાખે છે પણ એક શેહેનશાહને અરધી દુનીઆંનું રાજ હજુર વધારે લોભ પેદા કરે છે, તેમ શેહેનશાહા નેપોલીઅન પોતાની મોટી ફતેહ અને જાહોજલાલી છતાં બોરબોન કુટુંબનો વાવટો જે શારાગોશા ઉપર ઉડતો હતો તે પડાવી એ જગા પોતાને તાબે કરવાના હેતુથી પોતાના એક સરદારને મોકલયો. એ સેહેરમાં કીલો હતો નહીં. તેને ફરતી બાર ફીટ ઉંચી અને સાડા ત્રણ ફુટ પોહોલી એક દીવાલથી ઘેરી લીધુ હતું, અને તેમાંબી જગે જગે ઘરો બાંધેલાં હતાં. એ ઘરો તથા આજુબાજુના દેવલો અને મઠખાણુઓ ભાગી ટુટી હાલતમાં આવી પડયાં હતાં. એક ઇલતોરેરો નામની ટેકડી એ શેહેરમાં હતી, જે એક મઇલ દુરથી દેખાતી હતી, અને તે પરથી નાશકારક તોપથી એ શેહેર ઉપર હલો કરવાને બની આવે એવી તેની જગા આવી હતી.

શાહાથ હજાર આદમીઓની વસતીમાં તેનાં બચાવ કીજે ફકત બસો વીશ શીપાઇઓ હતા, અને તોપખાંણામાં આખી હાલતમાં દશ તોપ હતી.

ફરેંચોએ પોતાના સરદાર લીફીવરની શરદારી હેઠલ એ શેહેરપર જ્યારે ઘેરો નાખયો ત્યારે તેઓએ અંદરનાં લોક વીશે જે વીચાર બાંધીઓ તે એવો હતો કે તેઓમાં મુખય શાધુઓ તથા હીચકારાઓ વસે છે.

પણ તેમને થોડીજ ખબર હતી કે જે કામ તેઓ કરવા આવયા હતા તે કેવી ઝહેમત અને હગડાઇનું હતું. કારણકે કોઇબી કાલે કોઇબી દેશમાં એવી નોંધ લેવાને તવારીખને જોગવાઇ આપી નથી કે સારાગોશાના લોકે ફકત બે માસમાં જે બાહાદુરી જે દેશઅભીમાન અને જે સાવધ મનની દ્રધતા બતાવી તેવી બતાવાનો દાખલો તેથી મલી આવે! તેઓએ બતાવેલી મોટી બાહાદુરી તેઓએ ખમેલી મોટી વીપટી અને તેઓએ દેખાડેલી મોટી પેહેલવાંની ધીરજ આપણુને ખચીત હેરતમાં નાખે છે.

ઘેરો શરૂ થતાં જયારે કાંઇ વલીઊં નહી ત્યારે ફ્રેંચોએ સુનાનાં ઝમકાતથી આ બાહાદુર શેહેરને તાબે કરવાનો યતન કીધો; અને અફસોસ એક બેવકુફ, એક ચંડાલ કંગાલે પોતાનાં શેહેર કરતાં, પોતાની જનમભુમીની આબરૂ કરતાં અને પોતાનાં દેશહીતકારીપણાનાં લોભ કરતાં ફ્રેંચ સુનાં ઉપર લલચાયો અને એ કાયર હીચકારા અને પોતાંનાજ લોહીના ખરા શતરૂએ પોતાના મુદઇઓની શલાહથી શેહેરનો દારૂગોલો સલગાવી મુકયો. એ દીવસ બીજી જુનનો હતો, તેણે કીધેલો આ ગુનાહ નહીં માફ થઇ શકે એવો હતો. જે ગુનાહ તેણે કીધો તે એક નીચમાં નીચ આદમી એક કંગાલમાં કંગાલ ખુની અને એક હીનાસલાં, વખોડાએલાં દલદર આદમી કરતાંબી નીચ હતો! જેને બચાવી લેવું જોઇએ તેને તેણે બેરેહેમ બની દારૂગોલાથી સલગાવી મુકયું. પોતાના સ્વદેશીની આ કંગાલ ફીતકાર ભરેલી ચાલથી બચારાં લોકને જે ખમવું પડયું તેનો વીચાર કરવો ઘણો ભયંકાર છે. બાહાર ઘેરો ઘાલી પડેલા ફ્રેનચ મુદઇઓએ જ્યારે અંદર દારૂગોલો ફુતવાના ધડાકા અને કડાકા શાંભલીઆ ત્યારે ખુશી થઇને શેહેરનાં દરવાજાં આગલ આવીઆ. અંદરના લોક આ એકાએક આવી પડેલી આફતથી તદન ગાફેલ હતા, તેઓ વીશમય સાથ ઘભરાઇને એકકનું મોડું જોવા લાગા; બાહારથી મુદઇઓ તોપના ગોલા છોડતા હતા અને અંદર પોતાના બચાવ સારૂ તઇઆર રાખેલો દારૂગોલો તેમનું સતયાનાશ વાલતો હતો. એ મામલો તેમનાપર એકાએક આવી પડયો. થોડા વારમાં બચારા લોકની લોહનાં ઢગલા નજરે પડવા લાગા. ખચીત તેમની કમબખતી આવી હતી આવા હીંગામમાં સાંમે આવી ઊભો રહી જવાબ કોણ આપે, સરવે ઘભરાતમાં પડેલા હતા, તેઓ બચાવ કોણથી કરે! એવામાં એક ઓરત એક દેવલમાંથી નીકલી આ શતીયાનાશનાં તખતા પર આવી ઉભી; તેણે શફેદ પોશાક પેહેડેલો હતો. તેણે ધરમની નીશાન લટકાવેલી હતી તેણીના બાલ વીખરાઇ ગયલા હતા, અને તેની ચશમમાંથી અજાએબ તહરાનાં ચકચકાટનો ઝરો ફુટતો હતો; તે ડંબ મજબુત અને પકા ડેરાવનાં પગલાંથી ચાલી આવતી હતી, અને જે જગાપર પેલા મુદઇઓ બાહારથી ગોલા ફેંકતા હતા ત્યાં તે આવી ઉભી, તે પુલ ઉપર

ચહડી; અને એક લાઇલાજ થઇ પડેલા શીપાઇના હાથમાંથી બલતો કાકરો લઇ જે તોપ દુશમન ઉપર ગોઠવેલી હતી તે ફોડી! અને પોતાની ધરમની નીશાંનને ચુમી લઇ તે મોટે અવાજે બોલી, "ફતેહ! કઆ મોત!" ને ફરીથી તે તોપ ભરવા માંડી, તેણીનો અવાજ, તેણીનો દેખાવ અને તેણીની દેશાભીમાની ચાલ આસ પાસનાંઓને ઉશકેરવાને કાંઇ થોડી નહીં હતી. જાણે ખોદાતાલાએ તેણીને તે શેહેર ઉગારવાને મોકલી હતી, તેણીનાં પોકારને ટેકો મલયો અને શેકડો જીવડાઓ બોલી ઉઠયા, "ઘણું જીવો ઓ એગોસતાઇના!"

"ચાલો—વેલા થાઓ, ફતેહ આપણી છે!" દરેક બાજુથી અવાજ નીકલયો. લોક જુમમાં આવી ગયાં અને ફરેંનચોને તેમનાં દગા છતા શરમ સાથ પાછું હટવું પડયું!

લીરીવર શરદારને એકાએક મામલો ફેરવાઇ ગયલો જોવાથી બહુ ઓચંબો લાગો તેણે ઠરાવ કીધો કે એ શેહેરને ભુખમરાથી આજેજ કરી તાબે કરવું તથા બાહારથી તોપનો મારો ચાલુ રાખવો.

આ ગજબનાક હાંદેશા કરતાં મોત ભલું એમ શેહેરમાં વીચારવા લાગાં. પણ તોબી એગોશતીનાંને શરવે લોકોને તેણીનો પરતાપ બતાવાને તક આપી.

એ બાનું વગર હાકવે કે કંતાલવે જેઓ ઘાએલ થઇ પડતા તેમની માવજત કરવા લાગી, કોઇબી ભયંકાર જગામાં પોતાનાં જીવની દરકાર વગર જઇ ઉભી રેહેતી. ભુખે મરતાંને ખવાડતી. આજારીની માવજત કરવી અને દુખીઓને શાહે થવું એ કાંમ શવારથી શાંજ શુધી તેણીનું હતું તે ઘરે ઘર ફરતી અને દરેકની હાજત પુછી પોતાથી બનતું તેમ પુરૂં પાડતી, આ વેલાની તેણીની શેવા કાંઇ થોડી નહીં હતી. ફરેંનચો આસને આસતે આગલ વધી અરધું શેહેર રોકી બેઠા અને એ તક લઇ ફરેંનચ સરદારે તાબે થવાનું કેહેણ શારાગોશાના સરદાર પેલેફાક્ષપર મોકલીઊં, કારણકે તેણે ગણુતરી કાહાડી જોયું કે તેમની ફતેહ હવે જરાબી દુર નથી. જેવું એ તાબે થવાનુ નાંમુ તેને મલીઊં કે જાહેરમાંજ તે તેણે ઊંખેડી વાંચીઊં અને આ બાહાદુર ઓરત જે તેની પડોશ-માંજ ઉભી હતી તેને પુછયું કે "એનો શું જવાબ દેવો?"

તેણીએ ધીક્કાર સાથ કેહેવાડયું કે "હથયાર ભાગી જશે તો છરીથીબી લડશું!"

લોક તેણીનાં બોલંપર રીદ્યા હતા, એજ જવાબનો પડઘો બધી તરફથી થઇ રહયો, અને તે શરદારે તેજ જવાબ પોતાના મુદ્દાને કેવાડયો. આવી જાતનો જવાબ આવા બારીક લાચાર અને વગર મદદને વખતે કોઇજ દેશહીતકારી લોકે કેહવાડયો હશે. હવે ફરેંનચ અને સ્પેનીશો વચે લડાઇ થઇ તે જાણવા જોગ હતી. એક મોહોલામાં એક હારના ઘેરોમાં સ્પેનીઅરડો અને સાંમી બાજુની હારનાં ઘરમાં ફરેંનચો ઉભા રહી એકક સામું લડવા લાગા. આખું દરેક ઘર ગોયા બલતા પાહાડોનાં કડાકાથી ગાજી રહયું. જ્યાં જોઇએ તાંહાં તોપ અને બંદુખના નાદ પરગત થઇ રહયા. દરેક ઘરમાં અને દરેક ખુણામાં દારૂ ગોલો ફાતી નીકલતો હતો એ વખતે પોતાનાં જીવની દરકાર કરયા વના આ બાહાદુર બાનું એક ઘરથી બીજે ઘર દોડી જઇ લોકનાં જુમને ઉશકેરેલું રાખતી અને દરેકને નવી ઉલત આપી પાછી ફરતી; અંતે ફરેંનચોને પાછું હટવું પડયું, તેઓ છેક આગશતમાં કંટાલીને એ જગા છોડીને પેમપીઉલામાં ગયા. આપણા આ ગાજી મરદોની ફતેહ કાંઇ જેવી તેવી હતી નહીં. તેમની બાહાદુરીની નોંધ તવારીખ લેવાને ગોયા મગરૂરી જોતી હતી. દરેક દેશાંભીમાંન સજનને તેમનો દાખલો એક નવું ઉતેજન હતું. આખી દુનીઆનો આશીરવાદ લેવાને તેઓ લાયક થયા હતા. પેલેફાક્ષથી બનીઉં તેમ પોતાનાં દેશી બાહાદુરોને ઇનામ આપી. નવાજેઆ, જેઓ કીરની ભરેલાં મોતે ગુજરયાં તેમને મોટા માન અને ભપકાથી ભુમીદા કીધા, જીવતાં રેહેનારાઓમાં ઓગસ્તીનાને પરવરદેગારે બચાવી લીધી હતી, તેનાં શરદારે તેણીને ઇનામ આપવા માંગયું અને તે ઇનામ તેણીની મરજી મુજબનું તેણે આપવાનો વીચાર જણાવીઓ, તેણીએ નરમાસથી એટલુંજ માગયું કે એક સરદાર તરીકેનો મરતબો તેણીને આપવો તથા સારાગોશાનું ચીતર બતાવતાં દેશાભીમાંનનું બખતર આપવું. તેની ખાહેશ પુરી પાડવામાં આવી, તેણીના બાકીના દીવસો આબરૂ ભરેલા પણ ગરીબાઇમાં ગુજરયા અને ૧૮૨૬ માં તેણીની આંખ્ય સદા બંધ થઇ ગઈ.

# એક ગનુેહગાર છોકરાને તેના ઇનસાફી બાપે કીધેલી વાજબી સીક્ષા.

---

આયરલંડ દેશમાં એક પરગણાનો જેમશ વીચરીટઝસ્ટીફન નામનો એક શોદાગર નીયાધીશનો ઓધો ધરાવતો હતો, તે પોતાનો વેપારબી ચલાવતો હતો, તેથી પોતાના એકજ પુરા દીકરાને કેટલુંક નાણું આપી માલ ખરીદવાને સ્પેન દેશ રવાનાં કીધો. પણ એ છોકરાએ પોતાને આપેલા પઇસા છુપાવીઆ, અને ત્યાંના વેપારી શોડે માલ ઉધાર માંગીઓ. તેનાં પીતાનું નામ તયાં પરખ્ખીઆત હતું તે છતાં તે વેપારીએ પોતાના ભતરીજાને તે નાણા વશુલ કરી લાવવાને એ નીયાધીશનાં છોકરા સાથ તેને દેશ મોકલયો. એની ઉમરબી એનાજ જેટલીજ હતી. તેઓ સાથે નીકલયા ત્યારે મીત્ર તરીકે નીકલયા. પણ જેમ જેમ તેમનું વાહાંણ તેમની ઉતરવાની જગા નજદીક આવતું ગયું તેમ તેમ પેલા ગુનેહગાર માહાના ફીટઝસ્ટીફનનાં દીલમાં ભુસકા પરવા લાગા કે તેનું કાવતરૂં હવે જલદી પકડાઇ આવશે, તેથી તેણે પોતાનાં એ જવાન મીત્રને નારી નાખ્ખવાનો વીચાર કીધો.

એ વીચારને મલતા થઇ મદદ કરવાને તેણે મોટી આશા અને ઇનામોથી વાંહાંણપરનાં શરવે જણાંને સમજાવયા. અને એ સઘલાઓએ મલી એ બીચારા નીરદોશને તે ઉંગેલો હતો તેવામાં પકડી ઊંચકી દરીઆમા હોમાવી દીધો. એ પછે થોડે દીવસે એ વાહાણ તેમનાં ધારેલાં બંદરે આવયું; તેનો બાપ અને સગાવાહલાં આ ચંડાલ છોકરાને ખુશાલી સાથે લેવા આવયાં, અને ટુક વખતમાં તેનાં બાપે તેને મોટી દોલત આપી વેપાર કરવાને એક પેહેડી ઊંઘાડી આપી.

આ મુજબ પકડાઇ જવાના સઘલા ભયમાંથી તે પોતાને મોકલો થયલો શમજયો; અને થોડા વખત પછે તેણે એક ઘણીજ ખુબસુરત ઓરત સાથ લગન કરવાને ઠેરવયું. એ લગન કરવાનો દીવસ છેક નજદીકમાં આવે તેટલાં તો પેલાં વહાણપરનો એક ખલાસી મરવા સુતો. તેણે પોતાનાં દીલમાં જે બોજો ભરેલો

હતો તે ખાલી કરવાની મતલબથી અને પોતાના પેદા કરનારની આગલ શુરખરૂ ચેહરે જઇ ઉભો રેહવાની ધારનાથી એ નીયાધીશને તેડાવી મંગાવીઓ અને સઘલી કેફીઅત તેને કહી દીધી. એ સાંભલતાંજ તેની છાતી દંગ થઇ ગઇ. પણ કઠણ દીલ કરી તે તે બોલયો "ઇનસાફને તેનો ખરો રસતો લેવા દેવોજ જોઇએ !"

એ પછે તેણે તુરત પોતાનાં છોકરાને અને તેના મલતીઆ બીજા ખલાસીઓને પકડાવી કેદ કરાવયા. હયાં સઘલાઓએ પોતાનો ગુનાહ કબુલ કીધો, અને સઘલાઓ ઉપર અદાલતમાં એ તોહમત મુકી કામ ચલાવયુ. આ દીવસો આયરલંડની તવારીખમાં અપક્ષપાતપણાંના એક અજાએબ જેવા દાખલા સારૂ સદા ઝલકટા રહી જશે અને જે દેખાવ થયો તેવો કોઇજ દેશની તવારીખ બતાવાને શકતીવાન થશે. એ બાપને પોતાના દીકરાનાં અજીમ ગુનાહ સારૂ ઇનસાફ કરવા બેઠેલો જુવો. કાયદા અને ઇનસાફને માન આપી તેણે પોતાના એકજ પુરા દીકરાને મોતની શીક્ષા પોતાને મોહોડે ફરમાવી. ખુદરતી કાયદા તોડવાને લીધે ઇનસાફ એ ધુનાહ કરનારને જેવો ફટકો મારવો વાજબી ધારે તે ફટકો ઘણીજ હીનસપતી અને બેજાલત લગાડીને એ પીતાએ પોતાના બેટાને તુછકારની નજરથી ધીકારી કાહાડી તથા મોતની શજા ફરમાવી મારયો. વગર દીકરાની દલદર જીંદેગી પોતાપર ખેંચી લે અને પોતાના હવે પછેના વંશનો વેલો વધતો તદન અટકાવી નાખે, એ દેખાવ જોવો ઘણોજ ચાનાક આપનાર અને અજાએબી પાંહરનાર થાય તેમાં શી નવાઇ! તે બોલયો, "કમતાલે બેટા, તારો ઇનસાફ કરવાને તારા બાપને માથે ફરજ આવવાને બદલે કોઇ તરાહેત ધણીને માથે આવી હતે તો મારી ચશમમાંથી આંજુનો કતરો વેહેતે અને તેની કણે કાલાવાલા કરી તાહારી જીંદેગી શારૂ માંગી લેતે. પણ હવે તો તને મોતની શજાને તાબે થવુંજ પડશે. મારો આ બોલ કોઇ કાલે ફરનાર નથી. અગર જો તને કંઇબી આશા હોય તો તારા પેદા કરનારની સ્તુતી કર કે તારે સારૂ તે દયાના દરવાજા બંધ નહીં રાખે." આ નેક અપક્ષપાત નીયાએધીસનું બોલવું સાંભલી બધા લોક દંગજ થઇ ગયા ! તેઓની અજાએબીનો કશો પારજ નહીં રહયો. ખુદરત આવે વખતે આવા સંજોગ અને સગાઇમાં જે દલીલ પેદા કરે

અને પોતાના બેટાને બચાવી લેવાની જે વલાણ એક પીતાને આપે તેને બદલે ઉલતીજ વાંણી સાંભલી તેઓ બેહદ ઓચંબા તલે ગરકાવ થયા.

આ કમબખત છોકરાના સગાવાહાલાંઓએ એ કમનસીબ બાપની આશપાસ ફરી વલી તેને ઘણો સમજાવયો. તેને મોતેબર દલીલોથી સમજાવયો કે તે ખુદરતના કાયદાને આધારેબી પોતાનાં દીકરાને બચાવી લેવો જોઇએ. તેની કમભાયમ ઓરત અને આ ગુનેહગાર છોકરાની મા એક ઘેલીનો અવતાર લઇ પોતાનાં એકજ-પુરાં ચીરનજીવીને આ ભયંકાર અને અપજશ ભરેલાં મોતમાંથી બચાવાને પોતાના કુટુંબના વડાઓ આગલ જઇ રડવા તતરવા લાગી. લોકો આ ભલા પીતા તરફ દયાથી જોતા હતા. તેઓ એક દીલે આ છોકરા તરફ મેહેરબાની બતાવા લાગા. અને તેમના દીલમાં એવા જુશા ઉપજવા લાગા કે તેઓએ મનશુબો કીધો કે બધાજણ સાથે મલી તે છોકરાને બંદીખાણેથી નસાડવો; આ વાતની ખબર એ નેક દીલ નીયાયાધીશનાં કાંનપર આવી. તેણે તુરત તે છોકરાંને પોતાને ઘર બોલાવી રાખયો અને આશ-પાસ લશકરી પેહેરો રાખયો! જે દીવશે તેને ફાંસી દેવાનો હતો તે દીવસે સહવારના પોહોરમાં તેની સાથ ઊઠી પોતે બંદેગી કીધી પછે તેણે તેને કહયું "મારા બેતા તને જીવવાનો હવે થોડોજ વખત રહયો છે. તાહારાં દીલમાં ઉપજેલી સઘલી જંજાલ હવે એ ઘડી દુર કર અને તારા કમબખત બાપને એક છેલી કોટી કરી લે!"

એ બાદ એણે એ છોકરાને પોતાનાંજ દરવાજા આગલ ફાંસી ને લાકડે લટકાવી મારી નાખવા દીધો!

એ પછે તેણે તુરત પોતાનો ઓધો છોડયો, અને આ દલ-ગીરીએ તેનો પણ તુરત ભોગ લીધો. તેનાં મરણ બાદ તેના ઘરનાં દરવાજા ઉપર ગામનાં લોકોએ એક મુવેલા આદમીનું દોકું શીલા પથરમાં કોતરાવી તેની યાદદાસ્ત તાજી રખાવી કે આ જેવો ભલો અપક્ષપાત નીયાયધીશ દુનીઆં કવીચીતજ પેદા કરશે!



# પાદશાહની પરોણાગત.

રૂશીઆનો પાદશાહ ઇવાન દરરોજ છુપે લેબાશે પોતાના મુલકમાં ફરવા નીકલતો હતો જેથી લોકો કેવી રીતે પોતાનો ધંધો ચલાવે છે અને રાજ વીશે કેવા વીચારો રાખે છે તે માલમ પડી આવે. એક દાહાડે મોસ્કોની નજદીક તે એકલોજ ફરવા નીકલ્યો. તેણે ચીકડેહાળ લેબાસ પેહેરેલો હતો અને તેવે લેબાશે તેણે ઘણાંક ઘરોમાં દાખલ થવા માંગ્યું પણ તેનો હાલહવાલ પોશાક જોઇ કોઇએ આસરો આપ્યો નહીં. તેણે તદન થાકી જવાના અને ભુખથી તેમજ નબલાઇથી અધમુવો થઇ જવાના ઘણા પણ ચાલા કીધા પણ તેનું કંઇ વલ્યું નહીં. આખરે લોકોની નીરદયતા તરફ ધીક્કાર બતાવી તે પાછો ફરતો હતો તેવામાં એક ઝુપડાં ઉપર તેની નજર પડી. તેણે જઇ તે ઝુપડાનું બારણું ઠોકયું, અને એક મરદે તે બારણું ઉઘાડી પુછ્યું, "હયાં તું શું માગેછ?" "હું આખા દાહાડાનો થાકેલો છું, અને ભુખથી મને તમર આવે છે." "અફસોસ!" પેલો મરદ બોલ્યો, "ઘણેજ કઢંગે વખતે તાહારૂં હયાં આવવું થયું. મારી ઓરત હવડાં હમેલથી છુટશે. તોપણ કંઇ ફીકર નહીં જો તેણીની ચીચીઆરીઓથી તું ઘભરાતો નહીં હોયતો અંદર આવીને બેસ. મારેથી બનશે તેટલી તાહારી માવજત હું કરીશ." રાજા ઇવાન અંદર જઇને બેઠો અને પેલો ઘરધણી તેને માટે ઇડાં, દુધ અને પાંઊં લઇ આવ્યો, જે જમી રહયા પછી પેલા ઘરધણીએ તેને એક ઘાસનું હુંફવાળું બીછાનું કરી આપ્યું જેની ઉપર રાજા ઇવાને આખી રાત ખુબ ઊંઘ કાહાડી. સહવારના પોહોરેમાં તે ઉઠયો અને પેલા ઘરધણીએ તેને નાસ્તો કરી આપ્યો, જે ખાધા પછી રાજા જવાને સારૂં તઇયાર થયો. જતી વખત રાજાએ તેની બઇરીનાં તંદરોસ્તીના સમાચાર પુછ્યા, જે ઉપરથી પેલા ઘરધણીએ જવાબ દીધો, "ખુદાના હુકમથી મારી ઓરત હાળમાં સારી હાલતમાં છે. ગઇ રાતે તેણીએ એક બેટાનો જનમ આપ્યો છે. રાજાએ તે બચ્ચાંને પોતાની આગળ લાવવા કહ્યું, બચ્ચાને જોઇ રાજાએ કહ્યું, "તાહરૂં ફરજંદ ઘણુંજ ભાગ્યશાળી નીવડશે, એનું નામ પાડવાની ક્રીયા કયારે કરવામાં આવશે?" પેલા ઘરધણીએ જવાબ

દીધો, "ખુદા જો મને જીવતો રાખશે તો બરાબર એક અઠવાડયાં પછી." "ઠીક છે ત્યારે હું તે વખતે હઇઆં હાજર થઇશ" એટલું બોલી રાજા પેલાનો ઉપકાર માની ચાલતો થયો. બરોબર એક અઠવાડયું પછી ભારે દોર દમામ સાથે રાજા ત્યાં પાછો આવ્યો. પેલા ગરીબ ઘરધણીએ તેને પેહેલાં ઓલખ્યો નહીં. રાજા બોલ્યો, "મારા વચન પ્રમાણે હું આજે હયાં હાજર થયો છું મેં તને કહ્યું હતું કે તારૂં ફરજંદ ભાગ્યશાળી નીવડશે, અને તે મારૂં બોલેલું ખરૂં પાડવા આજથી હું એનો ધરમ બાપ થાઊં છુ. એને આજથી હું માહારાજ ફરજંદ તરીકે ગણીશ અને તાહરાં અને તાહરાં કુટુંબની આબાદીને ખાતર તાહરાં એજ ઝુપડાંની આસપાસની ઓહોલી જમીન અને ગાય ઢોરની એ મોટી સંખ્યા હું તને બખશેશ કરૂં છું. એ તાહારી ભલી મનશાનીનો બદલો છે. યાદ રાખજે કે ભલાઇનો બદલો ખોદા કોઇપણ દાહડો વાલશે.

---

# સરસ કોણ ખાટકી કે મોચી.

એક દીવસે એક ધરમશાળામાં એક ખાટકી અને એક મોચી બન્ને જણે સાથે ઉતારો લીધો હતો. ખાટકી પોતાની સાથે એક નહાનું વાછરડું ખરીદી લાવયો હતો, અને જ્યારે તે ધરમશાળામાં આવ્યો ત્યારે એક ઘોડાપર સવાર થઇને આવયો હતો જે ઘોડાની પીઠ ઊપરજ પેલાં વાછરડાંને બાંધી લીધું હતું. પેલા મોચીએ ધરમશાળાનાં માલેક સાથ સરત બકી કે "પેલું વાછરડું કોઇપણ રીતે માંરે આ ખાતકીનાં હાથમાંથી ચોરી જવું, અને જો હું જીતું તો તમોએ મને એક દારૂની બાતલી ઇનામમાં આપવી." પેલો ધરમશાલાનો માલેક તરતજ કબુલ થયો કારણકે ખાતકીના હાથમાંથી વાછરડું છોડવવું મુશકેલ હતું. જ્યારે પેલો ખાતકી ઘોડાપર વાછરડાંને બાંધી પોતે તેજ ઘોડાપર સવાર થઇ પાછો પોતાના ગામ તરફ જવા ધરમશાળામાંથી નીકલયો ત્યારે પેલો મોચી તેની અગાઉથી નીકલી જે જંગલમાથી તે ખાતકી પસાર થવાનો હતો તે જંગલની અધવચમાં જઇ એક નવોજ જોડો

નાખી આવયો અને બીજો તયાંથી આસરે પા માઇલ દુર નાખયો. હવે, પેલા ખાતકીએ તયાંથી પસાર થતાં પેલો પેહલો જોડો જોયો. તેનો દોલો તેમાં ખોભાયો ખરો, તોપણ ફકટ એકજ જોડો ઉંચકી લેવાને ખાતર ઘોડાપરથી ઉતરવાની તસદી લેવાનું તેને વાજબી વીચારયું નહીં. થોડેક દુર જતાં તેને પેલો બીજો જોડો નજર પડયો. તેણે વીચારયું કે જોડાની આવી શુંદર જોડ જતી નહી મેલવી જોઇયે. તરતજ તે નીચે ઊતરયો ઘોડાને એક ઝાડ સાથે બાંધયો અને જયાં પેલો પેહેલો જોડો તેને દીઠો હતો તે લેવા ચાલયો. પેલા મોચીએ તરતજ પોતાનું કામ કરવા માંડયું, અને પેલો ખાતકી જોડો લઇ પાછો ફરે તેટલાંતો પેલા વાછરડાંને ઘોડાની પીઠ ઉપરથી છોડી બીજે રસતે ધરમશાલાના માલેકને લઇ જઇ આપયું. ખાટકીએ જયારે જોયું કે તેનું વાછરડું કોઇ પસાર કરી ગીયું ત્યારે તે ધરમશાળા તરફ પાછો ફરયો અને પોતાનો હેવાલ જણાવી કહયું કે મને બીજું વાછરડું તો ખરીડવુંજ પડશે કારણ કે મેં મારા ઘરાકોને વચન આપેલું છે. પેલા ધરમશાળાના માલેકે કહયું કે અગરજો તને વાછરડું જોઇતું હોય તો મારી પાસે એક છે જે હું વેચવાને તઇઆર છું. પેલા ખાતકીએ તે વાછરડું તપાસયું અને પછી તેની કીંમત પુછી. પેલા ધરમશાલાવાલાએ આખરે તેના અસલ ભાવ કરતાં કંઇક ઓછી કીંમતે પેલું વાછરડું તેને વેચયું અને પાછું આગલની માફક તેને ઘોડાપર બાંધી પેલો ખાટકી તયાંથી ચાલતો થયો. પેલા મોચીએ ધરમશાલાના માલેક સાથ પાછી તેજ શરત બકી અને તે વાછરડું ચોરી લાવવાને એકવાર ફરીને હામ ભીડી. તે વેલાજ જંગલમાં પાછો જઇ ઝાડો-માં સંતાઇ બેઠો અને જેવો પેલો ખાતકી ત્યાંથી પસાર થયો કે લાગલો વાછરડાંનીજ માફક તે બરાડયો. પેલો ખાતકી સમજયો કે "મારૂં અસલી વાછરડું તો કેયું હયાં ભરાઇ બેઠું દેખુ." એવું વીચારી તે ઘોડાપરથી નીચે ઉતરયો અને ઝાડીઓમાં વાછરડું સોધવા પડયો. પેલા મોચીએ આ ટકનો લાભ લઇ બીજી વર પેલું વાછરડું છોડી લીધું અને તેને લઇ જઇ ધરમશાળાનાં માલેકને સવાધીન કીધું. પેલો ખાટકી નાશીપાસ થઇ બીજીવાર ધરમશાળા તરફ પાછો ફરયો અને પોતાના કમનસીબની વાત કરી કહ્યું કે મને તો ભુતે જંગલમાં ઘેરયો છે. પેલા ધરમશાળાના માલેકે બધો હેવાલ તેની આગલ

ખુલ્લો કીધો અને તેનું વાછરડું તેમજ તેની કીંમત માટે લીધેલા તેના પૈશા પાછા તેને સવાધીન કીધા. ખાટકી પેલા મોચીની આવી સીફતથી ઘણો મધન થયો અને પોતા તરફથી દારૂની એક વધુ બાતલી તેને ભેટ કીધી.

# ચીનાઈ ઠગાઈ.

માણસનાં મરણ પછી તેનો જીવ આ જેહાંનમાં પાછો બીજા રૂપમાં આવે છે એવું હીંદુઓ તેમજ ચીનાઓ પણ માને છે. બે ચીનાઓએ આવા વીચારનો કેવો ઉપયોગ કીધો તે નીચલી વાત પરથી જણાશે, એક ઘરના ચોકમાં બે ફરએ બતકાંઓને તે બે ઉઠાઉગીરોએ ફરતાં દીઠાં અને તે બતકાંઓમાં તેમનો દોલો ખોભાયો. તરતજ દરવાજા આગળ તેઓ ઊંધે મસ્તક પડયા અને ડસ્કે ડસ્કે રડવા માંડયું. તેઓને રડતાં સાંભલી ઘરધણીયાણી ઓરડામાંથી દોડી આવી અને તેમના દુખનું કારણ પુછવા લાગી? તેઓએ વધારે ને વધારે ડસ્કા તાણવા માંડયાં અને કગળતે સાદે કહ્યું, "આ બન્ને બતકાંઓમાં અમારા બન્નેના બાપોના જીવ ભરાયલા છે. અરે બાઇ, મેહેરબાની કરી એ બતકાંઓની ઊપર જફા ના પાડતાં નહીં તો અમે દુખથી રીબી રીબી મરણ પામશું." પેલી ઘરધણીઆણીને આ સાંભલી દયા આવી. તેણી બોલી, "હું તો એમને વેચી નાખવાનો વીચાર કરતી હતી પણ જ્યારે એઓમાં તમારા બાપના જીવ ભરાયલા છે અને તેમને જીવાડવાની તમોને એટલી બધી કાલજી છે તો હું તેમની ઘણીજ સંભાળ લેવશ," "અરે બાઇ જેવાં તમે મયાળુ અને સમજુ છો તેવા કંઇ તમારા ભરથાર નહીં હશે અને તેમનો જીવ જતાંવાર તમારાં બારણા આગળજ અમો હમારો જીવ પડકી નાખશું." તેમના એવા દુખ ભરયા બોલોથી પેલી મયાળુ ઘરધણીયાણીને ઘણીજ દયા આવી અને પેલાં બતકાં તેમને આપી દીધાં અને પેલા ખોદાબખશોએ ત્રણ ત્રણ વખત નમસ્કાર કરી પેલી નેક ઓરતનો ઉપકાર માન્યો તેજ સાંજે આ મુફત મલેલા માળ ઉપર પોતાના મીત્રો સાથે તેઓએ મોઠી મારી.

# તલેસમાતી દાબરો.

એક સ્ત્રીના ઘરમાંથી દરરોજ કંઇને કંઇ ચીજ ખોવાયલી માલમ પડવાથી તેણીની દોલતમાં વરશો વરસ ઘતાડો થતો ગયો. આ સબબથી તેણીએ પડોશનાં વનમાં એક તપસવી બાવો રેહતો હતો તેની સલાહ લેવાનો થેડાવ કીધો. પોતાના ઘરની માથી હાલત વીશે તેણીએ તેને કહ્યું, "મારૂં ઘર આબાદ રેહતુ નથી. મને કંઇ એવું મંત્ર આપો કે જેથી આ સંકટ ટલે."

તે તપસ્વી જે એક ખુશ મીજાજનો માણસ હતો, તેણે તે સ્ત્રીને જરા થોભવાને અરજ કીધી. તેણે એક ચપટ બંધ કરેલો દાબરો લાવી કહ્યું, "એક આંખાં વરસ સુધી આએ દાબરો હાથમાં લઇ તમો તમારા બાવરચીખાનાનાં ભોંયરામાં, તબેલામાં તથા ઘરના સર્વે ભાગપર દહાડામાં ત્રણ વાર તથા રાતના ત્રણ વાર ફરજો. જો એમ કરશો તો હું કબુલાત આપું છું કે તમારા ઘરની આબાદાની વધશે. વરશ પુરૂં થતાં આ દાબરો મારી આગલ લાવવાને ચુકતાં નાં."

તે ભલી સ્ત્રીને આ તલેસમાતી દાબરાની ખુબી વીશે કંઇ ઇતબાર હતો, માટે તે તપસ્વીની સલાહ પરમાણે ચાલવાને ચુકી નહી. તેણી દરરોજ તે દાબરો હાથમાં લઇ, ઘરના દરેક ભાગપર જતી હતી. બીજે દીવસે જ્યારે તેણી ભોંયરામાં ગઇ ત્યારે તબેલામાં એક છોકરો વાઇનની બાતલી ચોરતાં સપડાયો. રાત પડતાં તેણી બાવરચીખાનામાં ગઇ જ્યાં સઘલાં માણસો સગડી આગલ જુકતાં બેસી સરવેથી લેહેજતદાર પકવાનોની ચાસણી ચલાવતા પકડાયા. તબેલામાં જતાં જણાયું કે ગાયો તો લગભગ નજીસાઇમાં ગરક થઇ ગયલી હતી; અને ઘોડાઓને ચણાંને બદલે સુકું ઘાસ મલતું હતું. એ પ્રમાણે દરરોજ ફરતાં કંઇ ને કંઇ ચોરી તથા ખામીઓ માલમ પડતી તે સુધારતી હતી, જેણે કરીને તેણીનું ઘર આબાદ થવા લાગયું. એમ કરતાં આખું વરસ પુરૂ થયું, અને તે સ્ત્રી તે અજમતી દાબરો લઇ પેલા તપસ્વી આગલ જઇ ખુશી ભરયાં અવાજે બોલી, "ખરેખર હવે મારા ઘરમાં સઘલું બરાબર ચાલે છે; પણ હું અરજ કરૂં છું કે આ દાબરો મને એક વરસ વધુ રાખવા દેવો, કેમકે એમાં ઘણા સરસ ગુણો છે."

તે તપેસરી હસવા લાગયો અને કહયું, "એ દાબરો તો હું તમુને આપી શકતો નથી, પણ તેની અંદર જે કંઇ છે તે હું તમોને આપું છું, અને તેની ખુબીતો તમોએ અજમાયશ ઉપરથી જોઇ હશે." એમ બોલી તેને તે તલેસમાટી દાબરો ઉઘાડીઓ. તે ભલી સ્ત્રી ઘણી અજાયબીમાં ગીરફતાર થઇ, કેમકે તેની અંદર કંઇજ નહી પણ એક કાગજનો કટકો હતો, જે ઉપર નીચે મુજબ લખેલું હતું ;—

**"અગર તમો સરવે વાતે આબાદ થવા માંગતા હો, તો તમારા ઘરની સરવે રીતની સંભાલ તમો પોતેજ રાખજો."**

# બુરાઇનો બદલો ભલાઇ.

ઘણાંક વરસોની વાત ઉપર આરબોની એક જાતમાં નાબોર કરી એક માણસ હતો, જેની પાસે એક સુંદર ઘોડો હતો. જે તેની ઝહડપ અને અસીલાઇ માટે મશહુર હતો. દાહેર નામનો બીજો એક આરબ ગોયા આ ઘોડા ઉપર મોહીત પડયો હતો, અને તેને મેલવવાને બહુ આરજુ રાખતો હતો. તેણે પોતાના ઊંટો અને બીજી ઘણી કીંમતી ચીજો તેના ઘણીને તેની કીંમતમાં આપવા કહી પણ તેના માલેકે તેને વેચવા ના પાડવાથી તેની સઘલી કોશેશ ફોકત ગઇ. સીધી રીતે પોતાની આ મુરાદ નીશફલ થવાથી તેને પોતાની મુરાદ બર લાવવા તેને એક યુકતી કીધી. તેને ફાટાં તુટાં કપડાં પેહેરી પગ અને ગરદન બાંધી, નહી ઓળખાવા માટે મોહડું રંગી, એક આંધળો ભીખારી થઇ, જે રસ્તે તે ઘોડાના ઘણીને જવાનો માહવેરો હતો ત્યાં જઇ ઢોંગ કરી પડયો. નાબોરને તેના દીલકસ ઘોડા ઉપર આવતાં જોઈ આ ઠગારો ઝીણે શાહાડે બોલ્યો "હું ગરીબ પરદેશી છું ખાવાનું શોધવા માટેબી ત્રણ દાહાડા અને રાત થઇ મારેથી અહીંથીં ખીસવાની તાકાત રહી નથી. હું મરી જાઊં છું જો તું મને મદદ કરશે તો ખોદા તારૂં ભલું કરશે."

નાબોરે આ ઉપરથી દયા ખાઇને તેને પોતાના ઘોડાપર બેસાડી ઘેર લઇ જવા કહ્યું. પણ પેલા લુચ્ચાએ જવાબ આપયો કે તેનાથીં

ઊઠાતું નથી અને તેનામાં કાંઇ શકતી રહી નથી. એથી નાબોર ઘોડાપરથી હેઠે ઉતરયો, ઘોડાને તેની નજદીક લાવ્યો, અને મહા મુશકેલીએ પેલા ઠગ ભીખારીને ઘોડાની પીઠપર બેસાડયો. ઘોડાપર બેસતાંવાર તેણે જોરથી દોડાવી બુમ મારી કે નાબોર એ તો હું છું. હવે મને ઘોડો તો મલ્યો. એને ફરીથી તું જોવા પાંમશે નહીં. મારા ભોલા દોસ્ત સલામ. નાબોર આ બનાવથી અજાયબ થઇને ગમગીન થઇ ગયો; પણ તરત ભાન આવ્યાથી તે ચોરની પુઠે પુઠે દોડયો અને બુમ મારીને કહ્યું કે કંઇ વાત કેહેવાની છે માટે ઉભો રેહે. પોતે ઘોડા ઉપર હોવાથી તે તેને પકડી શકશે નહી એવા ગુમાનમાં થોડેક દુર ઘોડો ઉભો રાખ્યો. નાબોર જેના હાથમાં એક ભાલા સીવાય બીજું હથીયાર ન હતું તે બોલ્યો "તેં મારો ઘોડો લીધો છે અને ખોદાની મરજી એમજ છે તો, મારો કાંઇ ચારો નથી, પણ હું તુંને ઓજરખાઇથી અરજ કરૂં છું કે મારો ઘોડો તુંને કેમ મલ્યો તે વિશે કોઇને કેહેતો ના." દાહેરે કહ્યું "કાંય નહી." પેલા ભલા આરબે જવાબ દીધો કે "તેનો સબબ એ છે કે કોઇ બીચારો ખરેખર આજારી હોય અને પીડાતો હોય તેને કોઇબી આદમી આ વાત સાંભલી મદદ કરવાને બીહે. એથી મારી માફક ઠગાવાની ધાસ્તીથી ખરેખરાં ધરમનાં કામથી બીજો માણુસ પાછો હાથ ઉઠાવે."

આ શખ્શુન સાંભલી દાહેરનું મોહડું શરમથી રૂંધાઇ ગયું ઘોડાપરથી એકદમ હેઠે ઉતરી ઘોડો તેના ધણી નજદીક લાવી તે બોલ્યો "નાબોર તારો ઘોડો પાછો લે. એકબી પાપી કામથી માણુસની છાતીમાંથી ધરમ ને દયાનો દુજતો જહરો બંધ પાડું તો માહારા ઉપર લ્યાનત હોજો. હું જે નુકસાન તુંને કરવા જતો હતો તે માટે મારા સાચાં દીલથી હું પસતાઊં છું." નાબોરને તેનો સુંદર ઘોડો પાછો મલવાથી તે બહુ ખુશી થયો, પરંતુ તેના બે બોલથી એક જાતભાઇને તેના નીચ અને પાપી કામથી વાલવામાં તે જે ફતેહમંદ થયો હતો તે માટે વધારે ખુશાલ થયો. દાહેરની તરફ માફી અને દોસ્તીનો હાથ લંબાવ્યો, અને તેને જોર જુલમથી પોતાને ઘેર તંબુમાં લઇ ગયો અને ત્યારપછી તેનીપર ચાહા અને વીશવાસ રાખ્યો. એ રીતે બુરાઇનો બદલો ભલાઇથી વાલવાથી નાબોરે તેને પોતાનો સદાનો વીશવાસુ મીત્ર કીધો.

# ડાહાપણનું ઈનામ.

એક વેલા ઇરાનનો એક શેહેનશાહ જ્યારે દુરના જંગલમાં શીકાર કરતો હતો ત્યારે તેને એક બુઢા ખેડુતને અખરોતનાં ઝાડ રોપતાં દીઠો, જેથી તે નજદીક જઇને તેની ઊંમર પુછી. તે ખેડુતે જવાબ દીધો, "મારી ઊંમર ચાર વરશની છે." એક ખાસ હજુરીયાએ શેહેનશાહની આગલ આવો બેવકુફી ભરેલો જવાબ આપવાને માટે તેને ઠપકો આપ્યો. તે ખેડુત બોલ્યો "તમે મને વગર કારણે ઠપકો આપો છો. મેં વીચાર કરીનેજ જવાબ આપ્યો છે. કારણ કે અકલી અને દુર અંદેસ માણસો મુરખાઇ અને પોતાના સુખને માટે ગુમાવેલા વખતને પોતાની જીંદગીના ભાગ તરીકે ગણતા નથી, તેટલા માટે મારા પેદા કરનારની યાદમાં અને બંદગીમાં તથા ભાઇબંધો તરફની ફરજ બજાવવામાં જે વખત હું ગુજારૂં છું તેને મારી ખરી ઊંમર તરીકે ગણું છું." શેહેનશાહ તેની અકલ અને હુશયારીથી ઘણો અજબ થયો ને પુછ્યું કે, "શું તું આ ઝાડો રોપે છે તેના ફલ ચાખવાને જીવશે કે?" "ખરી વાત" ખેડુત બોલ્યો "પણ જેમ બીજાઓના રોપેલાં ઝાડોના ફલ આપણે ખાઇએ છીએ તેમજ આપણે પણ આપણી પછી જે પેદા થનાર છે તેઓને માટે રોપવું જોઇએ." આ સાંભલી શેહેનશાહ ઘણોજ ખુશી થયો અને તેને એક હજાર સુનાનાં સીક્કાની કોઠલી બક્ષીસ આપવાનો હુકમ કીધો. તે લઇને ખેદૂત નમીને બોલ્યો, "ઓ જેહાંનપનાહ જ્યારે બીજાઓ ઝાડ રોપે છે ત્યારે તેના ફલ ચાલીશ વરસે આવે છે, પણ મને તો રોપતાંને વારજ ફળ મલ્યાં છે." "શાબાસ!" શેહેનશાહ બોલ્યો અને એક બીજી સીક્કાની કોઠલી આપી, તે ઉપરથી બુઢો બોલ્યો, "બીજાં ઝાડોને વરસમાં એક વેળા ફળ આવે છે, પણ મારાંને તો એક દહાડામાં બે વખત આવ્યાં છે." "વાહવાહ" શેહેનશાહ બોલ્યો અને એક ત્રીજી સીક્કાની કોઠલી બક્ષીસ આપીને પોતાના ઘોડા ઉપર સવાર થઇને નીકલી ચાલયો અને જતાં જતાં બોલયો જે "ઓ માનવંત બુજરગ હું તાહારી સાથે વધારે વખત વાત કરવાને હીંમત કરતો નથી કે રખેને તાહારા હાજર જવાબથી મારો ખજાનો ખાલી થઈ જાય."

# ખરો પ્યાર.

## ડેનમારકના લોકોની એક કાહાની.

---

એક વખત એક ડેનીશ બાહાદુર પોતાના મુલકની એક સરવથી ખુબસુરત ઓરત સાથ પરણનાર હતો. એ દેશની રીતી પ્રમાણે એક ઘરેથી બીજે ઘેર પોતાના મેહમાનોને ઇજન દેવાને ઘોડે અસવાર થઇ તેને જવું પડયું. લગનની ક્રીયા પછે નાચ તથા ખાનું થનાર હતું, અને તેની ઓલખના સરવને નોતરૂં દેવું જોઇતુ હતું.

તેને તે દીવસે ઘણાક માઇલની મંજલ કરી હતી, અને રાત પડવાથી તેને જોયું તો તેને હજુ એક મોટા જંગલમાંથી પસાર થવાનું હતું કે જેને વાસતે એવુ કેહવાતું કે તે પરીઆંથી વસેલું હતું તથા ત્યાંથી એક ચમતકારી કુદાલુ વટાવી જવું પડતુ હતું.

લોકો એ જંગલમાંથી રાતનાં પસાર થતાં બીહતાં હતાં, પણ સર ઓલેફ તો એક બાહાદુર તથા હીમતવાલો જવાન હતો, તેથી તેને પોતાના સફેદ ઘોડાને એડ મારી જંગલમાંથી રસતો લીધો.

એ વેળા ચંદરમાં ઉગતો હતો; તેણીના સફેદ કીરણો ઝાડીમાંથી નરમાસ સાથ ઝાંખુ ઉજરડું પાંથરતા હતાં. તે તેના ખુબસુરત ચેહરા તથા લાંબા રેસમી વાળ ઉપર પ્રકાશવા લાગું; તેની માજરી ચક્ષમો ખુશાલી દેખાડતી હતી, તથા તે જે નાજનીન સાથ સહવારમાં પરણનાર હતો તેના ખુશી ભરયા વીચારમાં મશગુલ હતો.

એકાએક કાંઇક અવાજ સંભલાવાથી તેના વીચારમાં ખલલ પડી; તે ગાયણનો સરોદ હતો, જે અવાજ અજાએબ જેવો મધુર, અને મનહરન હતો.

ઘોડો એ સાંભરી ધ્રુજતો જણાયો, પણ સર ઓલાફએ આગલ વધવું જારીજ રાખયું, તથા પોતાની આસપાસ સંભાલથી જોવા લાગો. કારણ એ નરમ હાથથી વાગતા વજંતરો કોઈ માણુસ વજાડતું હોય તેવું ન હતું; અને ગીત સઘલાં અનજાના તથા જાદુઇ જણાતાં.

હવે એને માટે કાહાણી એ હતી કે જે કોઇ એ જંગલમાંથી રાતની વેળા જતું તેનું દીલ હરન કરવાને પરીઆના રાજાની બેટી દીલખુશ ગાંતું ગાતી હતી.

ઓલાફ બોલયો, "મારૂ દીલ તે ખેંચી શકનાર નથી, કારણ તે મે મારી પ્યારી હવે પછે થનાર માશુકને અરપણ કરયું છે. મને પરીઆંના રાજાની બેતીઓની કાંઇ ધાસતી નથી."

તે મનસે બોલતો મુગો રહયો તેટલાં ઝાડીમાંથી નીકલી એક સાફ મેદાનમાં આવી પોહતો; તેજ તે પરીઆઓની રમવાની જગા હતી; તેના ઉપર સફેદ ચાંદરની પંથરાએલી હતી; અને ત્યાં તેને ત્રણ ખુબસુરત નાજનીન લીલાં કપડાં પેહડેલી, તથા નાહાના વજંતરેપર મીથા સરોદ કાહાડી ગાતી જણાઇ, અને તેઓની વચે એક વધારે મનમોહન નારી ઉભી હતી જેને તેના તરફ પોતાના હાથ લંબાવયા.

તેણી બોલી, "સર ઓલેફ, તમારાં પગલાં અતરે મુબારક હોજો. ઘોડા પરથી ઉતરી અતરે આવો, હુ પરીઆના રાજાની બેતી છું, અને મારી મરજી એવી છે, કે તમે મારી સાથે અમારી વચ્ચે આવી નાચો. એ માન ઘણા થોડાં આદમીને મલયું હશે."

પણ સર ઓલેફ નીચે ઉતરયો નહી, માત્ર તેનીને સલાંમ કરી તે બોલયો, "હું તમારી સાથ નાચી શકતો નથી, મારેથી હયાં જરા થોભાસે વટીક નહીં. કાલે મારાં લગનનો દીવસ છે ને મારી ઓરતને મલવા જવા મારે જલદી ઘેર જવું જોઇએ."

તેણી બોલી, "સર ઓલેફ, તારી બઇરી બેશક ખુબશુરત છે, પણ શું હું તેણીના કરતાં વધારે ખુબશુરત નથી? સર ઓલેફ ઉતરી પડ અને તારી બઇરીને માટે તેણીના લગનની ભેત દાખલ એક સફેદ રેશમનો ઝભો આપીસ કે જે પરીઆંની રાણીએ પોતાના બેલમથી ચાનના જેવો ચલકતો કરયો છે."

આપણા બાહાદુર સરે જવાર દીધો, "ખુબશુરત પરીજાદી તારો એને માટે હું ઉપકાર માનું છેં, પણ મારેતો જતાંજ રેહવું જોઇએ. મારાં લગનની સાંજના મારેથી તારી સાથ વાત કરવા કે નાચવા થોભાએ નહીં. સાહેબજી" એમ કહી તે ચાલતો થયો હતે, પણ તે પરીજાદીએ આગલ આવી તેના ઘોડાની રેકાબ ધરી તેને ઉભો રાખયો.

તેણી બોલી, "સર ઓલેફ નીચે ઉતર, હું તુને શુનુ આપસ, કારણ હું જાનું છું કે તું આતલો હીંમતવાન છે તોબી આગો આલમ

છે. મારી સાથે કુંદારામાં આવી નાચ, અને તુંને હું તવંગર કરી મુકસ."

**સર ઓલેફ**—નહીં, મે તુંને કહયુંની કે આજ મારાં લગનની સાંજ છે, તેથી મારેથી મારી ઓરત સીવાએ કોઇ બીજાં સાથ નચાએજ નહી. ભલી પરીજાદી મારા ઘોડાની લગામ છોરી દે. સાહેબજી. પણ એ સાંભરી એ પરીની ખુબશુરત ચસમો ગોસા ભરી દીસવા લાગી. તેણી બોલી—"મારા સાથ નાચવાને સર ઓલેફ તું ના પાડે છે તો તું મારાથી કાંઇ પણ નીસાન લીધા વગર પાછો ફરસે નહી. જે સખસ જંગલમાંની પરીનો બોસો લેવાને ના પાડે છે તે તેણીના હાથથી સરાપ લીધા વના જતો નથી."

પછે તેણીએ પોતાના અંગુથાપર ઊંનચી થઇ તેની છાતીપર તેના દીલ નજદીક હાથ મારી કહયું, "તારી ઓરત પાસ તારે ઘેર જા, સર ઓલેફ, તારી ઓરત પાસે તારે ઘેર જા."

તરતજ તેનો ઘોડો દોડી ગયો, પણ સર ઓલેફ તેપર ફીકો તથા સ્થીર થઇ બેઠો હતો; તેના હાથમાંથી લગામ નીકલી પડી હતી; તેણી આંખથી તે કાંઇપણ જોઇ શકતો ન હતો; તેના હોથ બંધ થઇ ગયા હતા; એ સફેદ ઘોડાપર, સફેદ ચાંદનામાં, તે એક સફેદ લોથ થઇ સવારી કરતો હતો.

જેઓ સર ઓલેફની આવવાની વાર જોતાં હતાં તેઓએ આખી રાત ફીકતમાં એજ હાલતે કાહાડી. સહવારૂં પડયું પણ તેના આવવાની કસી નીસાન જણાઇજ નહી, પણ એવો એક બાહાદુર નાઇટ પોતાની ઓરતને આપેલું વચન ભુલે નહીં તેથી ખાનું બીછાવામાં આવ્યું; ગલાસોમાં શરાબ રેડવામાં આવ્યો; પરણનાર નારીને કપડાં પેહડાવી તૈયાર કરી અને પહરોણાઓ આવવા લાગા.

સર ઓલેફ હજુ શું કર્યા કરતો હતો? જેઓને ખબર હતી કે તે રાતના પરીઓના જંગલમાંથી ચાદરણાની વખતે આવનાર હતો, તેઓ તેને માટે ધભરાવા લાગા; પણ જેવાં બધાં તે જંગલની બાજુએ જોવા લાગાં કે તેમાંથી એક સફેદ ઘોડો નીકલ્યો, જે સઘલાએ ઓલખ્યો કે સર ઓલેફનોજ હતો.

તેનાપર એક નાઇટ બેઠેલો હતો જે બરફથી તદન બંધાઇ ગયલો જણાતો; તેના હોથ સુધી તે તદન સફેદ થઇ ગયો હતો; તેની ઊગાડી આંખથી તે કશું જોઇ શકતો ન હતો. તે ઘોડો તેઓ વચે આવી

ઉભો, અને જો કે કોઇ છુપા હાથથી વગર હીલવે હજુ સુધી તે તેનાપર બેઠો હતો, તોપણ તે ઘોડાના ઉભા રેહતાંજ ઊંધે મસ્તકે તુતી પડયો. એ સર ઓલેફ હતો.

તેણી મોહરદાર થનાર નાજનીન ચીસ પાડી બોલી, "અરે એ મરી ગયો છે!"

તેણીની માએ બોલી, "મરી ગયો! મરી ગયો!"

સઘલા પહરોણા પોકારી ઉઠયા કે, "મરી ગયો છે!"

અને તેઓ વચે તે પડેલો હતો ત્યારે તેઓ રડી બોલવા લાગા, "અફસોસ! આજ લગનને બદલે બચારાની પાયદસ્ત નીકલસે, આખાં દેનમારકમાંના સઉથી બાહાદુર તથા સઉને પ્યારા નાઇટની પાયદસ્ત આજે નીકલસે."

પછે તેની ઓરતે પોતાના બાલે બાલ પીખ્યા તથા પોતાના ઘરેણા કાહાડી ફેંકી દીધાં; પણ સઘલા પહરોણાઓની વચેથી એક બુધી, દાહી ઓરત નીકલી આવી, કે જેનીની ઉમર ૧૦૦ વરસ કરતાં પણ વધુ હતી.

તેણીના લાંબા સફેદ બાલ, ગુછરા થઇ તેણીના માથાની બન્ને બાજુ જુલતા હતા, તથા તેણી કમરમાંથી છેક જમીન સુધી બુઘાપાને લીધે વલી ગયલી હતી; એટલું છતાં તેણીના તીક્ષણ અવાજે સારી જગા ભરઈ ગઇ.

તેણી બોલી, "અરે દોસ્તો, હું કહું છું તે સાંભલો. તમો જે જાનતા નથી તેથી હું વાકેફ છું. બાહદુર નાઇટ સર ઓલેફ જંગલમાં પરીના રાજાની બેતીને મલ્યો છે, તથા તેના હાથનો સરાપ એને લાગો છે. દરેક આદમી જે રાતને વખતે એ જંગલમાંથી પસાર થાય છે તેને તેણી બોલાવી કહે છે, "આવ અમારી સાથે નાચ, આવ અમારી સાથે નાચ."

અને પછે તેઓની સાથ તે નાચે કે નહી, તોપણ તેઓ તેની છાતીપર પરીઆનો સરાપ આપેછે. માત્ર તેમાં આએજ તફાવતછે:—

દરેક દાહયાં આદમીને સારી પેઠે માલમ છે કે, જે શખસ પોતાની ઓરતને ભુલે છે તથા જેનો પ્યાર ખોટો થડે છે તે તદન મરી જાય છે, અને દેનમારકના સઘલા દાકટરો એકઠા કરો તોપણ તેનો આતમાં પાછો લાવવાની તેઓમાં તાકાત નથી. પણ જે શખસની દામાન પાખ હોય છે, જે એ જંગલના અંધારાંમાં, માત્ર પરીઓની સોબતમાં

તથા પરીના રાજાની બેતીની લલચાવનારી આંખો તેના સામને હોવા છતાં, જરા પણ ધચુપચુ મન વગર પોતાની દીઆનત પાખ રાખે છે, તથા તેણીના નરમ ગાલોપર ચુમી લેવાથી પહરેજ રહે છે, તેણીની સાથ નાચવાને ના પાડે છે, અથવા તેણીની પાસથી કાંઇ પણ ભેત યા વીતી લેતો નથી, તે અને તેજ તેની ખરી મોહરદારના તેને ચુમી લેવાથી પાછો સજીવન થાય છે.

તેણી થનાર ઓરતે માત્ર તેને ચુમી લેવાથી તે પાછો સજીવન થાય છે" તે બુધી દાહી ઓરતે પોતાની દોકી હીલાવી કહ્યું, જો કે "મારી આખી ઊમરમાં કોઇપણ એવી રીતે પાછો સજીવન થયો નથી. જે સઘલાને એ સરાપ લાગો હતો તે સઘલા મોહતને સવાધીન થાયછે."

તેણી ઓરત બોલી, "બુધાં માએ, જો તમારી વારતા ખરી હશે તો, સર ઓલેફ ફરી આએ દુન્યાની મોજ ભોગવવા ઉઠી ઊભો થશે; કારણ એનો પ્યાર તીખાં લોહડાં માફક મજબુત છે. મને મારા નાઇટના પ્યારની ખાતરી છે. મને એના વીશે જરાએ શક નથી."

એમ કહી તેણી પોતાના બાહાદુર વર આગલ ગુથનમંડયે બેઠી, તથા તેના ગાલ ઉપર ચુમી લેવા લાગી, જ્યારે બધાંઓ દમ બાંધી ચુપ થઇ તેનીની આસપાસ ઉભા રહી જોવા લાગા.

તેનીની ચુમીઓથી, તેના સફેદ પરેલા હાથપર પાછી લાલી જણાઇ, ફીકા પડેલા ગાલ પાછા ઉપસી નીકળ્યા, તથા તેની સ્થીર થયલી આંખોમાંથી જીંદગીની નીસાન જનાવા લાગી.

વરરાંણીને પોતાના ગાલ ઉપર તેના દમમાંથી નીકલતો પવન લાગો.

તેણી બોલી ઉઠી, "દાહયાં માએ, તમારી વાત સાચી છે, પરીનો શરાપ પણ એક ખરા જીગરપર અસર કરવાને અશતક છે, અને મારો ઓલેફ પોતાના તરવારના લોહડાના જેવો સાચો છે."

ત્યારપછે, સર ઓલેફ, હમેસ જેવો જોરાવર, તથા ખુબસુરતજ ઉથી ઉભો થયો તથા પોતાની મોહરદારનો હાથ પોતાના હાથમાં લીધો. એજ વેલાએ પરીયાંના જંગલમાંથી ભયંકાર, ગોસ્સા ભરયા અવાજો આવવા લાગા, અને પરોયાંના રાજાની બેતી ગોસ્સાથી બુમ પાડવા લાગી, કારણ પેલી બુધી દાહી ઓરતના કેહવા પ્રમાણે તેઓના ફાંદામાંથી એવો કોઇપણ ન હતો કે તેમને ચુમી લેવા વગર રહયો હોય તથા તેઓના શુના ઉપર લોભાયો ન હોય.

# રાજાનો જમાઈ—ચોરની ચતુરાઈ.

અસલના વખતમાં મીસર દેશના એક રાજાએ પોતાની દોલત એક સહીસલામત જગાએ સાચવી રાખવાને માટે એક મોટી ઇમારત બંધાવી. પોતાને જ્યારે ગરજ પડે ત્યારે તે ખજાનામાંથી પોતે થોડું ઘણું પણ લઇ જઇ શકે એવા ઇરાદાથી તે ઇમારત બાંધનારા વડા કારીગરે ભીતમાં એવી સીફતથી એક પથર ગોઠવયો કે જે તે મરજી મુજબ ખસાડી કોઇના પણ જાણવા વગર અંદર દાખલ થઇ શકે, અને બાહર નીકલી પાછો તેને પોતાની જગાએ પોતાને એકલે હાથેજ ગોઠવી શકે, પણ ભોગચોઘડીયે તે ઈમારત બંધાઇ રહયા પછી તરતજ પેલો કારીગર મરણને બીછાને સુતો, માટે તેણે પોતાના બે દીકરાઓને પોતાની પાસે બોલાવયા, અને પેલી ગોઠવણથી તેઓને બધી રીતે વાકેફ કીધા. પોતાના બાપના મરણ પછી પેલા ખજાનામાંથી તેઓ આસતે આસતે દરરોજ મોટી રકમ ઉપાડી લઇ જવા લાગા. રાજાને પોતાનો ખજાનો દરરોજ ઓછો થતો જણાયો, અને ચોરો ત્યાં કેમ દાખલ થતા હશે તે માટે તે ઘણો અજાએબ થવા લાગયો, કારણકે દરવાજાનાં તાલાં ઉપરતો તેની મોહર જેવી ને તેવીજ સલામત માલમ પડતી હતી. આખરે ચોરોને કોઇ પણ રીતે પકડવાને ખાતર તેણે ત્યાં મજબુત છટકાંઓ મુકાવયાં, અને તેમાં એક દહાડે પેલા બે ભાઇમાનો એક સપડાઇ ગયો. પેલા ભાઇએ જ્યારે જોયું કે મારેથી હવે છટકાંમાંથી નીકલી શકાવાનુ તો નથી, ત્યારે પોતાના બીજા ભાઇને કહયું કે મારૂ માથું તું કાપી લઇને અહીંથી નાહસ, કારણકે જો મારા ચેહેરાપરથી હું ઓલખાઇ આવશ તો આપણી સંધી મેહેનત રદ જશે, અને આપણે બન્ને મારયા જઇશું. પેલા બીજા ભાઇએ તે પ્રમાણે કીધું, અને ત્યાંથી સહીસલામત બાહર નીકલી પડયો. બીજે દહાડે સહવારે જ્યારે રાજા ખજાનામાં દાખલ થયો ત્યારે ચોરને સપડાયલો જોઇ ઘણો ખુશી થયો. પણ તેનાં શરીરપર ધડ નહી જણાવાને લીધે તે ઘભરાતમાજ બાહાર દોડી ગયો, અને પેલાં મુદડાંને જાહેર રસતા ઉપર મેલાવી તેની આગલ સખત ચોકી પોહોરા રાખી સીપાહીઓને હોકમ કીધો કે કોઇ માણસ આ મુદડાંને જોઇ દલગીર જણાય તેને મારી આગલ પકડી લાવવો.

પેલા ચોરની માએ પોતાના મરણ પામેલા દીકરાની લાસને લઇ આવવા માટે પેલા બીજા ભાઇને કાલાવાલા કીધા, અને તેને પણ વીચારયું કે કદાચ મારા મરણ પામેલા ભાઇના બદનપર કંઇપણ તેવી નીશાન હશે તો પકડાઇ આવશું એવી ધાસતીથી તેણે પેલાં મુદડાંને ચોકી પોહોરામાંથી ખેંચી લઇ જવાનો વીચાર કીધો. આવા વીચારથી રાત પડવા આવી ત્યારે તેણે પોતાનાં ધધેડાંઓપર કેફી દારૂની ભરેલી પુશકલ પખાલો લાધી, અને જ્યારે તે પેલા ચોકી પોહોરા આગલ આવી લાગયો ત્યારે તેણે જાણી જોઇને પેલી પખાલો ત્યાં છોડી દીધી. પેલા સીપાહીઓએ પોતાથી જેટલો બનયો એટલો દારૂ તેમાથી પીધો અને અરધી રાત થવા આવી તેટલામાંતો તેઓ છાકટા થઇને ત્યાં જમીન ઉપરજ લેટી ગયા. આવી તકનો લાભ લઇને પેલા ચાલાક ચોરે તે સઘલાઓને મોહોડે દારૂ ધોલાઇ જવાથી ત્યાં થઇ રહેલો કાદવ ચોપડયો, પછી પોતાના ભાઇની લાસને એક ગધેડાંપર મેલી પાછો પોતાના ઘર તરફ હંકાલી ગયો. બીજી સહવારે જ્યારે રાજા આ બનાવથી વાકેફ થયો, ત્યારે તેને વધારે અજાએબી લાગી, અને હવે પેલા ચોરને પકડી કાહાડવાની તેને વધારે ને વધારે ખાહેશ થવાથી તેણે એક સીફત લગાવી. તેણે પોતાની શાહાજાદી જે આ વેલાએ પુર જુવાનીમાં હતી તેને કહયું કે હવે તું પરણવાની મરજી રાખેછ એવું લોકોમાં જાહેર કર, અને જે કોઇ સખશ તાહરા હાથની માંગણી કરે તેને પુછ કે તાહરી જીંદગીમાં તેં કઇ કળા સઉથી સરસ વાપડી છે, અને તેં કયો સરવેથી અજીમ ગુનાહ કીધો છે. પેલા જુવાન ચોરે રાજાને એકવાર ફરીથી ઠગવાનો ઇરાદો કાધો, અને તેવી ધારણાથી તેણે પેલી શાહજાદીના હાથની માંગણી કીધી. શાહાજાદીની મરજી મુજબ તે તેણીની મરજી મુજબ તે તેણીની હજુરમાં હાજર થયો, અને વલી છેલ્લે સરવાલે પેલા ચોકીબાનોના થેબીઆ, મુછ અને દાહાડી બોડી પોતાના ભાઇની લાસ કેવી સીફતથી ચોરી લઇ ગયો હતો, તે સંધું લંબાણથી કહી સંભલાવયું. આ વાત સાંભલતાંજ શાહાજાદીએ તેનો હાથ મજબુત પકડયો, અને "પકડો" "પકડો" કરી બુમ પાડી. ખીદમતગારો સંધા દોડી આવ્યા, અને શાહાજાદીના હાથમાં એક મુવેલાં મુરદાંનો હાથ જોઇ તેઓ ધભરાઇ ગયા. શાહજાદી પણ બશીઆણી પડી ગઇ, અને પેલા ચોરની અક્કલપર આફરીન કરવા લાગી, કારણકે પેલા ચોરે પોતાનો ખરો હાથ શાહજાદીને પકડવા

દીધાને બદલે એક મુરદાંનો હાથ તેણીનાં હાથમાં આપ્યો હતો, જે તેણે પોતાનું મોહોત ચેતી પોતાના લેબાશ નીચે છુપાવી મેહેલમાં સાથે લઇ ગયો હતો. જ્યારે રાજાને આ વાતની ખબર થઇ ત્યારે તેની અજાએબીનો કંઇ પાર રહયો નહીં. તેણે તરત ઢંઢેરો ફેરવ્યો કે હવે અગરજો આ ચબરાક ચોર મારી હજુર પોતે હાજર થશે તો હું તેને માફ કરશ, અને તેને મોહોટું ઇનામ આપશ. આ ઢંઢેરો સાંભળી પેલો જુવાન ચોર દરબારમાં હાજર થયો. અને પોતાની ખરી હકીકત જાહેર કીધી, અને રાજાએ તેને માફ કીધું. એટલુંજ નહીં પણ તેને પોતાના રાજમાં સર્વેથી ચાલાક માણસ ધારીને તેને પોતાની શાહાજાદી સાથ પરણાવી પોતાનો જમાઇ કીધો.

---

**એક અજાએબ તહુરાંની પીછાન**—લારડ કેમીશ જ્યારે એક નીયાએખાતામાં ઇનશાફ કરતા તરીકે ઓધાપર હતો ત્યારે એક વેલાં બાહાર ફરવા ગયો હશે. એક જગાપર રાત્રે વીશાંમો લીધા પછે એ નામદાર ઉમરાવ શહવારનાં પોહોરમાં પોતાની ધારવેલી જગાએ મુલાખાત આપવાને બાહાર પડયો. પણ મારગમાં ચાલતાં વાત ભુલયો તેથી રસતામાં એક આદમી પોતાની ઓરત સાથ ચાલતો મલી ગયો તેને તેણે અરજ કરી પોતાનો ભોમીઓ થવા કહ્યું. તે શખસે વાંકો વલી ઘણી નમનતાઇ બતાવી શલાંમ કરીને કહયું "મારા નાંમવર શાહેબ હું એ કામ મારી સરો-ચશમથી ઉઠાવી લઇશ. શાહેબ શું તમો મને ભુલી ગયા? મારૂં નામ શાહેબ જાન છે; તમો નામદારની હજુર એક વેલા મને એક મેંઢુ ચોરવાનાં વાંક સારૂ ઉભો કરવામાં આવ્યો હતો તે હું જાનું છું?" તે નીઆયધીસે જવાબ દીધો "ઓહો! તું છે જાન—તને હું સારી પેઠે ઓલખુંછ; પણ વારૂં તાહારી બાયડી કેહેવી છે?"

"અંહં! શાહેબ—મારી બાયડીને ભુલી ગયા! તે તેજ ઓરત જેણે મારૂં ચોરેલું મેંહેઢું જાણી જોઇને સાંટયું હતું તે! અને હમો બેઉ જણાને તમો નામદારની આગલ ઇનસાફ સારૂં ઉભાં કીધાં હતાં. પણ શાક્ષી બરાબર નહીં પડવાને લીધે હમો છુટી ગયાં, અને તે દીવસથી હું મારો એજ ધંધો ચલાવીઓ જાંઉછ?"

"એમ છે ત્યારે તો મને ઉમેદ છે કે આપણી ફરીથી એક વાર તેવે પરકારની મુલાકાત થશે!"

# એક "ભકતીમાન" ચોર.

કોઇએક ઇંગ્રેજી દેવલમાં એક ઘરડી સ્ત્રી ભકતી કરવા માટે ગઇ, અને એક બેઠક ઉપર એક જુવાન પુરૂશ બેઠેલો હતો તેની આગલ જઇને બેઠી. ભકતી શરૂ થાય તેની આગમજ તેણીએ પોતાના ગજવામાંથી એક સોનાની તપકીરની દાબડી કહાડી એક સુરાકો ખેંચયો, અને તે દાબડી તથા રૂમાલ ભુલથી બેઠક ઉપર મુકી ભકતીમાં સામેલ થઇ. પેલા પાસે બેઠેલા જુવાન પુરૂશે પેલી સોનાની દાબડી કોઇ જોય નહી તેમ પોતાના ગજવામાં સેરવી દીધી. ભકતી ખલાસ થયા પછી પેલી સ્ત્રીનુ નાક સુકાયું અને તેની પેલી દાબડી જોવા ગઇ તો ત્યાંથી અલોપ થઇ ગયલી માલમ પડી.

આ સ્ત્રીની સાથ પેલો જવાન પણ દાબડી શોધવા લાગયો. પણ દાબડી બહાર પડેલી હોય તો મલે કે. પછી તેને ભકતી કરવા મલેલા લોકની આગલ એક નાહનું સરખું ભાષાણ કીધું;—"પ્રીય મીતરો અને બાઇઓ—હું જણાવવાને ઘણોજ દલગીર છું કે આ ભલી બાઇની સોનાની દાબડી આવાં એક પવીત્ર મકાનમાં ચોરાઇ છે શું આવાં પવીત્ર અને ઇશ્વરી મકાનમાં પણ કોઇ એવો પુરૂશ છે જે પોતાની દયાનત બગાડી ઇસ્વરને અપમાન આપે!"

પોતાના બચાવમાં આવી 'જીવનકલા' લગાડી. તેણે પેલી સ્ત્રી પાસે તેણીનાં ઘરની નીશાની માંગી, અને જણાવયું કે તે બરાબર સોધ કરી તેણીની દાબડી પુગતી કરશે. પેલીએ પોતાનો 'કારદ' તુરત તેને કાહાડી આપયો અને જણાવયું કે હમણા મને એક બાઇને ત્યાંનુ ઇજન છે ત્યાં મારે જવું છે, માટે રાતનાં સાત કલાકને સુમારે હું તમને મારે ઘર મલીશ.

હવે પેલો 'ભકતીમાંન' ચોર પેલી સ્ત્રીના મકાનપર જઇ પોહોંચયો, અને ત્યાં જોયશું કે સીપાઇઓ અને ચાકરો દરવાજાપર બેસી વાતો ચલાવે છે. પેલાએ પેલી દાબડી, જેના ઉપર ઘરધણીની તસવીર પણ હતી, તે દેખાડી પેલી સ્ત્રીના રૂપાંના છરી કાંટા તેમજ તેણીના ઘરેણા માગયાં. દાસીએ પેહલાં જરા આનાકાની કીધી, પણ પેલી દાબડીની નીશાની પુરતી હતી એવું સમજી તેણી ઘરેણાની પેટી ઉગાડવા ગઇ, પણ તેની કુંચી તો બાઇ

પોતાની પાસે રાખતાં હતાં તેથી તેણીએ પેલા ચોરને જણાવયું કે આ પેટીજ તમો લઇ જઇને બાઇને આપો, કે જેથી તેણીને જે જોઇતું હશે તે એમાંથી કાહાડી લેશે, કારણ કે કુંચી તેમની પાસે છે. આ કીંમતી પેતી લઇ પેલો ચોર તે શેહેરમાંથી બીજે શેહેર નીકલી ગયો, અને પેલી સ્ત્રી હાથ ઘસતી રહી ગઇ.

---

# રાજાની પરીક્ષા લેનારી રાણી.

એક રાજા પોતાના દાહપણને માટે તથા અદલ ઇનસાફને માટે વખણાયલો હતો; અને તે માટે તે વખતના રાજાઓ તેને ઘણુ માન આપતા હતા.

એક વખત તેની રાણીના મનમાં એવું આવયું કે રાજાની હુશીયારીની પોતે જાતે તપાશ કરવી. આ માટે તેણીએ કુદરતી રંગીન ફુલોને આબેહુબ મલતો રંગીન કાગજનો એક હાર બનાવી રાખયો; અને જયારે રાજા તેણીની આગલ આવયાં ત્યારે તેણી એક હાથમાં પેલો ખોટો બનાવટી હાર અને બીજા હાથમાં કુદરતી ખરો હાર ધરી તેનાથી થોડે દુર ઉભી રહી તેને સવાલ કીધોકે, “રાજાજી મારા કીયા હાથમાં ખરો અને કીયા હાથમાં ખોટો હાર છે તે મને જણાવો; તમો તો એવા કામમાં ઘણા કુશળ છો!”

તે શેયાનો રાજા ગુચવાડામાં પડયો; તોયપણ એક નારી જાતીને હાથે એક નજીવી બાબતમાં માહાત થવું તેને કેમ ગમે! આથી તેની મગરૂરી ઉશકેરાઇ, અને તે વીચાર કરતો હતો તેવામાં તેણે એક બારીની બાહેર કેટલીક મધમાખને ભમતી જોઇ. આ જોઇ તે ખુશી થયો અને તે બારી ઉઘાડી નાખવાનો હોકમ કીધો. જેવીં બારી ઊઘડી કે મધમાખો અંદર ધસી આવી, અને તુરતજ સઘલી કુદરતી હારની ઉપર આવી બેઠી; પેલા ખોટાની ઉપર તો એક પણ બેઠી નહી.

આ બનાવથી રાણી ફીકી પડી ગઇ, અને રાજાની હુશીયારીને માટે ઘણી વખાણ કીધી.

